श्री

# ॥ चकल ज्ञान विलास. ॥

तथा

# वेहेचर बुद्धि भानू प्रकाश.

બનાવનાર

તારાચંદ ઉર્ફે ચકલરામ હવસા.

છપાવી પ્રસિદ્ધ કરનાર.



अमदावादमां

"ગુજરાત ગેઝેટ" પ્રેસમાં છાપી.



સંવત ૧૯૪૮. સને ૧૮૯૨.

કિંમત બાર આના.

## શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

વાંચી જો પુસ્તક ભણી સમજની, ખુબી સારી છે ખરી,
જેથી તે સહુ સમજી શકે, બ્રહ્મવિદ્યાથી નિશ્ચે કરી;
નથી હું કવીજન ગુરૂ-ગમથી, વાણી સારી મેં કથી,
છે તત્વ સ્વરૂપ આકાશ ચકલ, નિમિત સાચો નથી. ૧

## વસંતતિલકા વૃત્ત.

જુઓ વેદ પુરાણમાં તત્વ બોધ પામે,
વાંચી ગ્રંથ સહુ માયા બંધન ના વામે;
કર્યો બોધ માહાવાયક ગુરૂ નિષ્કામી,
ગુરૂ ગોવિંદ એક ચકલ શીષ નામી. ૧

## ॥ ॐ तत् सत् परमात्मने नमः ॥

### પ્રસ્તાવના.

ચાર વેદ અને છ શાસ્ત્ર અને અઢાડ પુરાણમાં જેવા જીવોને પુરૂષાર્થ બતાવ્યાં છે તેમાં જન્મ મરણ દુઃખની નિવૃત્તિ કરવા માટે આ "ચકલ જ્ઞાન વિલાસ"નો સારી પેઠે વિચાર કરશો તો તમારા દેહના તત્વનું જ્ઞાન થશે. આ દુનિયામાં મોટામાં મોટું દુઃખ જન્મ મરણ જેવું બીજું એકે નથી. માટે કોઈ વેદાંતી તથા બ્રહ્મજ્ઞાની તથા તત્વદર્શી તથા માહાત્મા પુરૂષ કોઈ સ્વામીનો સમાગમ કરશો અને આ પુસ્તકનો વિચાર કરશો તો જન્મ મરણના દુઃખથી મુકત થઇને બ્રહ્મનાં સુખને પ્રાપ્ત થશો. જેમકે મૃગ આપણી સુગંધીનો અનુભવ જાણ્યા વિના સર્વે જગ્યાએ કસ્તુરી ખોળે છે તે કસ્તુરી મૃગના પેટમાં છે. તેમ આ પુસ્તકનો વિચાર કરશો તો મહા આનંદને પ્રાપ્ત થશો. હવે વેદમાં ત્રણ કાંડ છે, તેમાં કર્મ, ઉપાસના ને જ્ઞાન. કર્મ, ઊપાસના પેહેલાં સમજવી. અને અંતઃકરણ શુદ્ધ કરવું. પછી આ પુસ્તકનો વિચાર કરશો તો તેનું ફળ પરત્યક્ષ માલમ પડશે. જેમકે મેલા લૂગડાં ઉપર રંગ ચડાવીએ તો રંગને બગાડશે ને સફેત ધોએલાં લૂગડાં ઉપર રંગ ચડાવીએ તો રંગ સારો ખીલે. તે અધિકારી થયા વિના આ પુસ્તકનો વિચાર કરશો તો મેલા લૂગડાંનાં રંગ જેવો માલમ પડશે. માટે આ પુસ્તકમાં પ્રત્યક્ષ પ્રમાણ બતાવીએ છીએ કે માટીનાં અનેક ઘડાં પાણીનાં ભરેલાં હોય, તેમાં સૂર્યનારાયણનું પ્રતિબિંબ પડયું તો સૂર્ય નારાયણ પરત્યક્ષ છે તો પ્રતિબિંબ માલમ પડે છે. તેમ પરમાત્મા જ્ઞાન તત્વ રૂપે છે તો આ જગત દેખાય છે અને દર્પણમાં આપણું પ્રતિબિંબ દેખીએ છીએ, પણ આપણે પરત્યક્ષ છીએ તો આપણું પ્રતિબિંબ દેખીએ છીએ. તેમ આ તત્વ પરમાત્મા પરત્યક્ષ સત્ય છે, તો જગત અસત્ય દેખાય છે. તેમ કોઈ માણુસ એમ કેહેશે કે સંસ્કૃત ગ્રંથ બહુ છે અને આતો ભાષાનું પુસ્તક છે માટે એક દાખલો આપુ છું જેમકે—એક બ્રાહ્મણીયા રસોઈ બનાવી તે રસોઇને પીરસનારો શુદ્ર છે. તેમ સંસ્કૃત ગ્રંથ વાંચીને ભાષા કર્યા વિના સમજાતું નથી. માટે સંસ્કૃત ગ્રંથ ઝાડરૂપી છે ને ભાષા તો ફળ, ફુલ રૂપે છે તેમ સંસ્કૃતની ભાષા કરશો તો સમજ પડશે. જેમ ઝાડનાં ફળ, ફુલ કામમાં આવે છે. તેમ ભાષાથી સમજ પડે છે. વળી બહુ ગ્રંથ સમજીને આપણું યથાર્થ તત્વસ્વરૂપ ઓળખવું છે. તેમ આ લઘુ ગ્રંથ "ચકલ જ્ઞાન વિલાસ"નો વિચાર કરશો તો પોતાના

તત્વસ્વરૂપને દર્શાવશે. માટે એક દાખલો-જાણે સોમણ રેતના ઢગલામાં પાંચશેર બાજરી નાખીએ ને પાંચમણ રેતનાં ઢગલામાં પાંચશેર બાજરી નાંખીએ, માટે સોમણનો ઢગલો ના ફેંદવો અને પાંચમણનો ઢગલો ફેંદીને બાજરી કાઢી લેવી. માટે થોડી મેહેનતથી કામ થતું હોય તો વધારે મેહેનત ના કરવી. માટે પોતાનું તત્વ સ્વરૂપ સમજીને જીવન્મુક્તિનું સુખ લેવું. તથા આ પુસ્તકમાં છપા, કુંડળિયા, કવિત, મનહર, દોહરા, રેખતા, ભુજંગી, ચંદ્રાવળા, હોરીયો, ગજલ, ઠુમરી, પ્રભાતીયાં, પરજ, કાફી, પદ, બેત વિગેરેનો સમાવેશ કરેલો છે. તથા "બેહેચર બુદ્ધિ ભાનુ પ્રકાશ" ની વિગત આ પુસ્તક કેવી રીતે બનાવ્યું છે તે સાંભળો.

આસ્તોડિયા દરવાજા બહાર મોચીની વાડીમાં પંજાબ દેશનાં માહાત્મા પુરૂષ દયાસિંગ બે વરસ રહ્યા હતા, ત્યાં હમેશાં તત્વનો સમાગમ ચાલતો હતો, તે માહારાજની પાસે અમો બંને ભાઈ વેદાંતનું સ્મરણ કરવા જતા હતા, તેમ અમારા મોટાભાઈ બેહેચર જે વાત ત્યાં થાય તેનું ટાંચણ કરી રાખ્યું હતું, અને બીજા ઘણાં ગ્રંથો પણ ત્યાં સાંભળ્યાં હતા. એ બધા ટાંચણનો પ્રશ્ન ઉત્તર બાંધીને એ લઘુ ગ્રંથ બનાવ્યો ને પછી એ ગ્રંથ લેઈ જઇને માહારાજને બતાવ્યો. માહારાજ જોઇને બહુ ખુશી થયા. અને બોલ્યા કે તેને બહોત અચ્છા કીયા, એ ગ્રંથ પ્રસિદ્ધ કરને યોગ હૈ. તેને ઇતિની મેહેનત કીયા, માટે એ ગ્રંથકા નામ તેરા નામ પરસે "બેહેચર બુદ્ધિ ભાનુ પ્રકાશ" નામ રખના, એઈ મેરી ખુશી હૈ. વળી તાજપરમાં સ્વામી શીવાનંદનો સમાગમ થતો હતો. તે ઉપરથી માહારી લઘુ બુદ્ધિ ચલાવી છે. માટે સઉ જનોને મારી નમ્રતા પૂર્વક વિનંતી છે. તથા શાસ્ત્રીઓ તથા મહાત્મા પુરૂષોનો હું દાસ છું, માટે મારા ઉપર ક્ષમા રાખી ભૂલ ચુક માફ કરશો એજ માહારી વિનંતી છે. માહારો મુકામ અમદાવાદમાં રાયપુર મધે કાચવાડામાં.

---

## ભૂજંગી છંદ

**શુરા સજ્જનો જ્ઞાન શસ્ત્રો સજીને,**
**કરો યુદ્ધ અંતે કળા વાપરીને;**
**મચી જંગિ અજ્ઞાન શત્રુ હઠાવો,**
**પછીથી પરબ્રહ્મના ગુણ ગાવો.** ૨

☞ ચકલરામ હઉસા.

# અનુક્રમણિકા.

**વિષય. પૃષ્ટ.**

## હરિગિત છંદ.

હે ! સુજન, વાચી ગ્રંથ સાંચી સાંચી સારજ રાખજો,
સુપડાતણી રીત રાખી આઘા કુંનીતિ કુસકા ફેંકજો;
કુડે ચાળણી દુરજન સમી નિજ રીત શ્યાણા દુર કરો,
ને રાખી નીતિ રવો ચોખ્ખો બ્રહ્મજ્ઞાને ચિત્ત ધરો. ૧

४९४१

# ॥ चकल ज्ञान विलास ॥

॥ श्रीगणेशाएनमः ॥ श्रीशारदाएनमः ॥

રાગ—ધોળ.

આજ જગત લાહાવો મને વિતિયો;
મેંતો દીઠા પરિબ્રહ્મ બાપ,
જગત લાહાવો મને વીતિયો. ટેક.
અવિદ્યા માડીએ પેદા કર્યો,
વિદ્યા માડીએ બતાવ્યો છે બાપ. જગત. ૧
વિવેક વૈરાગ્ય માહારા છે બંધવા,
શાંતિ બાઈ છે નાની માહારે બેન. જગત. ૨
બુદ્ધિ ગુણવાન મારી છે સ્ત્રી,
શુભ આચરણ માંડયું ઘર સૂત્ર. જગત. ૩
શુભ નિતિ દુકાન માહારે બેસવા,
સત સંગત મોહોટો વેહેપાર. જગત. ૪
ગુરૂ માહારા તો મેહેતાજી બન્યા,
વેદાંત ભલી ભણાવી વિદ્યાય. જગત. ૫
જમે ઊધાર પાસુ તપાસતાં,
તુંપદ તત્પદ એકજ જણાય. જગત. ૬
દેહ ઈમારતમાં માહારે વસવા,
અમરપુર માહારૂં નિજ સેહેર. જગત. ૭
જીવન્મુક્તિનો માલ તો મેં વોહોર્યો,
તત્વરૂપ હીરામણી લાલ, જગત. ૮
જીવરામ ચકલ માહારૂં નામ છે,
શવરામ બ્રહ્મ માહારા તાત. જગત. ૯

## હરીગીત છંદ.

જગનાથ જોડું હાથ, માગું માફ ગુનો માહરો,
વિદ્યા માયાને પંથે પડું, સારો ગુણ દેજે તાહરો;
વૈરાગ્યને વિચારવા, મનને વિશે ચીતવન કરૂં,
અજ્ઞાનને ઊડાડવા, હૈયા વિશે હીમ્મત ધરૂં. ૧
વિવેકથી વિચારજો, જગત નહિ જુગદિશ છે,
અનુભવી એક આતમા, તપાસતા તમામ છે;
અસંખ્ય ભાવ છોડીને, વિપ્રીત ભાવમાં ઠરૂ,
અજ્ઞાનને ઊડાડવા હૈયા વિશે હીમ્મત ધરૂં. ૨
જગમાં તો એક જુવો તમે, સારમાં તો સાર શું,
મોટામાં મોટું તત્વ જ્ઞાન, તે વિના નથી કશું;
માટે દેહ મમતા છોડે, તો તત્વ છે ખરૂં,
અજ્ઞાનને ઊડાડવા, હૈયા વિશે હીમ્મત ધરૂં. ૩
દેહે તો પંચ ભુતનો, તેનો તો ધણી તું નહી,
દેહને તે તો માન્યો, માટે દુઃખમાં જાએ વહી;
તત્વનું થયું છે સહુ, તત્વમાં જશે ખરૂં,
અજ્ઞાનને ઊડાડવા, હૈયા વિશે હીમ્મત ધરૂં. ૪
જેમ મૃગ જળને, માની માની દોડી તે મરે,
તેમ તું અજ્ઞાનથી, જગતને સાચું કરે;
માટે તું અટકળને, અદબદમાં શીદને ફરૂં,
અજ્ઞાનને ઊડાડવા, હૈયા વિશે હીમ્મત ધરૂં. ૫
જેમ સિંહ કુપમાં, છાંયાને જોઇને તે મરે,
તેમ તું અજ્ઞાનથી, મમતાની મોહોડ શીદ ધરે;
આદે જક્ત નથી અંતે, નથી વચ્ચે છે ખરૂં,
અજ્ઞાનને ઊડાડવા, હૈયા વિશે હીમ્મત ધરૂં. ૬
જુવો વીર મારા ધીર, જુવો આતમા નિશ્ચે કરી,
તો તો તમામ તત્વ રૂપ, આતમા રહ્યો હરી;
સદગુરૂ મળે ત્યારે, અનુભવ જ્ઞાન દે ખરૂં,
અજ્ઞાનને ઊડાડવા, હૈયા વિશે હીમ્મત ધરૂં. ૭
જગતમાં એક સારમાં, તો સાર ગુરૂપદ છે,
તે વિનાનું બીજુ માને, તેતો તાહારો મદ છે;
ચકલ કહેત ફોડો મોહ માયાનું ઠીકરૂં,

અજ્ઞાનને ઊડાડવા, હૈયા વિશે હીમ્મત ધરૂં. ૮

## લલીત છંદ.

એ પ્રાણનાથજી, હેતે દ્યો મતી,
તમ વિના અમારી, શી થશે ગતી;
તું તો છું દયાળ, જગતના પતિ,
હું તો છું અજ્ઞાન, જુઠી છે ગતિ. ૧
જંજાળની તે જાળ, મુજને ધરી,
જુવો વિચારી આપ, હવે તો ફરી;
હું તો છું તુજ બાળ, માહારી શી ગતિ,
એ પ્રાણનાથજી, સારી દ્યો મતિ. ૨
શુભ આપો મુજ જ્ઞાન, હેત શું ધરી,
કૃપાના દીનાનાથ, પ્રેમશું કરી;
જુઠામાં પડયો છું, જાઉં હું લટી,
એ પ્રાણનાથજી, સારી દ્યો મતિ. ૩
ઘણા જુગથી હું, ભમુછું નિરધાર,
હવે તો દેહે મુજને, મનુષ્યનો આ છે સાર;
પારે આવ્યું વાહાણ, જ્ઞાનની ગતિ,
એ પ્રાણનાથજી, સારી દ્યો મતિ. ૪
સારમાં એક સાર, નામ તાહરૂં,
તે હિયેથી જાય, દુઃખ માહરૂં;
મલ આગ્રણ હું, નિકળ્યો વટી,
એ પ્રાણનાથજી, સારી દ્યો મતિ. ૫
મોજતો મળી, તાહારા નામની,
ગુરૂની કૃપા છે, નિજ ધામની;
માયાના ત્રણ ગુણ, તેનો તું પતી,
એ પ્રાણનાથજી, સારી દ્યો મતિ. ૬
તંતુનું બન્યું પટ, માયા છે એ ગત્ય,
વેદનું સિધ્ધાંત, સંતનો એ મત;
તને મળવાને માહારાજ, બાંધી મેં કટી,
એ પ્રાણનાથજી, સારી દ્યો મતિ. ૭
હીમ્મત હથિયાર, બાંધ્યું મેં હરી,
તાહારૂં તો તત્વ રૂપ, જોયું મેં ફરી;

મન બુધ્ધી ને ચિત્ત, અહંકારની ગતી,
ઓ પ્રાણનાથજી, સારી દ્યો મતિ. ૮
જાગ્રત સ્વપ્ન માંહિ, રહ્યો તું સમાઈ,
એતો હરી સહી, નથી બીજું કાંઈ;
સુષોપ્તીને પાર, વૃતી તો વટી,
ઓ પ્રાણનાથજી, સારી દ્યો મતિ. ૯
તુરિયા સ્વરૂપ, તમે છો અરૂપ,
તુંતો નિજરૂપ, ચૈતન્ય સ્વરૂપ;
મલ્યું છે સાચુ ધન, ઇશ્વરની ગતી,
ઓ પ્રાણનાથજી, સારી દ્યો મતિ. ૧૦
અરૂપને સ્વરૂપ, જગતનો ધણી,
જુવોને સૌ કોઈ, મધ્ય આકાશ મણી;
ચકલ કહે, આનંદની ગતી,
ઓ પ્રાણનાથજી, સારી દ્યો મતિ. ૧૧

## રાગ—કાફી પદ ૧.

જપો જાપ જુગમાંરે, જુગદિશ ક્યાંરે હસે;
પુછું છું તમને પ્રશ્નરે, હરી માહારો ક્યાંરે વસે. ટેક.
જોયા વિના જો જાપ જપો છો, તેમાં શો મળે તમને લાભ;
વેહેપાર કર્યો ને દેવાળુ આવે, તો શિદ કરોછો કલાભ;
સાધન તાહારૂં સ્વપ્નુંરે, સમજ વિના શિદને ઘસે. જપો. ૧
સ્વાનથી સ્વાન ભસ્યા કરે છે, ભુંકી મરેછે સારી રાત;
દેખાદેખી એમ સાધન કરો છો, તેમાં નહી વળે નિરાંત;
સદ્ગુરૂની શાણોરે, સોહંગ ધણી પાસે વસે. જપો. ૨
સવારમાં ઊઠીને પુરવમાં જવું, વળતી ચાલ્યો છે પશ્ચિમ;
દાણા મરઘાએ પાછળ મેલ્યાં, ચાંચો મારે ને નહિ ગમ;
ભુલ્યો ભાન ભવમાંરે, જ્ઞાન તત્વ પાસે વસે. જપો. ૩
જગત તો જુગદિશજ જાણો ને, જપી લ્યો જાપ માહારા વીર;
જો તમારૂં કલ્યાણ ચાહોતો, વરતી ઠરાવોને સ્થિર;
દાસ ચકલ કહેછે રે, હરી હીરો ઘટમાં વસે. જપો. ૪

## રાગ—કાફી પદ ૨.

ભેદ તો બતાવોરે, ભક્તિઓના કરનારા;

અનુભવી આવોરે, ધ્યાન જેનું ધરનારા. ટેક.
જીવ નથી ને શીવજ તે છે, તે બેના કેવાં છે રૂપ;
રૂપ જોયા વિના, ભકિત કરોછો, અંધ જઈ પડયો જેમ કુપ;
મુળ તાહારૂં શું છેરે, ચિત હરી શું ધરનારા. ભેદ તો. ૧
અધ્યારોપનો [illegible];
શાણાજનની સોબતો કરી, મેલ તારો વિવાદ;
ભારેથી હલકો થાનેરે, બગ ભકિત કરનારા. ભેદ તો. ૨
ભકિત કરોને ભય ન ભાગે, ભીંનર ભેદ અનેક;
સત સંગત તે ભકિત છે સાચી, રાખે ત્રીકમ તારો ટેક.
ભય તો તાહારો ભાગેરે, ભવોભાવના કરનારા. ભેદ તો. ૩
વિવેક રૂપી ભકિત કરી લ્યો, નિશ્ચે રૂપી દરશણ;
જાપ અજાપો પાસે જપે છે, તે સમજે તો થાય પરસન;
દાસ ચકલ કેહેછે રે, સમજ ધ્યાન ધરનારા. ભેદ તો. ૪

## રાગ—કાફી પદ ૩.

ચસ્મુ દીધાથીરે, છોટું હોય તે મોટું ભાસે;
દરપણને માંહિ દેખીરે, શ્વાન પાછું પાછું નાસે. ટેક.
અજાના ભેળો સિંહ રમે છે, નથી દીઠું રે તેનું રૂપ;
કુંડલે કનકનું રૂપજ ઢાંકયું એમ બ્રહ્મ જગત સ્વરૂપ;
કાર્ય કારણ એકરે, શિવ જીવ થઈ ભાસે. ચસ્મુ. ૧
નિરનાં માંહિ લીલ દેખીને, કાચની ભ્રાંતિ થાય;
જ્ઞાન ગુફામાં ગોતીને જોજો, હરી મારો ત્યાં પરખાય;
ઈંદ્રિજાળ જેવુંરે, જકત મિથ્યા ભાસે. ચસ્મુ. ૨
આત્મા તત્વ છે પરીપુરણ, જેમ પકવાનમાં ખાંડ;
પાંચ તત્વ કારણ રૂપ છે, કાર્ય છે બ્રહ્માંડ;
ભય તો તારો ભાગેરે, જ્ઞાન દીવે તપાસે. ચસ્મુ. ૩
વાહાણમાં બેઠાથી ઝાડ નાસે છે, વાદળમાં દોડયો દીસે ચંદ્ર;
જળની લેહેરો તો જળ સ્વરૂપ છે, મોક્ષનું મનુષ્યા દેહ બંદ્ર;
પાંખનું પારેવુંરે, નથી તેતો મિથ્યા ભાસે; ચસ્મુ. ૪
સંવત ઓગણીસેં સુડતાલી સાલે, માહા માસની ચૌદશ;
શિવરાત્રીની પુજા વેળા, વૃત્તિયો થઈ મારી વશ;
ભમણા તો ભાગીરે, ચકલ ચૈતન્ય ભાસે. ચસ્મુ. ૫

## રાગ—કાફી પદ ૪.

સોહંગ લેહ્યો લાગીરે, તપાસી જુઓ આ તનમાં;
અવળાનું સવળું ભાસેરે, ઊલટો ખેલ છે ઘટમાં. ટેક.
મૃગના પેટમાં કસ્તુરી વસે છે, નથી એનું તેને ભાન;
મૂળનું ભાન તો ભુલી ગયો છે, સમજી લે જ્ઞાન વિજ્ઞાન;
કાગળની હાથણી દેખીરે, હાથી પડયોછે ધરામાં. સોહંગ. ૧
બ્રહ્માના ઊપર હંસ ચઢયો છે, ને વિશ્નુના ઊપર ખગરાજ;
શંકરના ઊપર નંદી ચઢયો છે, દેવ કરે પુજારાનું કાજ:
અંધ સોય પરોવેરે, પાહાડ પેઠો છે દરમાં. સોહંગ. ૨
મધ્ય રાત્રીએ સૂર્યજ દસ્યો, મધ્યાન્હકાળે દર્શિ રાત;
શાણા જન તો સાનમાં સમજો, બીબાવ નાની છે ભાત;
મૃગે બાણ લેઇનેરે, પારધીને માર્યો વનમાં. સોહંગ. ૩
શાણા સસલાએ સિંહનેજ માર્યો, કીડીએ માર્યો ગજરાજ;
બ્રહ્મનું જગત ઊલટુંજ દરશ્યું, માયાના ગુણથી તું લાજ;
વિવેકી મારા વીરારે, કુવો પેઠો છે ઘટમાં. સોહંગ. ૪
ખોળતાં ખોળતાં પોતે ખોવાયા, જ્યારે મળ્યું છે મૂળ ધામ;
ભંડાર તો ઘરમાં ભર્યો છે, માગીને લાવે મુરખો દામ;
દાસ ચકલ કેહેછેરે, સોહંગ સોહંગ જો ઘટમાં. સોહંગ. ૫

## રાગ—કાફી પદ ૫.

જ્ઞાન તત્વ ના દરશ્યુંરે, સાધના તારી છે જુઠી;
સ્વપ્નાનું દ્રવ્ય દેખીરે, મુરખે જઈ ભરી મુઠી. ટેક.
જ્ઞાન ગંગામાં સ્નાન નવ કીધું, દીધું ઘર બેઠે ઘણું દાન,
જટા વધારી તિલક તાણી, ભસ્મ ચોળીને ધરે ધ્યાન;
શું થયું એ કરવાથીરે, ઊલટી જાળ બમણી ગુંથી. જ્ઞાન. ૧
ખટ શાસ્ત્રના ભેદ છે જુદા, વ્યાકરણનો જાણયો કદી ભેદ,
એમ કરવાથી કલ્યાણ શું થયું, ભણી ગયો ચારે વેદ;
પહોંચ્યાના પ્રમાણારે, કોઇએ નથી મોકલી ચીઠી. જ્ઞાન. ૨
પરપંચ કરવાને પેટ ભરે છે, ન સમર્યા પરીબ્રહ્મ નાથ,
વસ્તુ સમજીને સમરણ કરી લે, આવી છે બાજી તારે હાથ;
જગત વન કેવુંરે, જેમાં બાવળ ને કોઠી. જ્ઞાન. ૩
દુધ પાઇને સાપ ઊછેરો, અંતે કરે છે તે દંશ,

ઊલટા સંસ્કાર બમણા ઘાલે છે, બાંધી લીધી છે તારી પક્ષ;
પંડીત તો પુરા નથીરે, બગલમાં મારી ચાલે પોથી. જ્ઞાન. ૪
પિંડ બ્રહ્માંડમાં તત્વ તપાસો, જીવ શિવ નવ દેખાય,
પુરા ગુરૂ તો તુજને મળશે, દરશાસે ચૈતન્ય રાય;
દાસ ચકલ કેહે છે રે, કાયા તારી કાચી કોઠી. જ્ઞાન. ૫

## રાગ–કાફી પદ ૬.

ગોવિંદની ગતિ ન્યારી રે, નથી જાણતો અભિમાની;
ફુલ્યો ફુલ્યો ફરતો રે, મરણની બીક નથી આણી. ટેક.
મરણની બીક નથી તુજને, તું ડરતો નથી લગાર,
મનમાં તું તો નથી જાણતો જે, જળમાં નાખી જાળ;
જાળમાં આવી પડયો ત્યારેરે, તું પસ્તાયો પ્રાણી. ગોવિંદની.૧
માયામાં તું મોહી રહ્યો છું, તને ઝાઝો છે હુંકાર,
હુંકારમાં તું અંધ થયો છું, મિથ્યા છે આ સંસાર;
સ્વપ્ના સરખું રે, ભજી લે તું પામર પ્રાણી. ગોવિંદની. ૨
રાવણે જયારે હુંકાર કરીને, હરી છે સીતા નાર,
વાંનરની ટોળી મેળવીને, પ્રભુ આવ્યા સમુદ્ર પાર;
પાર આવી બેઠારે, તોય ના ચેત્યો અભિમાની. ગોવિંદની. ૩
વિભિક્ષણે જયારે શિખામણ દીધી ત્યારે, રાવણે મારી લાત,
લાત મારી જયારે રાવણે ત્યારે, રામ શરણે આવ્યો તેનો ભ્રાત;
અવિચળ રાજય આપ્યુંરે, ત્યાંતો એણે ટીલુ તાણી. ગોવિંદની.૪
રાવણ અભિમાનીને માર્યો, વિભિક્ષણને આપ્યું રાજ,
ભકતોનાં સંકટ કાપ્યાંરે, સમરથ છો મહારાજ;
લાજ રાખો સરવનીરે, ભકતને તમે લોછો તાણી. ગોવિંદની. ૫
એવું સમજીને મનમાં ભજી લ્યો, કરો પ્રભુશું વાહાલ,
દાસ ચકલ કહે પ્રભુ તમને, પુરણ કરશે ન્યાલ;
ન્યાલ પ્રભુ કરશેરે, પ્રભુ પોતા તણો જાણી. ગોવિંદની. ૬

## રાગ–કાફી પદ ૭.

જંજાળના પ્રાણીરે, તું તો ઘણાં ગોથાં ખાએ,
હરી નવ જાણ્યારે, તેતો ભવમાંહી જાએ. ટેક.
માયા મોહમાં વિંટાઈ રહ્યો છું, જેમ મદપુડે વળગે માંખ,
નિરધનને જેમ ધનજ આવે, અંધને આવે આંખ્ય;

માંખ થઈ વળગ્યોરે, જેમ વંઝાને બાળક થયાં. જંજા૦ ૧
દયા ધરમની વાત નવ જાણી, ને નવ જાણી પુન્યની વાત,
વરણાગીમાં વાંકોરે હીંડે, તાહારા જીવતરમાં ઉઠી વાટ;
જીવતર તાહારૂં ધીકછેરે, તુંતો પ્રભુનો ચોર થાએ. જંજા૦ ૨
કાયા માયામાં તું મોહી રહ્યો છું, તને બાંધ્યો છે અવળો બંધ,
આ સંસાર દેખીનેરે તુંતો, આપે થયો છું અંધ;
મારૂં મારૂં કરતાંરે, ઓચિંતાનો મરી જાએ. જંજા૦ ૩
રાવણ જેવો બળીયોરે નહીં, જેને ચૌદ ચોકડીનું રાજ્ય,
રાજનું પાટ કરીરે નાંખ્યું, જ્યારે ભક્તની લીધી લાજ;
લાજ લીધી એમ જાણીરે, તર્ત તેની વારે ધાયા. જંજા. ૪
પામર પ્રાણી ઊપર દયારે આણી, સાહ્ય કરોને મહારા નાથ,
ચકલ કહે પ્રભુ દયા કરીને, ઝાલો અમારો હાથ;
હાથ ઝાલો જ્યારે રે, જંજાળમાંથી તર્ત તારો. જંજા. ૫

## રાગ—કાફી પદ ૮.

પ્રાણી છું ઘણો પાપીરે, ભક્તી તેંતો નવ જાણી,
ઝાઝી ચોરીનેરે, નથી તે પ્રભુની છાની. ટેક.
રામ નામની ચોરી ના કીધી, તેંતો ચોરી લીધો સંસાર,
બાંધી માયાની માંહી પ્રીતડી તાહારે, કોણ ધાસે તાહારી વાર;
વારે ધાતા તાહારીરે, ભજ્યા હોત સારંગ પ્રાણી. પ્રાણી. ૧
લાલચમાં તું લેવાઈ ગયો છું, નથી જાણતો તુંતો આપ,
ચોરીરે તારી છતીરે થશે તાહારે, પુરાં મળ્યાં તાહારાં પાપ;
પાપ પુરાં મળ્યાંરે, દયા મનમાં નવ આણી. પ્રાણી. ૨
સંત સાધુની નિંદ્યાઓ કીધી, ભગતને દીધુ તેંતો દુઃખ,
પાપ કરેલા તાહારા પેહેલારે જાએ, ધુળ પડી છે તાહારે મુખ;
જણેતાએ જનમ્યોરે, તાહારી જીભ્યા નવ ખેંચી કાઢી. પ્રાણી. ૩
હરીજન થઈ તું આધોરે રેહેછે, દુષ્ટને દેછે તું તો માન,
ઊન્હાળેરે જેમ ગરધવ માહાલે, ભાદરવા માહાલે જેમ શ્વાન;
સ્વાનની પેરે ફરતોરે, પ્રભુની લજ્યા નવ આણી. પ્રાણી. ૪
સારા જનની શિખામણ ન માની, રાખ પ્રભુ સાથે ધ્યાન,
ભવતારણ ભગવાન ભજતાં, તમે ઝાઝો પામશો માન;
ચકલ કેહે છે સાચુંરે, પ્રભુ દયા કરશે ઘણી. પ્રાણી. ૫

## રાગ—કાફી પદ ૯.

હરી હીરો સાચોરે, તેતો તને જુઠો ભાસે;
ઝવેરી એનો મળશેરે, તાહારે તેની કીંમત થાસે. ટેક.
રતન રૂપી તેંતો નામજ ખોયુ, તેં ખોયો હરી હીરો હાથ,
અવિનાશને તેંતો નવ ઓળખ્યો, તાહારી પાસે બીરાજે નાથ;
નાથ તને મળશેરે, જ્યારે પુરણ જ્ઞાન થાસે. હરી. ૧
અંતરમાં અંતરજામી બીરાજે, તુંતો જોને એક ચીત્ત ધ્યાન,
બગલો જેમ જળમાં જુવે, નથી ભુલતો ભાન;
એવું મન થાશે તારે, પ્રભુ છે તારી પાસ. હરી. ૨
એ હીરો છે વગર મુલનો, એનું કોઈના આપે દામ,
કીંમતે નથી જડતોરે, કેમ થાશે તારૂ કામ;
નામ નથી જાણતોરે, એતો હોરત કેમ થાશે. હરી. ૩
સોની જેમ સોનાને પરખે, પંડીત પરખે જેમ વેદ,
વેદનો ભેદ માલમ પડયો તાહારે, આપે થાએ સાવચેત;
સાવચેત થઈ જુવોરે, તાહારે પ્રભુ દેખો પાસે. હરી. ૪
નામ જેણે જાણ્યું તેતો, પામ્યો પદારથ ચાર,
નામરૂપી નાબે બેસીને, પ્રભુ ઊતારે ભવ પાર;
દાસ ચકલ કહેછેરે, ત્યારે હરી હીરો તનમાં વેસે. હરી. ૫

## કુળદેવી તુળજા માતાજીની સ્તુતિ.

## રાગ—કાપ્ડી પદ ૧૦.

તુળજામા તુંતો સાચીરે, આદે શકતી ભવાની,
સરસ્વતી માતા જુવોરે, કૃપા કરો કલ્યાણી. ટેક.
કૃપા કરોને માત કલ્યાણી, જાણી પોતાનો દાસ,
સરસ્વતિ આવી જીભ્યાએ બેસો, બુધ્ધીનો કરો પ્રકાશ;
ગુણ ગાઊ તાહારારે, મા આપો અવિચળ વાણી. તુળજા. ૧
પ્રથમ ત્રણ ગુણ નીપજાવા, રાજસ, તામસ, સાત્વીક,
રાજસગુણે બ્રહ્માને કહીએ, તામસ શંકરાદિક;
સાત્વીક રૂપે હરીરે, મંમાયાને પુજ્યા જાણી. તુલજામા. ૨
મંમાયાએ મનમાં મેહેર કરીને, પંચ ભુત કીધા નિરવાણ,
જળ તેજ વાયુ પૃથ્વીને આકાશ, તેનો કોઇ ના પામે પાર;
પાંચ તત્વની બાંધી કાયારે, શકતી બીરાજે છે માંહી. તુલજામા. ૩

સાતે પાતાળે પ્રગટ કીધાં, દેખાડયું વૈરાટ રૂપ,
ઊદરમાં સાતે સમુદ્ર કીધા, જ્યાં જળકે જ્યોત અનુપ;
કામ છે અલોકિકરે, શું વરણવું આ મુખે ભણી. તુલજામા. ૪
ભવ તારણ ભવાની છો માતા, આપો ચરણ કમળમાં વાસ,
શીષ નમાવી ચકલ કેહે છે, મા સૌની પુરો આશ;
જગત જનેતારે, સ્તુતી મારી લ્યો માની. તુલજામા. ૫

## રાગ—કાફી પદ ૧૧.

જગત બાજી જુઠીરે, તેતો તને સાચી ભાસે,
તે કાંઈ ના સુજેરે, હરી મારો ક્યાં હશે. ટેક,
આ જગતમાં તું ઝાઝો ગુંથાયો, તેણે નાંખી મોહની જાળ,
તેમાં તને કાંઇએ ના સુજે, તારે માથે થયું મોટું સાલ;
સાલ કોણ હરશેરે, તાહારી વારે કોણ ધાસે. જગત૦ ૧
પ્રથમ પરમાત્માનું નામ ન જાણ્યું, તું કુટાઇ મુઓ દીનરાત,
જો વિચારી તાહારારે દિલમાં, કોણ છે તારી જાત;
જાત તને જડશેરે, સાચા ગુરૂનો સંગ થાસે. જગત. ૨
સંત સમાગમ કરતો નથીને, નથી લેતો નારાયણનું નામ,
નામ દેતાં તને પૈસા ના બેસે, નથી દામનું કામ;
પ્રભુ નાણું સાચુરે, બીજું નાણું લુટાઈ જાસે. જગત. ૩
રામ નામ તો વિખજ જાણ્યું, સંસાર સાકર સમાન,
હંકારમાં તું ગયોરે ભુલી, નથી મુજ સમાન;
હરી સમાન નાવ્યોરે, કાંઈ થયાને કાંઈ થાસે. જગત. ૪
એમ જાણીને ભજ સારંગપ્રાણી, તને ઊતારે ભવ પાર,
એવું જાણીને મનમાં આણી, ભજને વરંવાર;
કરજોડી ચકલ કેહેછેરે, અંતરમાં પુરો પ્રભુ આશ. જગત. ૫

## રાગ—કાફી પદ ૧૨.

માયામાં મન મોહ્યુંરે, તેને સરવસ ખોયું.
માયા જોઇને રીઝયોરે, સાર અસાર નવ જોયું. ટેક.
સાર અસાર જોયું નહીને, ચાલ્યો ઊંધી વાટ,
ભુંડાઈનો તેં ભારો બાંધ્યો, નાણું લેવાને માટ;
પાપી થયો પુરોરે, હરી નાણું હાથે ખોયું. માયામાં. ૧
હરીહીરો મુકી દેઇને, પથરા પુજે શું થાય,

દયા ધરમનું નામ સાંભળી, તું તરત પાછો જાય;
પાછો જાય દોડીરે, તેંતો સામુ નવ જોયું. માયામાં. ૨
મોહ મચ્છરમાં તું ઝાઝોરે માહાલે, દયાની નવ જાણે વાત,
હુંકારમાં તું વહ્યો જાય છે, તું પેદા થયો છે સાને વાટ;
પેદા જ્યારે કીધોરે, હરી નામ સરવે ખોયું. માયામાં મન. ૩
સાધુજનની તેં શિખામણ ના માની, તેં કર્યો ઝાઝો ફંદ,
મનમાં નથી તું જાણતો જે, જમ આવી દેશે દંડ;
દંડ જ્યારે દેશેરે, તે વેળા સૌ દુઃખ સહું. માયામાં મન. ૪
કુડ કપટ મનમાંથી તજીને, કર હરી સંગાથે પ્રીત,
ભવ તારણ ભગવાન ભજીને, તાહારી મેળે તું ઝીત;
દાસ ચકલ કેહેછેરે, થશો સૌથી શ્રેષ્ટ. માયામાં મન. ૫

## રાગ–કાફી પદ ૧૩.

ધડ તારૂં ધ્રુજેરે, જમને ઝપાટે,
હરી નવ ભજ્યારે, પામર પ્રાણી શા માટે. ટેક.
શા માટે તેં હરી નવ ભજ્યા, ભવતારણ ભગવાન,
મોટાઇમાં તું ઝાઝોરે માહાલે, મિથ્યા છે તાહારૂં ધ્યાન;
ધ્યાન ધર એક ચિત્તેરે, હરી આવે તારે માટે. ધડ તારૂં. ૧
સગા કુટુંબી ભેગાં થઇને, બેસે છે તાહારી પાસ,
કાળ કાયાધઢઘેરણ કરશે, તાહારે કોઈ નહી રાખશે તાહારી આશ;
આશા રાખ ઝાઝીરે, ભકતી કર શિર સાટે, ધડ તારૂં. ૨
અભિમાનમાં તું તો અથડાતો, તેમાં શું સર્યું તાહારૂં કામ,
જાત જાતમાં નાણું ખરચી, મોટું કાઢયું નામ;
છોટું નામ હરીરે, નથી મળતું પઇસા માટે. ધડ તારૂં. ૩
દુષ્ટ દુરજોધન લજ્યા લેવાને, ખેંચ્યાં દ્રુપદીનાં ચીર,
દ્વારકામાં દીનોનાથ સુતા છે, જાગીને ઊઠયા જદુવિર;
ગરૂડે ચઢીને આવ્યારે, દ્રુપદીના પુરવા ચીર. ધડ તારૂં. ૪
ગરીબી રાખીને ગરૂને સમરો, ને ભજો શ્રી અવિનાશ,
આશા તમારી પુરી પાડશેરે, પુરે છે મનના કોડ;
દાસ ચકલ કહે સાચુંરે, કહું હરી હરી બોલ સાચે મોહોડે, ધ૦ ૫

## રાગ–કાફી પદ ૧૪.

જ્ઞાનતત્વ સાચુંરે, અનુભવી ઊરમાં ધરો,

જે સરવે સૃષ્ટિ કારણરે, અલેપ વ્યાપીક બ્રહ્મ ભર્યો. ટેક.
આ જગદંબર માયાજકેરૂં, તું સદા રહે છે વિરકત,
સ્થુળ લિંગને કારણમાંહિ, મહા કારણમાં નહી જકત;
સ્વપ્નામાં સાચું ભાસેરે, જાગીને તેનો સંદેહ હરો. જ્ઞાનતત્વ. ૧
વૈરાટ હિરણ્ય ગર્ભસુત્ર આતમા, તે સરવે માયામાં છે લેપ,
જાગ્રત સ્વપ્ન સુષુપતીના, તેના દ્રષ્ટા છે અલેપ;
તુર્યા તો પદ છે સાચુંરે, નિરંજન નજરે પડયો. જ્ઞાનતત્વ. ૨
સૃષ્ટી ઊદ્દ સ્થીતિને પ્રલેમાં, તું સદા રહે છે એક રસ,
વિશ્વ તે જસને પ્રાજ્ઞની પાસે, ધ્યાતા તું ધેમાં ધશ્ય;
આવ્રણનો બંધ તુટેરે, આણંદ રૂપ થઇને ફરો.' જ્ઞાનતત્વ. ૩
ચાર અભિમાનીથી તું અળગો, તે આતમા છે નિરધાર,
જેમ સૂર્ય ત્રિલોક પ્રકાસે, વસ્ત્રમાં તંતુના છે તાર;
અખંડ આતમા તેવોરે, સમજુ જનનો સંદેહ હરો. જ્ઞાનતત્વ. ૪
અકાર ઊકાર મકાર મળીને, ઓંકાર મળ્યો નિરધાર,
અક્ષરાતિત અવિનાશ છે પાસે, કાળ કેરો તે કાળ;
ચકલ તો અકાળ રૂપેરે, તત્વની ગણત્રી દેહમાં કરો. જ્ઞાનતત્વ. ૫

## રાગ—કાફી પદ ૧૫.

ચકલની ચીંતા ટાળોરે, જગદંબર જોઇને ડર્યો,
ગુરૂને પ્રશ્ન પુછ્યુંરે, ગુરૂએ મનનો સંદેહ હર્યો. ટેક.
લક્ષ કરાવ્યો નિજ રૂપજકેરો, આતમા છે નિર વીષેસ,
અહંગમ મતાની ગ્રંથી છોડાવી, ત્યારે તે સુખમાં ફરેસ;
મહા આણંદ થાસે ત્યારેરે, જીવ સિવ રૂપમાં ભર્યો. ચકલની ૧.
સ્થૂળ લિંગને કારણમાંહિ, મહાકારંણ તહારૂ રૂપ,
તુર્યા તેજ સ્વરૂપ છે તારૂં, વ્યાપક બ્રહ્મ અનુપ;
ઊન મુની વ્રર્તિ ઉઠેરે, સમજુ જનને સાનમાં પડયો. ચકલની ૨
ગુરૂ એવે દાંતમાં સ્થીતિ કરાવી, ધે'ધ્યાતાને તું ધ્યાન,
મન, બુધ્ધિ અહંકારને વારો, જ્ઞાનનું દીધું ગુરૂએ દાન;
પુરાતો ગુરૂ પાસેરે, વિષય આવ્રણમાં સીદને ફરો. ચકલની. ૩
અનુભવી આંખ ઉઘાડી જોયું, ચૌદ લોકમાં પ્રકાશ,
અખંડ અજ્ઞાન સ્વરૂપ છે તારૂં, સત્ ચિત આણંદ આકાશ;
ગુરૂને ચરણે લાગ્યોરે, ગુરૂથી ગોવિંદ નિશ્ચે કર્યો. ચકલની. ૪
ગુરૂ સનમુખ કર જોડીને ઉભા, બોલ્યા જીજ્ઞાસુ ચકલદાસ,

સૌ વિદ્યામાં આતમ વિદ્યા, કેવો મણિનો પ્રકાશ;
અવિદ્યા નાંખે બાળીરે, ચોરાશીનો ફેરો ટળ્યો. ચકલની. ૫
આત્મ વિદ્યાથી જે મુખ રેહેસે, તે પામે છે દુ:ખ અપાર,
જનમ મરણ સંસારને ભોગવે, અધ્યાસે વારંવાર;
અનેક સાધન બીજારે, ધૂળ ઉપર લીંપણ સીદને કરો ચકલની.૬

## રાગ—કાફી પદ ૧૬.

બ્રહ્માંડ કલપ્યું કાચુંરે, વેદે તો વિધિરે કરી,
આ બ્રહ્માંડ પ્રલે થાસેરે, બાજીગરે બાજી ધરી. ટેક.
ચાર જુગ દસ સહસ્ત્ર વરસ જાય, ત્યારે બ્રહ્માનો દીન થાય,
દશ સહસ્ત્ર વરસ પ્રલે રહે ત્યારે, બ્રહ્મા કરે છે નિંદ્રાય;
લક્ષ આઠ જોજન જળ ચઢસેરે, બ્રહ્માએ તેમાં નિદ્રા કરી બ્ર૦૧
તે રાત્રિ વીતી રહે ત્યારે, બ્રહ્મા જાગે છે બીજીવાર,
ફરીને નવી સૃષ્ટી બનાવે, નથી વિદ્યાનો કાંઈ પાર;
મહા પ્રલે હવે કહુંછુંરે, વિશ્વની રચના નથીરે ખરી. બ્રહ્માંડ.૨
પછી પ્રજાપતિનો દેહ પડે છે, ત્યારે બ્રહ્માનો થાય છે લય,
અન્નાવૃષ્ટી થાય છે ત્યારે, જીવને થાય ઘણો ભય;
સૂર્ય દ્વાદશ તપસેરે, સાગરનું નિર નહી રહે ફરી. બ્રહ્માંડ. ૩
ત્યારે વડવાનર અગ્નિ ઉછળસે, ગજ સુંઢ જેવી વૃષ્ટી થાય,
બ્રહ્માંડકેરી ભસ્મ થઇને, તે જળમાં વહી જાએ,
જળ તેજમાં સમાસેરે, તેજ વાયુમાં તો ભરી. બ્રહ્માંડ. ૪
વાયુ આકાશમાં સમાશે, આકાશ જશે ગુણમાંહી,
ગુણતો રજો ગુણમાં સમાશે, રજો ગુણ સાત્વીકમાં જાઈ;
ગુણ મહા તત્વરૂપ થાશેરે, પુરૂષમાં પ્રકૃતિ ભરી. બ્રહ્માંડ. ૫
પ્રકૃતિને પુરૂષ બે એકજ મળીયા, ઉત્પતિને પ્રલે થાયે,
તે પુરૂષ અચળ અખંડ છે, તે નીરગુણ નિત્ય જણાય;
અનુભવી આંખ ઉઘાડોરે, ચકલ કહે ચિદાકાશ હરી. બ્ર૦ ૭

## રાગ—કાફી પદ ૧૭.

સંદીપ ગુરૂ પાસેરે, કૃશ્ન તો વિદ્યા ભણતા જઈ,
ગુરૂને કૃશ્ન મળિયારે, ચુંબુકને લોહું વળગ્યું તહીં. ટેક.
જ્ઞાન સ્વરૂપ પૂરણ છો હરી, તત્વ સ્વરૂપ નિરધાર,
પણ ગુરૂનો મહિમા વધારવા માટે, પધાર્યા છો મહારે દ્વાર;

વેદ ચારની વિધિ માટેરે, ઉપનિષદનો અરથ ગ્રહી. સંદીપ. ૧
મંત્ર વિદ્યા બીજ સહિત ભણીયા, ધનુર વિદ્યાના છો ધીર,
ન્યાય મિમાંક્ષા પાતાંજળ જોયુ, સાંખ્ય તર્કના છો વિર;
વ્યાકરણ વાણીરે, જોતિષ જોયું જુગતે જઈ. સંદીપ. ૨
ચૌદ વિદ્યાને ચોસઠ કળા, ભણી ઉતર્યા જુગદીશ,
પણ અધ્યાત્મ જ્ઞાનની ઈચ્છા છે માટે, કર્તા ગુરૂની શેવા ઈશ;
જીજ્ઞાસાપણું ધારેરે, ગુરૂનું વચન મનમાં ગ્રહી. સંદીપ. ૩
કરજોડીને ક્રશ્ન વદે છે, સંદીપ પ્રત્યે બોલ્યા વાણ,
અધ્યાત્મ જ્ઞાનનો ઉપદેશ કરો, આતમ તત્વ જણાય;
જેમ સૂર્ય ઉગે રજનીરે, તિમિર તો તેના જાએ સહી. સંદીપ.૪
ત્યારે સદગુરૂ પ્રસન્ન થઇને, બોલ્યા વચન ગંભીર,
સચ્ચિદાનંદ બ્રહ્મ છો પુરણ, જગત ગુરૂ જદુ વિર;
સલિતા મળી સાગરરે, પીયુની પાસે જઇને રહી. સંદીપ. ૫
એમ કહીને સીંગાસને બેસાડયા, વચન બોલ્યા મુનીજન,
ક્રશ્ન સ્વરૂપ તો છો તમો નિર્ગુણ, અજ અમરગા છો જન;
સરવ દ્રષ્ટા પુરણરે તુર્યામાં વર્તિ જઇને રહી. સંદીપ. ૬
અસ્તી ભાંતી ને પ્રીયે જે વસ્તુ, ઉપાધિથી ન જણાય,
જ્ઞાન ચક્ષુ કપાટ જો ખુલે, તત્વનું દરશણ થાય;
ચકલ તો ચૈતન્ય રૂપેરે, જ્યાં જોઉ ત્યાં સરવે તુંહી. સંદીપ. ૭

## રાગ—કાફી પદ ૧૮.

ક્રશ્ન તો પ્રશ્ન પુછેરે, સંદીપજીને ચરણે નમી,
ગુરૂ તો ઊત્તર દેછેરે, એ પ્રશ્નની વાત મનમાં ગમી. ટેક.
ચિદાકાશમાંથી ધૂન્યજ ઉઠી, તેનું મુળ પ્રકૃતિ ધર્યું નામ,
આદી પુરૂષની ઇચ્છાજ શકતી, મુળ માયાનું એછે કામ;
કનકથીકુંડળે દીસેરે, જળની લેહેરો જળમાં સમી. ક્રશ્નતો.૧
મુળ માયાની ઇચ્છા શકિત, મહા તત્વનો અલંકાર,
એ અલંકારની ઇચ્છા શકિત, ત્રીગુણમાં થયો અહંકાર;
ત્રીગુણની શકિત પાસેરે, એમાં તો કાંઇ નથી કમી. ક્રશ્ન; ૨
સત્વ ગુણની જ્ઞાન શકિત, ક્રિયા શકિત રજો ગુણમાન,
તમો ગુણની દ્રવ્યજ શકિત, તેના પાંચ વિષયને પ્રમાણ;
તત્વને તત્વ મળિયારે, પાંચ કોશ વચમાં સમી. ક્રશ્નતો. ૩
ક્રિયા શકતીથી દશ ઇંદ્રી ઊત્પન્ન થઇ, જ્ઞાન શકતીનું અંતઃકરણ,

એ અંતઃકરણ કારણમાં મળે ત્યારે, માણસ કેહેછે થયું મરણ;
એ તત્વતો મહા તત્વને મળિયારે, પરસ પરસ રહ્યા છે સમી. ક૦ ૪
એમ પિંડ બ્રહ્માંડ બન્યું છે, પાંચ ભૂતનો છે ઘાટ,
જેમ મેઘના બિંદુ વરસે છે, જગત દીસે છે અઘાત;
પરપંચ વૃક્ષ માંહીરે, જીવ શિવ રહ્યા છે ભમી. ક્રશ્નતો. ૫
શિવ પૂરણ જ્ઞાનિ શાક્ષીવત, જીવ અજ્ઞાની અજાણ,
તે વૃક્ષનું ફળ વિષય ભોગ છે, જીવને થયુ અભિમાન;
ચકલ તો ચૈતન્ય રૂપેરે, ઘાતા તો ઘેમાં ગયોરે સમી. ક્રશ્નતો. ૬

## રાગ—કાફી પદ ૧૯.

ઘટ ઘરમાં ધન્ય દાટયુંરે, રેહેનારને તેની માલમ નથી,
ખજાના જુના ખોળોરે, ફાંફાં મારો શીદનેમથી. ટેક.
સમજ વિનાનો વેહેપાર કરોછો, નથી કમાતા તેમાં દામ,
ખાતા ખોળે તો પાર નાહે આવે, ઘટમાં બીરાજે ઘનશ્યામ;
વિવેકી મારા વિરારે, જગતમાં કોઇ રેહેતું નથી. ઘટમાં. ૧
સમજ વિનાના સ્મરણ કરોછો, કષ્ટી કરોછો દીન રાત,
ભોરિંગને માથે મણી બીરાજે, લેનાર પામે છે ઘાત્ય;
સુરા નર સન્મુખ રેહેછેરે, કાયરનું તો કામ નથી. ઘટમાં. ૨
બ્રહ્મથી જીવ જુદો પડયો, ભુલી ગયો છે નિજ ભાન,
રસોઇ કરનારો ભુખે મરે છે, ગુરૂની ન પામો સાન;
આતમ ધન ભુલ્યોરે, ખજાના જુના જોયા નથી. ઘટમાં. ૩
અંતઃકરણમાં જોને વિચારી, ચિદાકાશમાં છે માલ,
ઓંગ સોંગના દિપક અજવાળી, દિઠા પારસમણિને લાલ;
ચકલને માલ જડિયોરે, દેવલમાં દેવ સાચા નથી. ઘટમાં. ૪

## રાગ—કાફી પદ ૨૦.

જ્ઞાન બાણ મારોરે, ગુરૂજી મને ગરજો ઘણી,
વિવેકે લોહી કાહાડોરે, ત્યારે મળશે સાચો ધણી. ટેક,
વૈરાગ્ય રૂપી ઘા પડયા તનમાં, વિજ્ઞાન બુટ્ટી લીધી હાથ,
દવાથી દુઃખ દુર પળાયા, દિઠા નિરંજન નાથ;
ભેદ માહારો ભાગ્યોરે, મુમુક્ષુ જનને ગરજો ઘણી. જ્ઞાન. ૧
દેહ દ્વારકામાં દીનોનાથ બિરાજે, કાયા કાશીમાં વિશ્વનાથ,
સિંહના મુખમાં મણી ઘાલ્યો છે, મરજીવા ઘાલે કોઇ હાથ;

માલ શિર સાટેરે ભુલ્યા સૌ, ભણી ભણી. જ્ઞાન. ૨
હરી તો હીરો દેહમાં બિરાજે, વેચાયો કાછીયાને હાટ,
સાક બાજીની કીંમતમાં પડીયો, નથી દીઠી તેની જાત;
ઝવેરી જ્યારે મળશેરે, કીંમતો એની વધશે ઘણી. જ્ઞાન' ૩
વત્તિ રૂપી જે બાણજ ચાલ્યું, ચિદાકાશમાં નિશાન,
અવિદ્યાનું આવ્રણ તોડી, ધાતા મળ્યો જઈ ધ્યાન;
ચકલ કેહે ચેતો પ્રાણીરે, કાચી કાયા છે ને નથી. જ્ઞાન. ૪

## રાગ—કાફી પદ ૨૧.

ભેદ વાદી જગમાંરે, મતો મત શિદને તાણો,
દુકાનનો માલ સારોરે, એમ કરી પંથે આણો. ટેક,
કરમ ધરમની નાથોજ ઘાલી, બાંધ્યો છે ખીલાની સાથ,
ગાય ભેંસ બકરીના વાડા, ઊંટ બળદ ગર્ધવ જાત;
પણ સિંહનો વાડો નથીરે, અનુભવી તેવો જાણો. ભેદવાદી. ૧
કોઇ કહે કૈવલ્ય રૂપ કલ્પાયુ, કોઇએ કલ્પાવ્યું અક્ષરાતિત,
કોઇએ તો ગૌલોક કલ્પાવ્યું, કોઇ કહે જગત અનિત્ય;
એવા દ્વૈતવાદી ભટકેરે, મુમુક્ષુ જન શિદ માનો. ભેદવાદી. ૨
વહાણું વાયને ઢોરનેજ છોડે, રાત પડેને લાવે ઘેર,
ગોવાળીયા જેવા ગુરૂ છે તેના, તૃષાની માથે મુકે ખેર;
વાંઝણી નારીનેરે, કેમ કરી ચઢે પાણી. ભેદવાદી. ૩
સો શાણાજન એકઠાં થાય છે, સર્વનો મળે મતં એક,
એક અજ્ઞાની ભેળો મળે છે, કલ્પે છે મત અનેક;
કાગળને વહાણે બેશીરે, ભવ જળમાં ઊંડી ખાણો. ભેદવાદી. ૪
મતો મતમોં સૌ ગુંથી ગયા છે, કરે નહીં તત્વ વેત્તાંનો સંગ,
વિધિ કેરો નિષેધ કરીને, દર્શાવે બ્રહ્મ અભંગ;
ચકલ તો વસ્ત્ર રૂપેરે, પાંચ તત્વ વહાણો તાણો. ભેદવાદી. ૫

## રાગ—કાફી ૨૨.

ગોવિંદની ગતી ન્યારીરે, નથી જાણતો અભિમાની,
ફુલ્યો ફુલ્યો ફરે રે, મરણની બીક નવ આણી. ટેક.
મરણની બીક નથી તુજને, તું ડરતો નથી લગાર,
મનમાં નથી જાણતો જે, જળમાં નાંખી જાળ;
જાળમાં આવી પડસોરે, તાહારે તું પસ્તાયો પ્રાણી, ગોવિંદની.૧

માયામાં તું મોહી રહયો છું, તને ઝાઝો છે હુંકાર,
હુંકારમાં તું અંધ થયો છું, મિથ્યા છે સંસાર;
સ્વપના સરીખુંરે, ચેતી લે તું પામર પ્રાણી. ગોવિંદની. ૨
રાવણ રાયે અહંકાર કરીને, હરી છે સીતા નાર,
વાનર સૈન્યા મળીને, પ્રભુ આવ્યા સમુદર પાર;
પાર આવી બેહારે, તોય ના ચેત્યો અભિમાની. ગોવિંદની. ૩
વિભિષણે જ્યારે શિખામણ દીધી, તાહારે રાવણે મારી લાત,
લાત મારી રાવણે જયારે, રામ શરણે આવ્યો તેનો ભ્રાત;
અવિચળ રાજ્ય આપ્યુંરે, પ્રભુએ તેને દયા આણી. ગોવિંદની. ૪
રાવણ અભીમાનીને માર્યો, ને વિભિક્ષણને આપ્યું રાજ,
પાપી સરવને પ્રલે કરીને, કીધું દેવોનું કાજ;
કાજ જયારે કીધુંરે, ચકલ કામ સરવે સીધુ. ગોવિંદની. ૫

## ગરબી—રાગ—ઓધવજીના સંદેસાનો.

આ કળિયુગમાં ભકત તો ઝાઝા થયા,
વાતો કરીને સમજાવે બહુ પેર જો;
મુરખ નથી માનતા કાંઈ જ્ઞાનને,
ઊકયડે ચરીને જેમ ગરધવ જાએ ઘેર જો. આ કળિ૦ ૧
સાચા હશે તો બોલ આ સવળા લહે,
અવગુણીઆને ગુણ કરે શું થાય જો;
હાથી દેખીને કુતરા રસ્તે ભસે,
એ રીતે આ ભસે છે મુરખ લોક જો. આ કળિ૦ ૨
ભેગાં થઇને કુતરાની પેરે ભસતાં,
છે પાસે નથી ઓળખતાં અવિનાશજો;
ગુણકાને તો પેદા એક બાળક થયું,
એતો કોને જઇને કેહેશે બાપ જો. આ કળિ૦ ૩
એવી રીતે મુરખ લોક અથડાય છે,
અથડાતામાં જનમ બધો વહી જાય જો,
અંતરમાં જોઇને ભજજો શ્રી હરી,
તો તો તમારા મરણ જનમ મટી જાય જો. આ કળિ૦ ૪
અંતરમાં જુવોને આરાધન કરી,
સાચી દ્રષ્ટે દેખાશે સત્ય રૂપ જો;
એકાંતે બેશીને હરીને ચીતવો,

ત્યારે તમારાં પુરણ થાશે કામ જો. આ કળિ૦ ૫
આ જગતમાં કાંઇ થયાને કોઇ થઇ જશે,
ઓળખ્યા વિના હું ભક્ત તમારો થાત જો;
ચકલ કેહેરે પ્રભુને જેણે ઓળખ્યા,
તે પ્રભુએ મને આપ્યું અખંડ સ્વરૂપ જો. આ કળિ૦ ૬

પદ. ૧ રાગ–(કુણએ સમાનારે કામની.)

જીવ જાણે જાવું નથી, જાવું પળમાંજ પડશે;
ફુલ્યો ફુલ્યો તું શું ફરે, માથે મરણ આવી અડશે. જીવ ૧.
પર મંદીર તું તો ભમતો, નારી દેખી રૂપાળી;
તે દેખી જીવ જઈ ઠરે, અંતે નથી એ તાહારી. જીવ. ૨
નથી જાણતો જે તારા મનમાં, માથે મરણજ વામે;
કાળ આવ્યો પાછો નહી ફરે, ત્યાં તું દુઃખ બહુ પામે. જીવ. ૩
આવું જાણીને ભજ ભગવાનને, ભવ સંકટ ભાગે;
હરી નામને આશરે, ભવસાગર ત્યાગે. જીવ. ૪
માટે શેવ સાચા સંતને, ધાશે તાહારીજ વારે;
ચકલના સ્વામીને ભજતાં, ભવસાગર તારે. જીવ. ૫

પદ. ૨ રાગ ઉપરનો.

શુંરે સુતો તું જીવડા, ઘણું અભિમાન આણી;
માયામાં તું મોહી રહ્યો, લાજ રતિએ ન આણી. શુંરે. ૧
ગરધવની પેઠે આરોટતો, માથે ધુળજ ઘાલી;
મન મગરૂબીમાં માહાલતો, ભુલી ગયો વનમાલી. શુંરે. ૨
સ્વાનની પેઠે તું ભમતો, નિશ દિનજ વહાણું;
પાપ તાહારાનો પાર નહીં, કેમ રહેશે એ છાનું. શુંરે. ૩
માટે જાગીને જો અભાગીઆ, સુખ સ્વપનાનાં જેવું;
ઝાકળની પેરે ઊડી જશે, ગુલ ફુલ છેજ કેવું. શુંરે. ૪
કર હરી સંગાથે પ્રીતડી, ફટ હૈયાના કુટયા;
ચકલના સ્વામીને ભજ્યા નહી, કાળે કેટલા કુટયા. શુંરે. ૫

પદ ૧–રાગ (નાથ કેસે ગજકો બંધ છોડાયો.)

પ્રભુ તુમ અરજ સુણોને અમારી;
ક્યા કહુ તુમસે ગીરધારી. પ્રભુ. ટેક.

અરજ કરત હું પ્રાણીજ પાપી, ઘટ ઘટમાં રહ્યા છો વ્યાપી;
કુબજાને તમે કરૂણા કીધી, હાર કંઠે દીધો આરોપી. પ્રભુ. ૧
બાળક બુધ્ધી કાંઈ ન જાણું, અલ્પ મતિ છેજ માહારી;
જે પ્રભુનું આરાધન કરશે, તેને લેશો તમે તારી. પ્રભુ. ૨
હુંકારમાં તું જાય છે ચાલ્યો, માયામાં બહુ રહ્યો રાચી;
માયાનું છે જુઠુંજ ટાણું, તે તો તું બેઠા સાચી. પ્રભુ. ૩
ઝાંઝવાનું નીર દેખીને, પીવા જાય છે પાણી;
કાચી કાયા વાદળ છાયા, જેવું ઝાકળનું પાણી. પ્રભુ. ૪
સંસાર સ્વપ્ના જેવું સુખ છે, મ્રગ તૃષ્ણા જળ જાણી;
જુઠી જાળ જંજાળ તણી છે, તેતો મેં જોયું તપાસી. પ્રભુ. ૫
તપાસતામાં તત્વ નીકળ્યું, હરી હીરો રાખો સાંચી;
ચકલ કહે હું ચેતીને ચાલ્યો, પણ માયાએ નાંખી છે ફાંસી. પ્રભુ. ૬

## પદ ૨–રાગ ઉપર પ્રમાણે.

પ્રાણી તાહારી કાચી કાયા લેને જાણી;
જેવું દીશે ઝાંઝવાનું પાણી, પ્રાણી. ટેક.
રાતે સુતો ને સ્વપ્નુંજ આવે, વાહાણે જોયું તે જાગી;
માયામાં તું મોહી રહ્યો છું, તેમાં તેં ભીખજ માગી. પ્રાણી. ૧
સંસારનું સુખ જોઇને રીઝયો, ને મારૂં મારૂં કરી મરતો;
પ્રભુની બીક નથી તુંજને, તું પગ ડરી નથી ધરતો. પ્રાણી. ૨
સંત સાધુની સેવા ન કીધી, ને ગુરૂને ગાળો દીધી;
પરમારથની પેર ન જાણી, ભુંડા ભુંડાઈ બહુ કીધી. પ્રાણી. ૩
કેટલાક કાળથી ભુલીને આવ્યોને, હવે ફરી મુનશ્યા દેહ આવી;
જ્ઞાન વૈરાગ્ય વિચાર કરીને, સમજી લે અવિનાશી. પ્રાણી. ૪
અવિનાશી આ ઘટમાં બીરાજે, ને ભટકાય મન અભાગી;
સમતા રૂપી સમરણ કરીને, અંતરમાં જોને તપાસી. પ્રાણી. ૫
પ્રાણનાથ તારી પાસે વસે છે, ને ત્રણ દેહનો તે સાખી;
ચકલકહે મેં તનમાંતપાસ્યું, તો તત્વસ્વરૂપની થઇ ઝાંખી. પ્રાણી. ૬

## પદ. રાગ–(ઉગતે વહાણે રાધાની માડી જાગી.)

હાંરે કે રાય રઢીઆળા છો રણછોડ;
પુરો સઉનાં મનનાંકોડરે. ડાકોરવાળા. ટેક.
હાંરે કે પ્રભુનું ડેરૂં ગગનમાં ગાજે;
એને મુસ્તક મુગટ બીરાજેરે. ડાકોર. ૧

હાંરે કે દરશન કરતાંમાં ચીતડું ચટકે;
મોતીનો તોરો લટકેરે. ડાકોર. ૨
હાંરે કે પ્રભુને ભાલ તીલક બીરાજે;
કુંડળનો જોડો છાજેરે. ડાકોર. ૩
હાંરે કે પ્રભુને નાકે વેશળની વાળી,
એની કીકી કામણગારીરે. ડાકોર. ૪
હાંરે કે હળચી હીરાની શોભા છે ભારી;
એને લાલ મુગટપર વારીરે. ડાકોર. ૫
હાંરે કે ઘનશ્યામ દીસે છે રૂપાળા,
કંઠે મુક્તાફળની માળારે. ડાકોર. ૬
હાંરે કે પ્રભુને કંઠે એકાવળ હાર;
બાજુબંધ બાંધ્યા સારરે. ડાકોર ૭
હાંરે કે શંખ ચક્ર ગદા પદ્મ ધારી;
એ બંસીધર ગીરધારીરે. ડાકોર. ૮
હાંરે કે પ્રભુને પીળુ પીતાંબર સોહએ,
તે દેખીને મનડું મોહીએરે. ડાકોર. ૯
હાંરે કે રૂડો દેખાય વિઠલનો વેશ;
નાંખ્યો ઝરીનો ખેસરે. ડાકોર. ૧૦
હાંરે કે કટીએ શોભે કંદોરો સાર;
પાએ ઝાઝરનો ઝમકારરે. ડાકોર. ૧૧
હાંરે કે વિનતી માહારી રૂદેમાં ધરજો,
બાળ ઉપર કૃપા કરજોરે. ડાકોર ૧૨
હાંરે કે ચકલને મળવાની ઘણી આશ,
પુરો રૂદેકમળમાં વાસરે. ડાકોર. ૧૩

## કવિત.

મુનશ્યા તો દેહ ધર્યો, અધર્મ અન્યાય કર્યો,
પાપનો તેં કુંભ ભર્યો, સંભાર્યો નહી રામને;
કમાયો તું દાહાડી દાહાડી, પુન્યમાં પઇએ ન કહાડી,
તેંતો જીભ આડી ઘાલી, ભુલી ગયો નામને. ૧
દયા હીણ તું શીદ ડરે, મિથ્યામાં તું શીદ મરે,
સમજ સંસાર સાર, મિથ્યા માયાવાદી જાળ,
મોહ મદ માયા ધરી; છઇયા છોરૂં તાહારી નારી,

તે તો બહુ લાગે સારી, લાગ્યો કરવા કામને. ૨
પઇસા ભેગા કરવા સૂજ્યા, ઘનશ્યામ તેં ના પુજ્યા;
હવે તાહારા હાડ ધ્રુજ્યા, ઘટી તાહારી હામને;
જપ હવે રામ નામ, ચકલ કહે ધરી હામ,
અંત સમે આવે કામ, પરીબ્રહ્મ નામને. ૩

## છપો.

જે જન કરે નીંદાય, તે તો જડ જન જાણો;
હોય મુરખ કે પંડિત, તોય એ શાનો શાણો;
નીંદા કરે બહુ રોજ, કરે ચુગલી કે ચાડી;
પથ્થર પડીઓ પેટ, લજવી પોતાની માડી;
બોલે અવળા બોલ, ગુણ પોતાના માંડી;
માહારા જેવો કોણ છે, હુંપદમાં અથડાય છે;
કહે ચકલદાસ સત્ય માનજો, નિંદાખોર નરકે જાય છે. ૧

## દોહરા.

સુખદાતા સરજન હારકો, સત્ય સ્વરૂપ નીરવાણ;
દુ:ખ હરણ મુકતી કરણ, ગુરૂ સમરથ તે જાણ. ૧
ચકલ કહે અજબ હે, એલ ખાંડાની ધાર;
જબ પામે ઇસ ભેદકો, સત ગુરૂ પમાડે પાર. ૨
ચકલ કહે ચેત્યા નહી, તે નહી પાવે નુર;
જો મન તું નિશ્ચે-હુવા, એ છે તાહારે હજુર. ૩
જો સમજે કારજ સરે, સો હરી છે અવિછીન્ન;
જેસે મોર કળા છીપે, તેસે બ્રહ્મ જગલિંન. ૪
સૂખ પ્રાણી ચાહાત હે, કર સત સંગ નિરવાણ;
દુખ હરણ મુકતી કરણ, ગુરૂ મહિમા તે જાણ. ૫
બુધ્ધિ વિચારો આપણી, સોહ શબ્દ નિરવાણ;
સમરણ કર નિશ કામથી, સ્થીર સ્વરૂપ તું જાણ. ૬
જુઠું બોલે જગવિષે, ચલતા આડી ચાલ;
જમકા સપાટામે પડે, જબ ખોટા હે હાલ. ૭
બોલતા હે પણ ચલતા નહી, એસા જીવ હરામ;
પુછેગા સાહેબ તુજે, કયા કેહેવેગા રામ. ૮
જળમાં વિકાર જો જાણીએ, લેહેર ફેણ તરંગ;

પાંચ તત્વ ત્રણ ગુણમાં, જકત બન્યું કુસંગ. ૯
આતમ મંગળ રૂપ છે, મંગળ સદા સ્વરૂપ;
કલ્યાણની કર કલપના, પાવન રૂપ અનુપ; ૧૦

## કુંડળિયો.

સચ્ચા હીરા પાસ હે, સમજ સમજ મન ધીર;
અમુલ્ય નંગ હે ઘટમાં, પરખી લેવો વીર;
પરખી લેવો વીર, મનુષ્યા દેહ છે સુખી;
જુઠું જગ દરશાય, અજ્ઞાનમાં જાય સો ઊંઘી;
ચકલ કહે ગુરૂ ના મીલે, સો પ્રાણી હે કચ્ચા;
તત્વ સ્વરૂપ પ્રતક્ષ, સમજ લે સચ્ચા; ૧
મંગલ કરે વિઘન હરે, પરમ સંત રૂપ માન;
ભકત વત્સલ ભગવાન સો, કર હરી-રસનું પાન;
કર હરી-રસનું પાન, ધ્યાનથી કાળ સમાવે;
કરમ કરો નિષ્કામ, તત્વ ધન આપે પાવે;
ચકલ કહે સુખ શું કહું, શુધ્ધ જ્ઞાન તુંજને મળે;
દેહનો ચોળો છુટે સદા, પણ જ્ઞાન આતમા મંગળ કરે. ૨

## છપો.

પુરણાનંદ પરીબ્રહ્મ, જયોતીષ રૂપ તે જાણો;
ઇચ્છારૂપ અંબાય, પ્રકૃતિ રૂપજ માનો;
ત્રીગુણા રૂપ છે સત્ય, બ્રહ્મા વિષ્ણુને શંકર;
ભોમી સ્વરૂપ ભગવાન, જગત તે મધે કંકર;
વિદ્યા માયા જાગૃત સહી, અવિદ્યા ઊંઘને માનજો;
ચકલ કહે જ્ઞાની જનો, વેદનો ભેદ તે જાણજો. ૧
પરનારીનો સ્નેહ, ફોગટ ફગોટો જાણો;
સુખે બેશે નહી કોય, ક્ષણું ક્ષણું ખોડને માનો;
રાવણ સરખો ભુપ, ચૌદ ચોકડી છે જેને;
પણ પરનારીને સ્નેહ, રામે રોળ્યો રણ તેને;
બળ પરાક્રમ રેહે નહી, લાખની આબરૂ જાય છે;
ચકલ કહે પરગટ જુઓ, જગમાં જુતીઓ ખાય છે. ૨
બીજું કામ તું કરતહે, માયા મન મથંત;
રામ નામના ફળમાં, પામે મોક્ષકો અંત;

પામે મોક્ષકો અંત, સંતની સંગતી પામે;
અધી દૈવ અધી ભુત, તાપ એકે નહી વામે;
કહેત ચકલ રામ, તત્વ સ્વરૂપ સત્ય રામ;
જાળ બંધાઈ જગ્તની, છોડ મિથ્યા બીજુ કામ. ૩
દ્રઢ વિશ્વાસ કર મન તું, શુધ્ધ ભાવ ગંભીર;
સાચું રામનું નામ છે, મન તું કરી લે સ્થીર;
મન તું કરી લે સ્થીર, થાપણ તો તે છે સાચી;
બીજું મિથ્યા જાણ, વેદ પુરાણને વાંચી;
કહેત ચકલદાસ, માસ પર જાયછે માસ;
માહા વાયકના બોધીનો, કર તું દ્રઢ વિશ્વાસ. ૪

પદ રાગ–( મદન મોહન મોરારીરે. )

આકાશ ચૈતન્ય હરી, તત્વ હું તુંતો;
અવિદ્યા કેમ મને ધરીરે, મિથ્યા હું હુંતો. ૧
જ્ઞાન અખંડ જયોત સાચી, તત્વ હું તુંતો;
સ્થુલ સુક્ષ્મ કાયા કાચી, મિથ્યા હું હુંતો. ૨
કારણ બ્રહ્મ સરવે સમજો, તત્વ હું તુંતો;
ભુલી ગયો હું મારી ગમજો, મિથ્યા હું હુંતો. ૩
માતા પિતાએ નામ પાડયું, તત્વ હું તુંતો;
અવિદ્યાનું મુળ ન કાઢયું, મિથ્યા હું હુંતો. ૪
ભવસાગર દરિયો ભરિયો, તત્વ હું તુંતો;
મોહ માયાની જાળ પડિયો, મિથ્યા હું હુંતો. ૫
સત ચિત આણંદ અતોળ, તત્વ હું તુંતો;
માતા ઊદરમાં આલ્યો કોલ, મિથ્યા હું હુંતો. ૬
અપાર અસંગ અમાપ, તત્વ હું તુંતો;
નામ રૂપને મિથ્યા થાપ, મિથ્યા હું હુંતો. ૭
જ્ઞાન સ્વરૂપ ચિદાધન, તત્વ હું તુંતો;
વિવેક વૈરાગ્યનું કર મન, મિથ્યા હું હુંતો. ૮
નથી જગત બ્રહ્મ સાચું, તત્વ હું તુંતો;
ચકલ નામ પાડયું કાચું, મિથ્યા હું હુંતો. ૯

છપા.

રોકી ના રહે નાર, નાણાનો હોય કોઇ પુરો;

રોકી ના રહે નાર, રાજા મહા હોય કોઇ સુરો,
રોકી ના રહે નાર, કહ્યા પ્રમાણે ચાલે;
રોકી ના રહે નાર, ફળ અમર જો આલે;
ભરથરી સરખો રાજીઓ, જઇ જંગલ જોગને ધરે;
ચકલરામ કહે સત્ય માનજો, માયા મન ગમતું કરે. ૧
ઘુંઘટવાળી નાર, નેણની મારે કટારી;
નીચુ ન્યાળી જાય, જગત બહુ કેહે તે સારી;
પણ મારવી ફાવે આંખ્ય, જુવંતી ને તે ધારી;
મીઠાં બોલે વેણ, પુરૂષ ને નાખે મારી;
કરોડ લક્ષણ કરે કામની, ચંચળ નાર ફેરવે મતી;
ચકલરામ કહે સત્ય માતજો, વિશ્વાસ ન ધરશો એકે રતી. ૨
હેતે સમરો રામ, તે વિના સરવે ખોટું;
રામ રટન દેહી માંહ. જુવે તેનું ભાગ્યજ મોટું;
કરો ઝવેરી કોઈ, ગુરૂતો જ્ઞાની માથે;
તો જડશે માલ અપાર શીર સટ્ટાની સાથે;
સતચીત આનંદ રૂપ છે, બોલે તે બીજો નહીં;
ચકલરામ કહે સત માનજો, તત્વ સ્વરૂપ વ્યાપો સહી. ૩
રટો રામનું નામ, ધરી મુનષ્યા દેહ ભાઇ;
તે રામની કીરપા થાય, તેને તો શોકજ નહીં;
ધન્ય છે તાહારે ઘેર, અથડાય છે પરદેસે;
ઘટ્ટ ઘરમાં તપાસ, જ્ઞાનની ઘેડજ બેસે;
દેવ દરસન તીરથ વ્રત, તે તો પરદેસ માનજો;
ચકલ કહે ચિંતામણી, ઘટમાં આતમ જાણજો. ૪
રામ સકલ ઘટમાંહ, રામ વિના ઠામ નહિ ઠાલો;
રામ કરે સબ કામ, સમરણની લે તું ઢાલો;
રામ રૂપઇઆ રોક, ખરચે તો ખોટ ના આવે;
નાણું છે અમુલ્ય, હરીજન હેતે ધાવે;
રામ રસ જેને મળ્યો, અમર તે જગતમાં થયો;
ચકલરામ કહે સત્ય માનજો, જીતી બાજી તે ગયો. ૫
જો વિષયને છોડ, બડા બડા દેવ પણ હાર્યા;
તું માનવની જાત, ખોટી છે પરદારા;
તેત્રીસ કરોડનો રાય, ઈંદ્રિ તો છે માહા સુરો;

ગોતમ કેરે ધામ, દુ:ખ પામ્યો જઇ પુરો;
ગુરૂ પત્નીના સંગથી, ચંદ્રને લાંછન લાગ્યું સહી;
ચકલરામ કહે સત્ય માનજો, અહલ્યા હતી તે સલ્લા થઈ. ૪
વિઘન કર્યું નવ થાય, હરિ કેરી ભકિત કરજો;
પરમારથમાં પ્રીત, જઇને નિશ્ચે ધરજો;
ધરજો દિલની માંહિ, જમનો ભય છે મોટો;
માટે કરો વિચાર, દેહિનો ભરૂંસો ખોટો;
જેમ કાચા ઘડામાં નીર છે, તેવો મનુષ્ય દેહ જાણજો;
ચકલ કહે ચાલી જવું, રસ્તો સારો તપાસજો. ૫

## દોહરો.

દેવ દરશણ તેં બહુ કરયાં, મન શાંત ન પામ્યો તાપ;
વિવેકથી વૈરાગ્ય કર, મન તું આપો આપ. ૧

## કુંડળિયો.

જ્યાં ઘટ ચોકી રામકી, ત્યાં તો વિઘન નહી હોય;
ચોર જો સૂર્ય મંડળે; વસે ન તમ્મર કોય;
વશે ન તમ્મર કોય, સમરણ તો સાચુ જાણો;
અલખ નિરંજન દેવ, જીવ તે શીવ કર માનો;
ચકલ નહી ચૈતન્ય હું, પાંચ તત્વની ખટપટ;
અંધા આગળ આરસી, રામ ન જાણ્યા ઘટ. ૧
રામ સ્મરણ વિના જાણજો, સો નર પશુવત જાણ;
સમરણથી શુદ્ધ થાય છે, અંત:કરણ નિરવાણ;
અંત:કરણ નિરવાણ, મળ વિક્ષેપજ જાવે;
અનુભવ થાય અપાર, નિજ રૂપ નિશ્ચે પાવે;
કહેત ચકલરામ, દામ વિનાનું છે કામ;
અમુલ્ય ચિજ સોંઘી મળે, સમરી લે તું રામ. ૨
દુ:ખ માન્યું અધ્યાસનું, જગત આનંદ સ્વરૂપ;
શબ્દના બાણ વાગ્યા થકી, માન્યું જુદુ રૂપ;
માન્યું જુદુ રૂપ, નારાયણ તત્વે ન જાણો;
તત્વને નથી દુ:ખ, દુ:ખ અજ્ઞાનું માનો;
કહેત ચકલરામ, બ્રહ્મ જ્ઞાનમાં છે સુખ;
વેદાંત શાસ્ત્ર સમજતાં, મટી જાય સૌ દુખ. ૩

કારણ કાર્યમાં ભેદ ધરી, જળ તોરિંગ પ્રમાણ
તત્વ જક્ત રૂપ જાણીને, ચૈતન્ય એક રસ જાણ;
ચૈતન્ય એક રસ જાણ, સાન સદગુરૂની જાણો;
વિધિ નિષેધનો ભેદ, અનુભવ અંતર માનો;
કહેત ચકલરામ, કરી લે ચિત્તમાં ધારણ;
જ્ઞાન તત્વ તપાસતાં, ચૈતન્ય આકાશ કારણ. ૪

## રંગ ભેર રમતાં રસમારે 'હાંહાંરે' એ રાગ.

નિરંજન નજરે નિરખિયારે, હાંહાંરે તત્વ પરત્યક્ષ દિસે.
જીવ દશાથી ભુલી ગયારે, હાંહાંરે માયા કાળની પીસે. નિ૦ટેક.
સમજ્યા વિનાના બાવા થયારે, હાંહાંરે તેમાં મહા દુખ પામે;
શબ્દનાં બાણેથી વિંધિયારે, હાંહાંરે વિધિ ભેદ ના વામે. નિ૦ ૧
શું કહ્યું ને શું સાંભળ્યુંરે, હાંહાંરે અનુભવ ન જાણ્યો.
સાર વસ્તુ તો ભુલી ગયારે, હાંહાંરે શબ્દ ભેદ ન માનો. નિ૦ ૨
ઘાટ સોનામાં ભેદ નથીરે, હાંહાંરે બ્રહ્મ જગતને માનો;
તુંપદ તત્પદ એક છે રે, હાંહાંરે અષીપદને પ્રમાણો. નિ૦ ૩
જીવ નામ ઠરાવિયુંરે, હાંહાંરે વિધિ કલ્પના માટે;
નહિતો મુળમાં છે નહિરે, હાંહાંરે શશા સિંઘની સાથે; નિ૦ ૪
જેને ખોળે તે તુંજ ખરોરે, હાંહાંરે તત્વ તનના તપાસો;
દાસ ચકલની વિનતિરે, હાંહાંરે જ્ઞાનનો નાખ પાસો. નિ૦ ૫

## અરે આવો આવો હરી ગુણ ગાવા. એ રાગ.

સત ગુરૂએ તો સાન બતાવી, અવિદ્યા તો અગ્નિમાં તાવી;
જ્ઞાન રસાણ મુને ખવરાવીરે, સતગુરૂએ તો સાન બતાવી. ટેક.
દેહ અભિમાન રોગ માહરો ટાળ્યો, ત્રણ દેહના સાક્ષીને ન્યાળો;
તત્વ સ્વરૂપ બ્રહ્મને તો ભાળોરે, સત ગુરૂએ તો. ૧
જીવ શિવનો તો ભેદજ ભાગ્યો, જન્મ મરણના ભયથીજ ત્યાગ્યો;
અજ્ઞાન અવિદ્યાથી જાગ્યોરે, સત ગુરૂએ. ૨
મહા વાયક નિશ્ચે કરજો, જ્ઞાન વિજ્ઞાન મનમાં ધરજો;
પછી જીવન મુક્તિ થઇને ફરજો. સત ગુરૂએ. ૩
જગત બન્યુ નથીરે ત્રણ કાળે, રજ્જુ ભુજંગમાં ચિત્ત શું ઘાલે;
મિથ્યા માયાના રંગને શું ન્યાળેરે. સત ગુરૂએ. ૪
નારાયણ નિરખ્યા નજરે, સોહં સોહં તું ભજરે;

કામ ક્રોધ મનથી તજરે, સત ગુરૂએ. ૫
મનુષ્યા દેહનું નાકુજ આવ્યું, વિષય ખરજમાં ચિત્તડું લોભાયું;
ચકલ સમજી દેહ અભિમાનજ કાઢયું રે. સત ગુરૂએ. ૬

## સઈદીનના રાગનું ઝુલણું.

એદ કતેબકું ગમ નહી, પુરાણકા પોગળ જાણનેકા;
અર જીવ કયાં અર શીવ કયાં, તત્વમાં કુચ નહી માનનેકા;
કાર્ય કારણ તો એક દીસે, સમજ વરતીકું તાણનેકા
જગત તો બ્રહ્મ રૂપ દીસે, ચકલરામ તો સત્ય સમજાવનેકા. ૧

## રાગ એકતારાના ભજનનો. ( જીવતા ઘર જુવો સંતો. )

તત્વ બ્રહ્મ જુવો ભાઈ, તમે તત્વ બ્રહ્મ જુવોજી;
મુઆ કેડે નહી મળે તે, બ્રહ્મ સુખ કયાં ખુઓ. ભાઈ તમે. ટેક.
કોઇ જયોતિ કોઈ નુર, કોઈ કહે તેજજી;
કલ્પિતને શું નિશ્ચે કરો, આકાશ ચૈતન્ય જુઓ. ભાઈ તમે. ૧
પિંડ બ્રહ્માંડ તત્વ દિસે, બીજું નથી કાંઇજી;
વિધિમાં શું વિંટઇ વળ્યા, પંડિતની ભવાઈ. ભાઈ તમે. ૨
સો શાણાનો એક મત છે, નિશ્ચે સત માનોજી;
વંઝા નારી પુત્ર વિના, શાણે ચઢે પાણો. ભાઈ તમે. ૩
માયા મિથ્યા જાણી કરી, ઠુંઠા ચોર ના જુઓજી;
જ્ઞાન દીવો કરમે લેઈ, ભ્રમણાને ખુઓ. ભાઈ તમે. ૪
દેહેરૂપી દર્પણ આવ્યું, રૂપ પોતાનું ન્યાળોજી;
દાસ ચકલ સાચું કેહે છે, આકાશ બ્રહ્મને ભાળો. ભાઈ તમે. ૫

## રાગ ચબોલાનો.

પાંચ તત્વનું દેહે પત્રાળુ, ત્રણ ગુણનો દડીઓ,
વિજ્ઞાન આકાશ ભોજન વચમાં, કેહે છે ચકો કડીયો. ૧
મનુષ્યા દેહની જમાત મળી છે, જ્ઞાનની કુખો ભરીયો;
સમજણ રૂપી ભોજન કરી લે, કેહે છે ચકો કડીયો. ૨
દેહ દેવળમાં દેવ છે સાચા, જઈ મંદિરમાં ફરિયો;
દીવો લેઇને કુવે પડે છે, કેહે છે ચકો કડીયો. ૩
દેહ રૂપી દરપણ આવ્યું, ચખ્દની જાળે પડિરો;
ભેદ વિનાનો ભુકયા કરે છે, કેહે છે ચકો કડિયો. ૪

આહાનતપણામાં મુળગુ ખોયું, લાભ કશો ન જડીયો;
ચૈતન્ય થઈ તું જડને જાચે, કેહે છે ચકો કડીયો. ૫
જ્ઞાન મારગ છોડી દેઇને, અજ્ઞાન મારગ ચડિયો;
ઘર લાગ્યા પછી કુવો ખોદાવે, કેહે છે ચકો કડીયો. ૬
પાંચ પચીસ પચાસ ન સમજ્યો, સાઠે જઇને અડિયો;
લૂટયા પછી વળાવો રાખે, કેહે છે ચકો કડીયો. ૭

## રાગ–હોળી.

શામળા સોહંગ ખેલે છે હોરી; હોરીરે, શામળા સોહંગ ખેલે છે હોરી. ટેક.

પાંચ તત્વનો મંડપ બન્યો હે, ત્રણ ખંડ હે ભારી;
ચૌદ દ્વાર તો મંડપમાં કેહે, ત્રિકુટી મોહોલ જો જારી;
તુર્યાપદ જો તું વિચારી. સામળા. ૧
સત સમાગમ જુમનાકા પ્રવાહ, બ્રહ્મ રંગ મન બોળી;
ચૌદ ઇંદ્રીયા ગોપી બનીહે, જ્ઞાન ગુલાલની ભર ઝોળી;
સંત જન કેહે છે પોકારી. સામળા. ૨
સત ચિત આનંદ કનૈયા ખેલતહે, વિષયકું મારત ધારી;
અવિદ્યાકું રણમાં રોળીહે, દેખ દેહ બિચતું ન્યારી;
સમજ દુખ જાય નીવારી, સામળા. ૩
સુબુધી બાઇ તો બોહોત ભિજતહે, આનંદકી ચલે પીચકારી;
મનવા મેરા બોહોત રંગીલા, સંસયકું નાખ્યા તેં બાળી;
માયા ત્યાંથી નાઠી બિચારી. સામળા. ૪
દશમે દ્વારમેં ધુમ મચીહે, પાસેછે નિવૃત્તિ પ્યારી;
અખંડ રાસ તે સંગ રમત હે, જન્મ મરણની વારી;
દાસ ચકલ કેહેછે પોકારી. સામળા. ૫

## કાફીઓ.

પાણીનો પરપોટારે, કાયા તારી કાચી બની;
તેને ફુટતાં નહી રણકોરે, સમજી લે તું સત્ય ધણી;
સાકાર છે કે નિરાકાર છે, જોતીશ છે કે ભરપુર;
અક્ષર બ્રહ્મતો કોને કહોછો, કયાં રહ્યું છે તેનું મુળ;
તે જાણો તો બતાવોરે, પંડીત ભુલ્યા ભણીરે ભણી. પાણી. ૧
વિધી નીશેદનો ભેદ ન જાણ્યો, ભણી ગયા ચારે વેદ;

અણુ છતાં કરમ છતાં કરીને, માયાએ તને નાખ્યો કેદ;
પાછો ફરી જોનેરે, આ અમુલ્ય મનુષ્યા દેહ છે મણી. પાણી. ૨
જગત સીંધું રૂપજ જાણો, જળ તે તત્વને માન;
તે તત્વનાં નરનારી બન્યાં છે, પશુ પક્ષીને પહાડ જાણ;
આ વનસ્પતિ છે તેનીરે, તત્વ સ્વરૂપ રહ્યો છે ધણી. પાણી. ૩
પાંચ તત્વનો રેંટ બન્યો છે, પ્રાણ અપાન નીચે માળ;
ત્રણ ગુણની ત્રાકો બની છે, જગત સુતર ને ભાળ;
આ ચૈતન રેંટ ફરેરે, સોહંગ રૂપી લાટયો ધણી. પાણી. ૪
મરણ જનમ તો તત્વમાં નથી, જો વીચારી મારા વીર;
જ્ઞાન વિજ્ઞાનનું બખતર પેહેરી, ધારણ રાખો મન ધીર;
નીમીત તો ચકલ ભાસેરે, માયાએ મીથ્યા નાખી છે ફણી. પાણી ૫

## કુંડળીયા.

પિંડ બ્રહ્માડ મિથ્યા કરી, અપ્રોક્ષ તત્વને ધાર;
સોહં સોહં સર્વમાં, એ ચૈતન્ય પ્રમાણ;
એ ચૈતન્ય પ્રમાણ, ના કાંઈ આવે ને જાવે;
છે સર્વને માંહિ, વૈરાટના ભેદજ પાવે;
કહેત ચકલરામ, આ કલ્પિત છે ઇંડ;
તત્વ સ્વપરૂ વિચારતાં, નહિ બ્રહ્માડને પિંડ;
માયા માયા શું કરો, પરિબ્રહ્મને ધાર;
સત્સંગત સત્પુરૂષની, સદગુરૂ શબ્દને ભાળ;
સદગુરૂ શબ્દને ભાળ, મારગ છે સૌથી ઝીણો;
સત શાસ્ત્ર કે બિચ, સાર તત્વકો લીનો,
કહેત ચકલરામ, મિથ્યા ચોર દેખી ધાયા;
પાસે ગયા તો ઠુંઠ, તત્વમાં તેંસી માયા.

## પદ ૧ રાગ જાયછે જવાની તારીરે.

જાયછે જવાની તાહારીરે, હો મુરખ મતી; જાયછે જવાની. ટેક.
છઇઆ છારૂં તાહારી માડી, એતો જુઠી વાડી;
અંત સમે નથી તારીરે, હો મુરખ મતી. જાય છે. ૧
સંસારમાં ગયો ચાલી, માથે ધૂળ તેંતો ઘાલી;
દયા ના તેં મનમાં આણીરે, હો મુરખ મતી. જાય છે. ૨
ક્રૃષ્ણ નામને તું ના ધાયો, તેં તો જુઠો જન્મ ગમાયો;

શ્વાનની પેરે ધાયોરે, હો મુરખ મતી. જાય છે. ૩
ધન દોલતની સગી નારી, અંતે નથી નિશ્ચે તાહારી;
માહારી માહારી કરી મુઓરે, હો મુરખ મતી. જાય છે. ૪
ઘરડો થયો ને ગતી ત્યાગી, તોય ન જોયું તેં જાગી;
અજ્ઞાનમાં ગયો ડુંગીરે, હો મુરખ મતી. જાય છે. ૫
પ્રભુની સાથે પ્રીત ના જોડી, જમ નાખશે ડાચું તોડી;
ત્યારે તું કયાં જઈશ દોડીરે, હો મુરખ મતી. જાય છે. ૬
ઝડપમાં જમ ઝાલી જાશે, શી ગતી તાહારી ત્યાં થાસે;
માટે સંભાળ સારંગપ્રાણીરે, હો મુરખ મતી. જાય છે. ૭
ભુંડાઇનો બાંધ્યો ભારો, નથી તાહારો એકે આરો;
આ સંસારની ચેનાં બાળ્યોરે, હો મુરખ મતી. જાય છે. ૮
ચકલ કહે ચિત્તમાં વિચારો, સંસારનું સુખ વિસારો;
ઝાંઝવાનાં નિર માણોરે, મુરખ મતી. જાય છે. ૯

### પદ ૨ રાગ ઝીંણા મારૂજી હો રાજ.

દયા ધરી દિલ, તેથી થાય તારૂં થીર, પામે મોક્ષ કેરો ધામ,
ભુંડા ભવમાં ન ભમ. ટેક.
આતો મિથ્યા જાળ, નહીં આવે તેનો પાર;
અથડાયો બહુ વાર, ક્રશ્ન નામ એક સાર. ભુંડા. ૧
કરીલે કમાઈ, રામ નામની સઇ, એ છે સાચી સગાઈ,
શરણે આવશે તાંહી, ભુંડા ભવમાં ભુંડા. ૨
હું ને માહારૂં ત્યાગ, તેથી પામે તેનો પાર, દયા કરેશે દયાળ,
લીધાથી તેનું નામ, ભુંડા ભવમાં ભુંડા. ૩
માત તાત ભ્રાત, સ્ત્રી પુત્ર પરીવાર, સવારથનો એ સાથ,
અંતેનહી રહે એ હાથ, ભુંડા ભવમાં ન. ભુંડા. ૪
કરી લેને વિચાર મનનો આવે નહી પાર, થાસે ઓચિંતાની હાણ,
ભવમાં ભમ્યો બહુ વાર, ભુંડા ભવમાં. ભુંડા. ૫
સતસંગ એક સાર, તેમાં નિશ્ચે પામે પાર, જીવ આ જુઠી જંજાળ,
તેમાં નથી કાંઈ સાર, ભુંડા ભવમાં. ભુંડા. ૬
વિવેક વૈરાગ્ય તું જાણ, મનનો સંદેહ તું ન આણ, તું તાહારા
માહી તપાસ, તત્વ છે અવિનાશ, ભુંડા ભવમાં. ૭
દીવો લેઇને આજ કુવે ના પડીશ તું લાજ, તાહારા તત્વને ત-
પાશ, છોડી દેને ખોટી આશ, ભુડા ભવમાં. ૮

## પદ—રાગ—હૈયાના ફુટયા હરી સંગે હેત ન કીધુ.

સંસારી જીવડા ભજને તું રામ હરીને. ટેક.
આવો અવસર ફરી નહીં આવે, ઉતરવાનો આરો;
ચિંતામણી હાથમાં લેઇને, શીદને ખાળમાં ડાલોરે. સંસારી. ૧
અવિદ્યાને બંધે બાંધ્યો, શીવ જીવરૂપ બનિયો;
અહંમમતાની ગ્રંથીમાં પડીને, અતીસે દુખમાં ડરિયોરે. સંસારી. ૨
મોહ માયાની જાળમાં પડીયો, કેમ ઉતરીશ સંસાર દરિયો;
જ્ઞાન રૂપીતો બોટ બનાવી, એટલેથી પાછો ફરિયોરે. સંસાર. ૩
બાળપણુ તે બોળી કાઢયું, જવાનીમાં ઝપટાયો;
બાયડી છોકરાં માબાપોએ, તને આંધળો કરિયોરે. સંસરી. ૪
ભવની ભાવટ જાસે ત્યારે, હરી સ્મરણ બહુ થાસે;
મુકતીપદ સામળીયો આલે, ત્યારે આનંદ થાસેરે. સંસારી. ૫
કેટલા ભકતો તેણે તારયા, જુવોને મન વિચારી;
સવરીબઈનાં બોરજ લીધાં, એવા છે દેવમોરારીરે, સંસારી. ૬
અક્રૂર ઓધ્ધવ તે પણ તરિયા, સામળિયાના સંગથી;
મીરાબાઇનું કારજ સરિયું, ગીરધારીના રંગથીરે, સંસારી. ૭
નામદેવ અજામેળ તાર્યો, ગજબંધની વાર્મ્યો;
પુત્ર નામ નારાયણ લેતાં, તેને અંતે તાર્યોરે. સંસારી. ૮
માટે વિશ્વાસ મનમાં ધારી, કર સ્મરણ એક ચિત્તે;
સાચેથી સામળિયો રીઝે, સંભારી લેશે તાહારૂં કામરે સંસારી ૯
દયા રાખશે દામોદરજી, દિલ સાફ જોઈ તાહારૂં;
ચકલના સ્વામીને ભજજો, અંતે મોકલશે હરિ આણુંરે. સંસારી. ૧૦

## રાગ—વેળાવળ. વનચર વીરા વધામણિ. એ રાગ.

જુઠી જાળ છે આ જીવડા, જંજાળમાં ઝુલ્યો;
બહુ કાળથી અથડાઇને, પાછો મુનશ્યાદેહમાં ભુલ્યો. જુઠી. ૧
મનુશ્યા દેહ રૂપી આ નાવ છે, સંસાર સમુદ્ર તરવા;
આ અવસર ભુંડા ચુકશો તો, જાશો ચોરાશી ફરવા. જુઠી. ૨
પામર પાપીઓ પ્રાણીયા, મુકય મમતાજ તાહારી;
હરિ સમરણ કર હેતથી, મનની મગરૂબી મારી. જુઠી. ૩
હરી હીરો છે તુજ કને, ભુંડા જોને વિચારી;
ગુરૂ ઝવેરીની પાસે આવી, એની કીંમત તપાસી. જુઠી. ૪
વિચાર વૈરાગ્ય સમતા ધરી, અતઃકરણ તપાસી;

શુધ્ધ ચૈતન્ય સ્વરૂપ છે, જોતું જ્ઞાન ઉપાસી. જુઠી. ૫
મન સંકલ્પ વીકલ્પ વડે, તેને થીરતા ન આપી;
પણ બુધ્ધી વડે નીશ્ચે કરી, સ્થીર રાખો તપાસી. જુઠી. ૬
ચીત વડે ચીતવન કરી, તત્વ લેને તપાસી;
ચિંતામણી આવી તુજ કને, મુનશ્યા દેહ રૂપી આંહી. જુઠી. ૭
આ અવસર ફરી નહીં મળે, જોને મનમાં વિચારી;
મનના વિચાર મેલ વેગળા, જોને અનુભવ જાણી, જુઠી. ૮
બોલે તે બીજો નથી, ચકલ છે સર્વે વ્યાપી;
જ્ઞાન દષ્ટિથી વિચારજો, નથી વેદની અવિદ્યા થાપી. જુઠી. ૯

## ઝીણા મારૂજી હો રાજ. એ રાગ.

રામ ભજો રામ ભજો રામ ભજો ભાઇ, મિથ્યા સંસાર જાળ,
તેમાં નથી તાહારૂં કાંઈ. રામ ભજો ભાઈ. ટેક.
ભજ્યા તેનું કામ થયું, જુવો વિચારી આંહી;
સવરીબાઇને કરૂણા કીધી, એંઠાં બોર ખાઈ. રામ ભજો. ૧
બાનાની પત રાખ, પ્રભુ બાનાની પત રાખ;
બાનામાં જો દુખ થાશે તો કોણ પુરે તારી સાખ. રામ ભજો. ૨
રોહીદાસને કરૂણા કીધી, ન જોઈ જાત કાંઈ;
સત્યને માટે રણમાં ભમ્યા, રામ લક્ષ્મણ બે ભાઈ. રામ ભજો. ૩
પ્રલ્હાદને કરૂણા કીધી. પોતે પુરણકામ;
તાતા સ્થંભમાં કીડી થઇને, વસ્યા તેને ધામ. રામ ભજો. ૪
રામ ગુણ ગાયા જ્યારે, વિભિક્ષણ ભાઈ;
સોનાની લંકાનું રાજ આપી દીધું તાંઈ; રામ ભજો. ૫
દ્રુપદીનાં ચીર પુર્યાં, રાખો સભામાં લાજ:
ભક્તો જનની લજ્જા રાખે, એવો છે અવિનાશ. રામ ભજો. ૬
સાગરમાં ગજરાજ ગયો, જળ પીવાને કાજ;
શ્વાસ ગળવા લાગ્યો ત્યારે, પોકાર્યા ક્રુશ્નરાજ. રામ ભજો. ૭
મીરાબાઇને ઝેર મોકલ્યું, રાણાજીએ તાંહીં;
ભક્તો જનની લજ્જા રાખવા, થયું અમ્રીત સહીં. રામ ભજો. ૮
મેહેતાજીને બહુ સંતાપ્યા, મંડળીક રાજા જઈ;
વાહાણું વાહાતા હાર આપ્યો. દામોદરે સહી. રામ ભજો. ૯
ભક્તો જનનાં સંકટ કાપ્યાં, પોતે તત્કાળ;
ચકલને કરૂણા કીધી, આપ્યું જ્ઞાન સાર. રામ ભજો. ૧૦

## ગજલ—રાગ ઇંદ્રિ સભાનો.

હરી રૂપ જાણુ તું ભાઈ, મિથ્યા માયા તણી છાઈ;
તેમાં તું કેમ ભમે ભાઈ, નથી તે સત્યરે આંહી. હરીરૂપ. ૧
કલ્પિતહે સર્વ એ ઠાઠ, સમજી લે તું અવિનાશ;
કૃષ્ણએ કહ્યું છે વળી સહી, તે અકરૂડ પ્રત્યે આવી તહી. હરીરૂપ. ૨
સર્વ ગોપીયોને જઈ કેહેજો, તત્વ સ્વરૂપ મને સમજો;
કરો વિવેક વૈરાગ્ય જઈ, તો તો પરીબ્રહ્મ પામો સહી. હરીરૂપ. ૩
ચિંતામણી આવી છે તુજ હાથ, તેને સંભારી લેજો સાથ;
મનુષ્યાદેહનોએ છે લાહાવ, પોતાનું સમરણ કરીલે ભાવ. હરીરૂપ. ૪
નહીં તો પશુ પક્ષીમાં જાશો, પછી પાછળથી પસ્તાશો;
સમજ સમજ મન પ્યારા, પછાડી દેખ દીલ ડાહ્યા. હરીરૂપ. ૫
સપ્ન તુલ્ય હૈ સંસારા, જેસે ઝાંજવાકા નીર માણ્યા;
ચકલ કહે નહીરે મઝા, જેણે હરી ગુણ ગાયા તે રીઝયા. હરીરૂપ. ૬

## પદ રાગ—કબીરના બંગલાનો.

બંગલા ખુબ બનાવ્યારે, મહીલા ચૈતન્યકું સંભાળ, ટેક.
પાંચ તત્વકા સ્થંભ બનાયા, પાંચ કોસકી ભીંતા;
વાંક ઇંદ્રીકા દ્વાર બનાયા, ઇસ્મે હોમ તું જાતા. બંગલા. ૧
ત્રણ દેહકા ત્રણ ખંડ બન્યાહે, ઉસ્મે તું આરામ કરતા;
જાગ્રત નેત્ર ઝરૂખે બેઠા, વિષય રૂપ તું ધરતા. બંગલા. ૨
ઈંદ્રીઓને તું સાથ લેઇને, ત્રણ ખંડમાં ભમતા;
ચોથે ખંડકી ખબર પડે તો, ફીર દુનીયા નહી આતા. બંગલા. ૩
ઇંદ્રીયારૂપી બાળ જાળહે, તીસમેં આનંદ કરતા;
મિથ્યા સુખહે વિષય રૂપકા, તબ છોડ તૃષ્ણાકા તાગા. બંગલા. ૪
સચ્ચા સુખહે જ્ઞાન ધનકા, તાસે અનુભવમેં ફીરતા;
અનુભવ જાગ્યા અંતર તપાસ્યા, ચકલ ચેતીને ડરના. બંગલા. ૫

## પદ રાગ—શેઠ સગાળસા સાધુને સેવે.

સમજી લે તું પામર પ્રાણીરે, વિચારી લે અંતરજામીરે. ટેક.
વાહાણે ઊઠીને સ્નાન કરીને, જાય છે દરશન માટે;
અંતઃકરણ તાહારૂં શુધ્ધ નથી માટે, ચાલે છે ઊંધી વાટે. સમજી. ૧
ગોવાળ મંગળાના ગોહા ખાઇને, પાછો આવે નિજ ધામ;

ઘરનાં દેવ તેં જુદાં માન્યા છે, લેઈ બેઠા સેવાનું કામ. સમજી. ૨
પાણી વેડીને લુઘડે લુસી, બેસાડે તાહારી પાસ;
દીનાનાથને ઘેર શું પાણી નથી, જેને પ્રગટ્યા સમુદર સાત. સમજી. ૩
ચંદનનો તું લેપ કરીને શુધ્ધ કરે છે શરીર;
સુરતી જેને શુધ્ધ પોકારે, એવો છે વિશ્વનો ધણી. સમજી. ૪
વસ્ત્રનો તું વાધો કરીને, પેહેરાવે છે તાહારે હાથ;
દીનાનાથના ઘરમાં ખાવા નથી, શું એ નાગા ફરે છે નાથ. સમજી. ૫
હરાડભાર વનસ્પતિ જેણે પ્રગટ કરી છે અપાર;
સર્વ સૃષ્ટીની તે એબ ઢાંકે છે, તાહારાં મિથ્યા હુંકારને વાર. સમજી. ૬
સાકરની એક કાંકરી મેહેલીને, નૈવેદ ધરાવે છે હાથ;
ચૌદ લોકનું પોષણ કરે, શું ભુખ્યા ફરે છે એ નાથ. સમજી. ૭
હિંડોળે વળી હીંડોળીને, રમકડાં મુકે છે પાસ;
નાના બાળકની પેઠે સમજાવે, શું અજ્ઞાની છે અવિનાશ. સમજી. ૮
પારણામાં તું સુવાડીને, હીંચકો નાખે છે આપ;
વીધ વીધના તું ગીત ગાય છે, શું થઈ બેઠો તેનો બાપ. સમજી. ૯
શાણાજનને સમજવા માટે, સમજી લેજો મનમાંય;
વિવેકી જન તો વિચાર કરશે, અજ્ઞાની કરશે નિંદાય, સમજી. ૧૦
કરમ કાંડમાં એમ કહ્યું છે, કર્મથી મન શુધ્ધ થાય;
પુજન તો સદ્‌ગુરૂનુજ કરવું, ભકિતરૂપી સમજાય. સમજી. ૧૧
પ્રેમ લક્ષણા ભકિત કહી છે, તે તો સમજી લે એકવાર;
વિવેક વૈરાગ્યથી પ્રેમ કરજો, એ અંતઃકરણનો વિચાર. સમજી. ૧૨
સર્વે ઠેકાણે ફરી વળ્યો, કાંઈ ચિત્ત ન ચોટે કાંય;
વેદાંત શાસ્ત્ર માંહિ તપાસો, તો તત્વનું દર્શન થાય. સમજી. ૧૩
ચકલની ચેતવણી માની, ઘટમાં જ્ઞાન તું જાણ;
અનુભવરૂપી સમરણ કરી લે, તો સાચી ભકતી તું માન. સમજી. ૧૪

ગરબી ૧ રાગ—ઓધવજીના સંદેસાનો.

ગરૂડે ચઢીને ગોવિંદ આવજો,
કરવા માટે ભકતજનનાં કામજો;
વારે ધાઓ વેહેલા થાઓ વિઠલા,
મંદિરિયામાં શું સુઈ રહ્યા શ્યામજો. ગરૂડે. ૧
મારા સમ મનમાં મોહન કાંઈ લાવતા,
તમે રાખો ભકતજનનો ટેકજો;

આળસ આણી પ્રભુ શું બેસી રહ્યા,
મ્હારે પ્રભુ તમારો આધારજો. ગરૂડે. ૨
દુરીજન દુભે છે આ સંસારમાં,
બોલે છે કાંઈ વાંકા વાંકા વેણજો;
ભુંડા આવી ભજનમાં ભંગાણ કરે,
ક્રોધ કરીને ઊંચા ચઢાવે નેણજો. ગરૂડે. ૩
આડા આવી આણે ઘણી ગફલતમાં,
કરે છે કાંઈ કુડકપટની વાતજો;
પ્રભુ વિના બીજું કાંઈ જાણું નહીં,
હુંકારી લોકો મારવા આવે લાતજો. ગરૂડે. ૪
હાવાં લોકો થયા ઘણાં કળિયુગમાં,
કરવા માંડયો ધર્મ ભક્તિનો નાશજો;
ચકલ કહે આ દુષ્ટ લોકોને પ્રાજે કરો,
કહું છું પ્રભુ હું રાંક તમારો દાસજો. ગરૂડે. ૫

## ગરબી. ૨ રાગ—નાથ કૈસે ગજકોબંધ.

જગત માંહી જુઓ તમે તો તપાસી, એક અવિનાશી રહો પ્રકાશી. ટેક.
સર્વમાં પ્રકાશી રહ્યો છે, અખંડ બ્રહ્મ તે દરિયો;
જે પ્રાણીએ ઓળખીઓ, તે સંસાર સાગર તરિયો. જગત૦ ૧
મધપુડે જેમ માંખ વળગે, એમ રહ્યો છું વિંટાઇ;
સરપ જેમ આંટી નાખે, જેમ ભીંતને માંહી ખીંટી. જગત૦ ૨
ધનદારા સગા સુત જોઇને, હુંકારમાં વધ્યો જાએ;
ભવતારણ ભજ્યા નહીં માટે, લક્ષ ચોરાસીમાં જાએ. જગત૦ ૩
પુરણ બ્રહ્મ અખંડ અલક જે, પોતે છે અવિનાશી;
જે પ્રાણી ઓળખીને ગાયા, તે થયા ચેતન પ્રકાશી. જગત૦ ૪
માયા અંતરથી કુડ કપટ તજીને, કરો સંત સાધુની સેવા;
ભજન ભકતી પરમારથ કરોતો, તમને જમ ન આવે લેવા. જગત૦ ૫
જમનો ઝપાટો છે તારે માથે, ભેકેમ ન રાખોજ પ્રાણી;
રામ રામ મુખેથી બોલોને, એ તરવાની નીશાની. જગત૦ ૬
માત પીતા ગુરૂની સેવા કરોને, મોહ માયાને મેહેલો છાંડી;
ચકલ કહે રામ નિજ મન બોલે, તે તરવાની નીશાની. જગત૦ ૭

## ગરબી. ૨ રાગ ઓધવજી ના સંદેસાનો.

હરી ભકત થઇને પરમારથ જે નવ કરે,
તે પ્રાણીતો જમની જાળમાં જાયજો;
કુડ કપટથી કોઈનું જે ધન હરે,
તેવા જનનો કદી ન કરીએ સંગજો. હરી૦ ૧
હરીજન થઇને માયા જોઈ રીઝીઓ,
કાયા નહી તો માયા તારી કાંથીજો;
અંતે તાહારે કાયા મુકી ચાલવું,
માયા તાહારી ચૌટામાં લુટાશેજો. હરી૦ ૨
ડાહ્યા થઈ તમે આ જગમાં તો બહુ ફરો,
આ પરમારથની નવ જાણી કાંઇ પેરજો;
મારૂં મારૂં કરીને મુંઝાઓછો,
અંતે તેતો નહી રેહે તાહારો રંગજો. હરી૦ ૩
મિથ્યા સુખ એમ શું રાચી રહો,
ઘડી પલકની ખબર નથી તુંજનેજો;
અચાનક કાળ આવીને ઉભો રહે,
માટે તું તો પરમારથને પુજજો. હરી૦ ૪
એવું જાણી મનમાં દયા લાવજો,
પરમારથ છે પ્રભુ નામ તો સત્યજો;
ચકલ કહે ચીતમાં ચેતો આ ઘડી,
તાહારે તમારૂં થાસે પુરણ કામજો. હરી૦ ૫

## ગજલ.

જગત જાળહે સબ જૂઠી, જેસે નીર બીચ લીલ ઊઠી;
સમજ સમજ મન પ્યારે, દયા દીલમેં અંતર ધારે. જગત. ટેક.
જયારે સુધ્ધ હોય મન તેરા, તબી હરી આવેગા નેરા;
પાંચ પચીસ હે તેરી પાસ, તીસ્મે તું અલકકું તપાશ. જગત. ૧
સરવ સંગ સ્વપ્ન તુલ્ય તું જાણ, અંતર અનુભવથી પરમાણ;
જાગ્રત સ્વપ્નતણો સાખી, અંતરમાં રહો એ ઝાંખી. જગત. ૨
અલક પુરૂષ હે તેરી પાસ, મુરખ ભટકાય ખોટી આશ;
વેદ પુરાણ શબ દેખ્યા, અનુભવ અંતરસેં પેખ્યા. જગત. ૩
તત્વ સ્વરૂપ હૈ તેરા, સબી હુનવે દેખ દેહુના;
સબ દાનસે જ્ઞાન દેના, ચકલ કહે મુખસે કયાં કહેના. જગત. ૪

## લાવણી રાગ—ગોરી ચલી સાવરે ફીરબી કબુ આનારે.

ભાઈ જુઓ જગતની જાળ સર્વ જુટી,
મીથ્યા અજ્ઞાનથી માયા રૂપ દીઠી;
માયા તો સ્વભાવિક આવ્રણ રૂપ દીસે,
એમ તત્વ બ્રહ્મ તો વ્યાપ્યું છે નિશ્ચે.
વળી ઘટ મધે આકશ જુદુ ભાસે,
તેમ દેહ મધે જીવ વ્યાપી રહ્યો પાસે;
વળી ઘટ ફુટે આકાશ સળંગ છે જેમ,
દેહ છુટે તત્વ તો મળી જાય છે એમ.
મરણ જનમનો ભય નહી મન આનો,
મારે તત્વ દ્રષ્ટીએ નિશ્ચે પીછાનો;
જ્ઞાની ધાની ભકતજન બહુ જોયા,
અંતરમાં તપાસી સદેહ મન ખોયા.
એમ સાસ્ર પુરાણ સરવ ફેંદી જોયું,
સર્વનું સિધ્ધાંત હુંગ મમતા ખોયું;

### છપ્પો.

પર નારીનો સંગ, પનોતી લોઢા કેરી;
પર નારીનો સંગ, રાહુની દશા ઘણેરી;
પર નારીનો સંગ, ચીત ચોટે નહી કામે;
પર નારીનો સંગ, અથડાય તે બહુ ધામે;
પર નારીની પ્રીત, પળમાં તુટી જાય છે;
ચકલ કહે ચંચળ રૂપ તે; નર તો મોહી જાય છે; ૧
રટયા નહી શ્રીરામ, સાર સરવ તેં ખોયું;
રટયા નહી શ્રીરામ, અક્કલ હીણ ઊંધુ જોયું;
રટયા નહી શ્રીરામ; કમાયો બહુ ધન પ્યારો;
રટયા નહી શ્રીરામ, બુધ્ધી જન તેની બાળો;
રામ રટણ સઉથી સરસ, સંસારમાં તે નાવ છે;
કહે ચકલ ના સમજી શકયો, તો પાછળથી પસ્તાય છે. ૨
ધી:ક જનેતા કુખ, દુ:ખ દેહને સઉ દમતો;
ધી:ક જનેતા કુખ, સૌને છળથી છેતરતો;
ધી:ક જનેતા કુખ, ચાડી ચુગલી બહુ કરતો;

ધીઃક જનેતા કુખ, કપટ કાતી માંહિ ફરતા;
જે નારીએ તે નર જણ્યો, પથ્થર પશુવત્ માનવો;
કહે ચકલ તેવા જનને જીવતા મુવો જાણવો. ૩
અજ્ઞાન રૂપ સંસાર, સાર તેનો કો જાણો;
માંહી પડયો જન આપ, દુખે અતીસે દબાણો;
કરો વિવેક વૈરાગ્ય, તો ભવ દુખથી ઠરશો;
નહી તો બંધાસો આપ ફેરો તે પાછો ફરશો;
માટે સમજો જ્ઞાન ધન, સઉથી ઉતમ સાર છે;
કહે ચકલ જ્ઞાની જનો, ઉત્તમ મુમુક્ષ વાહાલ છે. ૪
ત્રણ લોકમાં ત્રણ વાનાં, તો દુર્લ્લભ જાણો;
એક તો મનુષ્યા દેહ, બીજુ મુમુક્ષ પદમાણો;
ત્રીજો ગુરૂનો સાર, ચોથો તે ચીતમાં ચેત્યો;
પાંચમો પામ્યો પાર, તત્વ સ્વરૂપને થેકયો;
છઠે છ સાસ્ત્ર તણું, સિધ્ધાંત સર્વેનું એક છે;
ચકલ કહે સમજી કહુ, જગત નહી જુગદીશ છે. ૫
જેને ગાંજાની ટેવ, તેને તો કામ ન સુજે;
જેને ગાંજાની ટેવ, તે તો મનમાં બહુ બુજે;
જેને ગાંજાની ટેવ, તેને આળસ બહુ આવે;
જેને ગાંજાની ટેવ, બોલ્યુ કોઇનુ નવ ભાવે;
જો ગાંજો ના મળે તેહને, તલમાત્ર કાંઇએ નહી;
ચકલ કહે તે માનજો, ભીખ માગી પીએ સહી. ૬
જેને વ્યસનની ટેવ, તેનો તો સંગ નવ કીજે;
જેને વ્યસનની ટેવ, તેને સાથે નવ લીજે;
જેને વ્યસનની ટેવ, તેનાથી બોલતાં બીજે;
જેને વ્યસનની ટેવ, તેને તો મારજ દીજે;
વ્યસનને વશ જે જન થયો, જગમાં ઝાંખો કેહેવાય છે;
કહે ચકલ તે પગ ધસી, અકાળ મૃત્યુ તે થાય છે. ૭
રામ કરે કલ્યાણ, સકલ દેવ છે એ તનમાં;
આશા પુરે શકત, સુખ સાગર તે ધનમાં;
લક્ષ્મી ભરે ભંડાર, ભાગ્ય વધારે પુરણ;
નિશ્ચે હરીહર જાણ, જગત મધે છે પુરણ;
રકારનો ભેદ મકારમાં, સુરતી માંહી તપાસસે;

ચકલ કહે અનુભવ કરી, તનમાં જાપ જપાય છે. ૮
ચતુરાઈનું મુળ, જગતમાં શાથી વધારો;
પંડીતની મિત્રાઇ, રાજ દરબારે સધારો;
મુસાફરીનો ફેર, ગુણકાનો સંગ પામે;
બહુ ગ્રંથનો સાર, અનુભવ અંતર વામે;
કહ્યા કામ પુરૂષ કરે, જગનાં ચતુર ગણાય છે;
ચકલ કહે ઠોકર ખાઇને, ચતુરાઈનું મુળ પમાય છે, ૯

## કુંડળીયા છંદ.

રામ કહે તે રામજી, રામ કહે બહુ વાર;
રામ કહે સુખ હોતહે, સરવ વીધનકો પાર;
સરવ વીધનકો પાર, સાર સંસારમાં એ છે;
નામ રૂપ બેસ વાહાણ, મોહોજળમાં શિદ વહે છે,
ચકલ કહે ચીતવન કરો, ધ્યાંન ધરો નિષ્કામ;
ઘટ મઠ આકાશ સળંગ છે, ત્યમ વ્યાપક છે રામ. ૧
સીક્કા તેરા દેખ લે, અંતર ઊંડા પેખ;
અનુભવ સચા કર લે, જ્ઞાન ચક્ષુસે દેખ;
જ્ઞાન ચક્ષુસે દેખ, ગાફલ મત રેહેના ગંદા;
અખંડ જોત આકાશ, સમજ માયાકા મંદા;
ચકલ કહે બીચાર, સત રૂપ જાણ લે પક્કા;
તત્વ સ્વરૂપ પરતક્ષ, સમજ લે તેરા સીક્કા. ૨
સમજણ વિનાની સાનકા, સજજન કરે જન સેજ;
બેહેરા લોક કે ગામ બિચ, શંખકુ હાડકાં કેહેજ;
શંખકુ હાડકાં કેહેજ, સાર સમજે નહી ઊંડા;
પંડિત કરે વખાણ, મુરખ સમજે જન કુડા;
ચકલ કહે વિચાર, ખાયગા જમકા ધક્કા;
જ્ઞાન ચક્ષુસે દેખ, સમજ લે તેરા સક્કા. ૩
શાણાજન સમજાવતા, મુરખ ધરે નહિ ધ્યાન;
પાછળથી પસ્તાયગા, જમ નહી રાખે માન;
જમ નહી રાખે માન, મુરખ માયાકા ફંદા;
સ્વપ્ન તુલ્ય સંસાર, કર હરી નામકા ધંધા;
ચકલ કહે વિચાર, તરનેકા એહી નીશાના;
રટણ ચલે ઘર માંહી, સોહંગ શબ્દ સત જાણ્યા. ૪

ઘટ્ટ પ્રત્યે જો દેખીએ, કારણ માટી વિકાર;
કાર્ય કારણકો કહે, માટી ઘટ્ટ કે પાર;
માટી ઘટ્ટ કે પાર જગ બ્રહ્મ તેસેં જાણો;
તત્વ સ્વરૂપ પરમાણુ, દેહને મિથ્યા કરી માનો;
ચકલ કહે ચેત્યો સહી, જગતમાં રહ્યો જીવ લપટ;
કારણુ કારજ સબ હે, જેમ માટીમાં ઘટ્ટ. ૫
સુક્કા તમાકુ પીએ સબ, પીએ નહી કોઈ હુક્કા,
હુક્કા હાથમાં રેહેતહે, પીએ તમાકું સુક્કા;
પીએ તમાકું સુક્કા, કેહેતે એમ હુક્કા પીઆ;
એમ અજ્ઞાની કહે, સબી કામ અમને કીયા;
ચકલ કહે ચૈતન્ય વડે, ઇંદ્રી દેહ પ્રાણુકા;
હુક્કા ત્યાંકા ત્યાં, પીએ તમાકુ સુક્કા. ૬
પાપ બળત ભજને હરી, ભાગ્ય ઊદેકર દે;
અનુભવ પામે મનકો, રામ નામ સુખ દે;
રામ નામ સુખ દે, રણુધીર કારજ કરશે;
મળ વિક્ષપ આવરણુ, માયા બીચ ખડક ધરશે;
ચકલ કહે ભાણું ઊદે, તમર કરશે સાફ;
રામ નામ દીધા થકી, પુરવનું બળશે પાપ. ૭
સુક્રીત જીવતેં નવ કર્યું, કર્યું પાપ ભરી પેટ;
રામ શરણુ જીવ તું ગયો, ગયુ પાપ સરવે મેટ;
ગયુ પાપ સરવે મેટ, હરીના ધ્યાન કીધાથી;
જ્ઞાન રૂપી ગંગા વિશે, અનુભવ દાન દીધાથી;
ચકલ કહે રામ શરણુ, શુધ્ધ રાખ તું સરત;
સુધ્ધ સ્વરૂપ તત્વ સહી, સાચુ મળે સુક્રત. ૮
મેં કર્યું મેં કર્યું સબ કહે, તેં નથી કર્યું કાંઈ;
કર્યું ભજન નહી રામનું, શું કર્યું જગને માંહી;
સું કર્યું જગતને માંહી, મોહ મદમાં તું ફરતો;
ડરતો નહી કાંઈ દિલ, દાન સ્વપ્ને નહી કરતો;
ચકલ કહે દયા નવ ધરી, ધમ ધમાટમાં શું કર્યું;
જમ આવી ડાકું ઝાલશે, તારે કેશે મેં કર્યું. ૯
જગન જાગતેં નવ કર્યું, કર્યું નહીં જપ તપ દાન;
પણુ કર્યું સમરણુ જો રામનું, સૌમાં ઊંચુ માન;

સોમાં ઊંચુ માન, અનામી નામે પામે;
નામ ગુણને રૂપ, અવિદ્યા ત્યાં નહી વામે;
ચકલ કહે બાવન થકી, વસ્તુ છે અગન;
તત્વમાં તત્વ મળી શકે, તે તો સાચો જગન. ૧૦
શક્તી દો પરકારકી, છે હરી નામકે માંહી;
સરવ અરથ તપાસતાં, ફળમાં સંદેહ નહીં;
ફળમાં સંદેહ નહી, ફળદાતા છે પુરણ;
જાગ્રત સ્વપ્ન માંહી, અનહદ વાગે તુરણ;
ચકલ કહે મન વશ કરી, માયા રેહે છે દગતી;
શીવ બ્રહ્મા ભુલી ગયા, કેમ રહે તારી શક્તી. ૧૧
સર્વ અર્થ તપાસતાં, વૃથા શબ્દ જગ જાણ્ય;
સર્વ શક્તી એ શબ્દકી, રામ નામ તું માન;
રામ નામ તું માન, નખશિખ છે એ વ્યાપી;
અસલ સ્વરૂપ છે માંહી, નકલ કેમ દેછે થાપી;
ચકલ કહે ચાર દિવસનું, ચાંદરણું છે વરથ;
અહં મમતાને છોડી દે, એ છે સાચો અરથ. ૧૨
માત તાત ભ્રાત સબ્દહે, હરખ વિષે મન હોય;
કલ્પિત ઠાઠ એ શબ્દહે, રામ નામ સત જોય;
રામ નામ સત જોય, અંત તે કામજ આવે;
લક્ષ કરોડ પતિ હોય, મેલીને નિશ્ચે જાવે;
ચકલ કહે ચૈતન્ય થઈ, માયામાં શું ધાત;
કર સ્મરણ એક ચિતથી, શિવમાં જીવ સમાત. ૧૩
સોધી સોધી સોધીયા, તત્વ લીયાહી ધાય;
તે તત્વ દરશી પુરૂષને, સબ કર્મ દીયો ખપાય;
સબ કર્મ દીયો ખપાય, હવે કુચ રહો નહી કરનો;
ઢુંઠો લિયો પીછાન, ચોરસેં કેસો ડરનો;
કહે ચકલ નિઃસંશય, વાત કંઈ કરો ન કરોધી;
મુદે તત્વ આપ, સોધી શું જુવે સોધી. ૧૪
પારકો આશરો છોડદે, અંતઃકરણ કર સુધ્ધ;
વિધિ નિષેધ સમજી કરી, છોડ પાપની બુધ્ધ;
છોડ પાપની બુધ્ધ, જ્ઞાન કાંઈ સમજો શાણા;
ભાણુ ઉદે જબ હોય, રાતકા કહાં ઠિકાણા;

કહે ચકલ નિરધાર, રૂપતો આપે બ્રહ્મકા;
જબ દેખ્યા જ્ઞાન વિજ્ઞાન, મિટયા સબ આશરા પરકા. ૧૫

કીરપાવાન ગુરૂ હોયકે, અતિશે કરીદે દાન;
તાકા ચિતમાં ના ફરે, જગત વેહેવારનું ધાન;
જગત વહેવારનુ ધાન, રહે સહી જનની સાંખી;
હર જગિયા હર વખત, બ્રહ્મકી હોવે ઝાંખી;
કહે ચકલદાસ અવિદ્યાને તું સ્થીરપા;
સરવ ક્રિયાકે માંહી, તત્વ સ્વરૂપની ક્રીરપા. ૧૬

હત્યા લાગી જીવકો, મિથ્યા વાણી જાણ;
એ હત્યા જ્યારે ઉતરે, પામે જથારથ વાણ;
પામે જથારથ વાણ, ન ભાસે ઊંચ નિચ મનમાં;
પારકા સુખને જોઈ, ન લાગે ઝેરજ તનમાં;
કહેત ચકલદાસ, સમજ લે તત્વકી સત્તા;
નામ રૂપ અજ્ઞાન, જીવને નહિ લાગે હત્યા. ૧૭

જીવતા મુક્તિ જક્તમાં, કરીલે વીરલો કોઇ;
મુવા કેડે મુક્તી તો કારાગ્રહે તો સોઈ;
કારાગ્રહે તો સોહી, ના કરૂ મનને તેં કાજી;
દૈવગતિએ જો બને, તેસેમાં રેહેનાં રાજી;
કેહેત ચકલદાસ ઓહંગ સોહંગને સીવતા;
એકો આત્મા જાણ, તે નર સદાહી જીવતા. ૧૮

માહાત્મા જનકી મસ્કરી, કરે સો મુરખ જાણ;
ભાગ્યવાન સેવા કરે, અજ્ઞાનની ખોટી વાણ;
અજ્ઞાનની ખોટી વાણ, વેદ કસાઈ તે જાણો;
વિમુખ તે નર જાણ, દિલમાં દયા નહી આણો;
કહેત ચકલદાસ, એ છે સર્વના સાથમાં;
તિનકા બારો મુખ, નહિ થાવે તે માહાત્મા. ૧૯

જેસે ઘટકો માટી કહતહે, કારજ કહત દોઈ;
ઊપાદાન માટી કહે, નિમિત સો કુંભાર સોઈ;
નિમિત્ત સો કુંભાર સોઈ; માટીસેં કુંભાર ન્યારો;
પાંચ તત્વ તિમ ગુણ, બન્યો જગત રૂપ ક્યારો;
કહેત ચકલશામ, ઊપાદાન માટી એસે;
જીવ ઇશમે બ્રહ્મ, તંતુમાં બસતર જેસે. ૨૦

અખંડ રૂપ તુંજમાં રહ્યું, હરીની કીરપા માન;
મન ચાલે તુંજને મળે, સો હરીની ભક્તિ જાણ;
સો હરીની ભકિત જાણ, જાણજે સંસારજ જુઠો;
રેણુંમાં ભાસે નીર, સ્થુળ ઠુંઠાનો ચોરજ દીઠો;
કહેત ચકલ રામ, છે માયાનો ઊંડો કુપ;
પાંચ તત્વ વિચારતા, દે દીસે અખંડ સ્વરૂપ. ૨૧
ચસ્મુ દિધે આંખસે, છોટું મોટું જોય;
દુરસે છોટુ હોતહે, પાસે મોટુ હોય;
પાસે મોટું હોય નિરમાં કાચહે તેસે;
બોટમાં બેસી જોય, ઝાડ નાસેછે જેસે;
વાદળ દોડ્યું જાય, દોડે ચંદર વચમાં;
તેસે બ્રહ્મ ચૈતન્ય હે, ચકલ જ્ઞાન દે ચસ્મા. ૨૨
નથી નથી નથી જકત, છે છે છે તે સહી;
હુનીલ વચની આ જકતને, વિરલા સમજે જઈ;
વિરલા સમજે જઈ, વાચ્ય લક્ષમાં તો જાણી;
જુવંતી રમે જાર, વચનને લે તે માંની;
ચકલરામની વિનતી, જ્ઞાન વિજ્ઞાનમાં જો કથી;
પાંચ તત્વ ચૈતન્ય દિશે, તેથી ચેતન જુદુ નથી. ૨૩

સવૈયો.

જેસે ગરૂડ મંત્ર જપ્યા થકી, ઊતરે વિષ ભુજંગાઈ અંગા;
તેસેહી રામકા નામ દીધા થકી, મલ વિક્ષેપકા જાય કુસંગા;
મનહી બુદ્ધીચિત્ત અહંકારથી, અસંગભાવકા છોડે ઊમંગા;
ચકલરામ રટણકરે જઈ, જો ઘટ જ્ઞાનવિચારે મન કંગા. ૧
કાર્ય કારણ તત્વ વિચારતાં, દેહને જગત કાંઇ જુદુજ નહીં;
જાગ્રત સ્વપ્ન સુષુપતી સોધતાં, તુર્યા સ્વરૂપ રહ્યો તેજ સાહી;
મર્ણ જનમની ભ્રાતિ વિચારતાં, તંતુમાં પટ રહ્યો છે સમાઈ;
ચકલરામ વિચાર વિવેકથી, તત્વ મળીને દેહ બંધાઈ; ૨
રામકા નામ જાપ જપો સત્ય, રકાર મકાર ભેગો સમાઇ;
પુરણ ફળ તે નામ તણું સત્ય, અંજની સુતે લીધું તેજ ધાઈ;
રામ રટે સબ ભેદ મટે મન, કોટી જનમનું પાપ કપાઈ;
ચકલરામ ઘટોઘટ બોલત, આદે ને અંતની કરી સફાઈ. ૩
લાલ હમેરા ને હમ લાલનકે, ભેદ દાનુમેં કોઇ ન આણ્યો;

માટી ને બંગલા અગન મસાલ, બાહારને ભીતર તત્વહી માનો;
કનક કુંડલ જો નિર તોરીંગ, વસ્ત્ર સુતરમાં ભેદ ન આણો;
ઘટ આકાશ ને માહા આકાશમાં, ચકલ કહે રામ સર્વત્ર જાણો. ૪
તાંબાનો પૈસોને હથિયારને લોઢું, બરછી તરવાર તું નામ ગણાયું;
હરીતો સર્વમાં વ્યાપી રહ્યા એમ, દેહને અધ્યાસથી જુદું મનાયું;
દેહના અધ્યાસથી તું રૂપ ભુલીને, જુઠું જગત તેને સાચું બનાયું;
જ્ઞાન વિજ્ઞાનની જ્યોત જાગે જબ, ચકલ કહે જગત તે બ્રહ્મ જાણ્યું. ૫
જુઠુ જગત તેને સાચુ બનાવી, એછે અવીદ્યાનુ કામ સોઈ;
સાચુતો રામનુ નામ જપા થકી, વીવેકી વીરલો પામે કોઈ;
ડાહ્યો થઈ દુનીયામાંઈ ફરતો, પુતર પરીવાર નારીને મોઈ;
ચકલરામ જોવો સબરામહી, વેદ પુરાણને સુરતીમાં જોઈ. ૬
ચાલતહે અનરથ કુભંડમાં, સો હરી બાલક જાણુ સમાના;
માતા તો પુત્રને છોડતહે નહીં, જાણત બાળ પોતા કેરો નાના;
વિષય છોડ કુમતિ તું ના કર, હરી ભજી લેને હે મન તાના;
ચકલ ચાર દિવસનું ચાંદરણું, માટે કરીલે સ્વરૂપ કેરા ધ્યાંના. ૭

## કવિત.

જ્ઞાનકે બાહાર નર, નારીકે આધિન હોત;
સત્ય સંગ છોડકે સબ જુઠમાં લગત હે;
કામ કેસો બાણુ માર, કીયો એ ગુલામ નાર;
શિશતો નમાય શિર મોજડો ઉઠાયો હે;
કહે નર વારોવાર, ઝરૂખેમે ખાવે પાન;
તારૂં મુખ જોયા વિના, અચ્છુ ના લગત હે;
કહેત ચકલદાસ દેખો બુધ્ધી ભઈ નાશ. ૧
નારીકે આધિન નર લાજના કરત હે;
પાંચો વિષય પાંચોફુલ, સંકલ્પસો ગંગાજળ;
શુભ અશુભ ચંદને, સત્ય કેસર ચઢત હે;
જ્ઞાનતો ઉચ્ચાર જાણ, નિશ્ચેતો સમાધી જાણ;
આશાતો અખંડ રૂપ, નીતિ આરતી જરેત હે;
આચિત્ત ચીત્ત રૂપ હોય કે, ચૈતન્ય સ્વરૂપ વ્હી;
આતમાકી પુજા આપ, આત્મા કરત હે;
દાસતો ચકલ કહે પુજાકો વિસ્તાર સબ;
દેહને જ્ઞાન ન કરી, સબ તું કરત હે. ૨

કામકે વશ બ્રહ્મા પુતરીકી કેડે પડયો;
કામીહીકે વશ શિવ આપહી ઠગાયો હે;
કામ કેયે વશ ગજ, સંકટમાં પડહે જઇ;
ગૌતમ કે મઠ આવી ઈંદ્ર દુખ પાયો હે;
કામ કેરે વશ દશાનંદને કપાયા શિષ;
કંચનકી લંકા તેને પલમાં ગમાઈ હે;
દાસતો ચકલ કહે કામ બળવંત જોઈ;
સંત સમાગમ કરી, ધીરતાને પાયો હે. ૩
કેમ નર ફુલ્યો ફરે, સાધન કરત નહિં;
વિચાર વિના તો તારી, સાધના ઉપાધીહે;
તુંતો અસંખ્ય રૂપ, કુસંગથી, ભુલી ગયો;
વિધિ નિષેધ સમજ્યા વિના ભુલોહિ ફરતહે.
તુંતો તારા તનમાં વિચારી દેખ તારી દેહ,
પાંચ તંતુ પાંચ રંગ પિંજરો બનાયોહે;
તુંતો ચિદા ઘન રૂપ, સ્થિતિ તાહારી આકાશમાં,
ચકલ કહે માયા રૂપી ભાંગ પીધીહે. ૪
તુંતો તત્વરૂપ સત્ય, માયાકો દીસે પ્રકાશ;
તાહારે તો અજ્ઞાને કરી, જગત રચાયોહે;
આપતો વિચારી દેખ, મિથ્યા પરપંચ સઠ,
આપહી સંહાર કરે આપ અવિનાશીહે;
મિથ્યા પરપંચ દેખ, દેવનકો દેવ તુંહી,
શિવ જગ જીવ ભયો નિશા ભાંગ પીધીહે;
માયાના તો લોભે કરી, છીંપ બીચ રૂપુ ભાસે,
ચકલ તો રામ તેસે, મિથ્યા ભાસી રહ્યોહે. ૫

## ઈંદ્ર વિજય છંદ.

દેહ મલીન વિકાળ ભયી તન, જો નર તું અપની કર જાણી;
ચંદન તેલ લગાય ફિરે તન, સુંદર આપ પોષાક માણી;
દેહ ગુમાન કરે નર મુરખ, સાંજ સવાર જેમ જાય છે પાણી;
દાસચકલકહેનહિજ્ઞાનજન, અંતસમેતાહારી જીભડીતાણી. ૧
હોત કુટુંબકો તું નર ચાકર, ચાકર કે એક ચુક્કર આગે;
હોત પદારથ તું નર માનત, એક કપિ જેમ નાચત આગે;
એક દશો દિશ ધાવતહે નર, એક સદા વિસ્વાસ ન ભાગે;

દાસ ચકલ ઉપર ઘણે કર, લાવી મુકે નર તારકે આગે. ૨
કેમ હુંકાર કરે નર મુરખ, કાલ તારા શિર ઉપર ગાજે;
કાળ અચાનક આવી ગરાસત, તેતરકો જેમ બોરત બાજે;
કોઈ ન હોય ત્યાં સાહ્ય કરે તને, જોતું જન આપનો કર સાજે;
દાસ ચકલ શો કાલલખે શિર, આજસેં કાલ તુંજે નર ખાજે. ૩
કાલ અચાનક આવતહે નર, જો જગાં રહ્યો નહિ કોઈ;
દો દશકે શિર છતર ઝુલત, કાલ અચાનક પછાડે તુંઈ;
રાવ સો રંક કહી નહીં રાખત, કાલ ન છોડત જો આપ જોઈ;
દાસ ચકલ અકાલ ભયે તન, જોને ગુરૂ મીલે આપહી ચાઈ. ૪
કામ ખરાબ કરે છે બ્રહ્માદિક, રૂપ પુત્રીનું દેખી લલચાયો;
કામમાં શિશુપાલ ગયો તહિં, મુખસેં મુછ તહિ ઉતરાયો;
રોવત રામ ઉદાસ ફિરે બન, સુંદર નાર પિછે લલચાયો;
દાસ ચકલ ઉપાય ઘણા કર, રાવણ આપ સીતાજીકું લાયો. ૫
કામ અચાનક આવી ચડે જબ, અંધ ભયો ન દિસે જન આગે;
કામ ચલાવતહે દિન રાત જયું, દેખત રૂપ તહીં કરે રાગે;
કાજ અકાજ ન જાણતહે કછુ, પ્રેમ કરે જુગતી વાત આગે;
દાસ ચકલ કહે નર ચેતતું, કામ જોરાવર શિરનું ભાગે. ૬
વેદ પુરાણ સબ કોઈ જાણત, જ્ઞાન વિનાં સંસે ભાગે નહી તાહુારો;
અહંમમતાની ગ્રંથી બંધાયો, કેમ કરી સંશે ભાગેહી મારો;
ઓરહી સાધન કરતહે નર, તત્વ દર્શા વિના નહિ આવે પારો;
દાસ ચકલહિ તત્વહી જાણતહે તન, સંત સમાગમ સોથી પ્યારો. ૭

## છપો.

હરી જન સંકટમાં પડે, આવે દીનાનાથ;
સુધ્ધ ભાવ સંભારતાં, આવી પકડે હાથ;
માટે સજ્જન સઉ તમે, કરજો દ્રઢ વિશ્વાસ;
વિષનો પ્યાલો મોકલ્યો, મીરાબાઈની પાસ;
હેવું સંકટ તુંજને પડે, આડી નહી આવે કામની;
ચકલ કહે હરિજન થશે, કીરપા હશે શ્રી રામની. ૧
દુખીયો છે સંસાર, હરી તે મધ્યે ઘે ધાતા;
બાળકને મારે માત, રોઈ કહે આવે માતા;
તું છું સર્વનો તાત, હું તો છું બાલક તારો;
માગું છું હવે માફ, ગુનોના જોશો માહારો;

કામ ક્રોધ લોભે ચઢયો, નથી સુઝતી સારી મતી;
ચકલરામ કહે સત્ય માનજો, પાછળ છે ખોટી ગતી. ૨
પણ છોરૂ કછોરૂં કછોરૂં થાય, તાત માત થાય નહી તેવા;
તુંજ અવગુણ નહી ધરે, હરી તો છે પણ એવા;
વાછડું છુટું થાય, ગૌ દુધ પીવા માટે;
તેમ તું દેહથી છુટ, ચઢ સમજણની વાટે;
તપાસતાં તત્વ જડે, જો સંચિત સાચુ મળે;
ચકલરામ કહે સત્ય માનજો, જો મન માયાથી ચળે. ૩
ગુણ ગંભીર ગુજરાત, દેશતો તે બહુ સારો;
અમદાવાદ પ્રખ્યાત, પશ્ચિમ દિશાએ ધારો;
ગંગા વહે સાબર, શેહેરની શોભા ભારી;
દયા નિતિને ધરમ, વસ્તી વસે બહુ સારી;
જીલ્લે રાયપુરના વિસે, કાચવાડા મધ્યે સહી;
દાસ ચકલની વિનતી, જ્ઞાનથી દુખ જસે વહી. ૪
જાણ્યો નહી કંઈ ભેદ, વેદ પુરાણમાં જોઈ;
ભટક્યો જગતની માંહી, અમુલ્ય મુનષ્યા દેહ ખોઈ,
આવ્યું બંદરે વાહાણ, મુનષ્યા દેહના રૂપી,
ઊતારીલે સૌમાલ, મણિ મહિ છે અનુપી,
જો મણી તુંજને મળે, જુગ જુગ વેહેપાર થાશે નહી,
કહે ચકલ સૌ ચેતજો, મોત આવ્યું મુકશે નહી. ૫

## મનહર.

મુખકો સ્વરૂપ જોને, દર્પણમાં દેખીયત;
મુખસેં નહી ન્યારો હોય, સમજી લેને ઘટમાં;
એસે બ્રહ્મ ચેતનમાં, બુધ્ધીકો પ્રકાશ પડયો;
તાંહી કોતો જીવ કહે, બુંદ બુંદા જલમેં;
દર્પણકે તારે તેતો પ્રતીબિંબ મટી જાત;
એસે અવિનાશી રૂપ, તત્વજોને દેહમાં;
ચકલ કહેત જેસે કેળ થંભ ફોલે નહી;
તેસે તત્વકો વિચાર, મન જીવ નહિ ઘટમાં. ૧
ચૈતન્યતો કહુ જઈ, આરજડ હોય કયુ;
સપ્તતો કહુ તો જઈ, અસત્ય કોને માનિયે;

આનંદ સ્વરૂપ કહુ, શોકવાન નથી કોઇ;
અદ્વૈતી કહુતો જઈ, દ્વૈત મન ન આણીએ;
જો કહુ અખંડ ખંડ, બીજુ કાંઈ દેખુ નહિ;
ચલતો કહુતો જઈ, અચળ વાચક જાણીએ;
જાણે ભેદ ચકલ કહે, નિતિ નિતિ વેદ કહે,
આપકો વિચાર કરી, આપ ચુપ ચાપ માનીએ. ૨
સો પ્રકાસ કહુ જઈ, દેખીયત ઓર કોઈ,
અંતવંત કહુ જઈ, અનંતવાત જાણીએ,
અજતો કહુ તો જઈ, દેખિયે ઓરકે જન્મ;
કત્તાર કહુ જઈ, તો એ કત્તાર કોને માનીએ;
કુટસ્ત કહુતો જઈ, લહુવાર વત જોયો નહી;
બ્રહ્મા તો કહુતો જઇ, જીવ ઇશો જાણીએ,
ગુગે ગોર ખાધો જઈ, સવાદ કેહેવાયો નહી,
ચકલ કહત સહી, કેહેતે લજા પાઇએ. ૩
ગાંધ્રવ નગર જેવું વાદળમાં દેખે કોઈ;
લીલતા આકાશ માંહિ, ખાલીકો ધર્મછે;
જેસે ઠુંઠું ઉભુ દેખે, પુરૂષસો નિસિ દેખે;
દોરડી અંધાર હાલે, સાપજો ચાલત છે;
રૂપુ દેખે દીપ માંહી, રેતમાં તો નિર જાણી;
તેસે બ્રહ્મ ચેતનમાં, જગકો ભરમ છે;
જગતતો મિથ્યા જાણી, સત ચિત નિત્ય આણી;
ચકલ કહેત તત્વ પ્રત્યક્ષ પ્રમાણ છે. ૪

દોહરો.

અહંકાર છોડ તું જીવડા, ધર હરી શું વિશ્વાસ,
જાણે છે તારા મનની, દોડી આવશે તાહારી પાસ. ૧
ચકલ ચેત્યો દખકે, સબ પંથકા ભેદ,
કાંઈ ચિત્ત ચોટે નહી, સબ માયાકો ખેદ. ૨
ખટ શાસ્રના મતમાં, ચાલ્યો ઊંધો જાય,
ચકલતત્વ સ્વરૂપ છે, પાછો ફરે જણાય. ૩
નાનક નિર્ગુણ રૂપતે, જો જગમાં તું બાપ,
કનકનું કુંડળ બને, તત્વનું જગત છે આપ. ૪

## કુંડળીયા.

સંગતી સંતનની મળે, સમજે જ્ઞાનની વાણ;
વિના વિચારે નહી મળે, જગતમાં તાણા તાણ;
જગતમાં તાણા તાણ, કોઇ કહે શમરણ સાચું;
કોઈ કહે મોટું દાન, કોઈ કહે દેવને જાચું;
કહેત ચકલરામ, છે માયાની મોટી મતી;
જ્ઞાન વિજ્ઞાન સમજી શકે, તેની સાચી ગતી. ૧
ભક્ત જનની રક્ષા કરે, લઘુ જાણી તુજ બાળ;
નિજ દુખ પાવે દાસનું, બચાવે તાહારો કાળ;
બચાવે તાહારો કાળ, સઉ કેહે છે નિષ્કામી;
પ્રહલાદને માટે સ્થંભ, વસ્યા છે અંતરજામી;
કહેત ચકલરામ, ધરી અવતાર દુખને હરે;
નરસિંહરૂપ ધારણ કર્યું, ભક્ત જનની રક્ષા કરે. ૧

## સવૈયો.

રામ ભરૂંસો ને રામતણું બળ, રામ સકળ ઘટ રહ્યો છે સોહી.
રામ ભજનમાં લીંન ભયો જઈ, હેવો જગતમાં વીરલો કોઈ;
તારામાં રામ મારામાં રામહી, રાસ રહ્યો રંગ મોહોલમાં સોઇ;
ચકલ ચીતવન કરો સ્વરૂપનું, દેહ અભીમાનની કરો સફાઈ. ૧

## અખાના છપાનો રાગ.

જગતમાં છે મન માંકડુ, વિષય રૂપી ડાળે ચઢયું,
નથી સમજતો તેનો સાર, ઓચિંતાનો થાશે કાળ;
ચકલ કહે શું કહુ હું કથી, જગત તો ત્રણ કાળમાં નથી. ૧
ગ્રંથ બંધાયા બુદ્ધી કથી, મતોમત્તના ભેદ ત્યાં નથી,
પોતપોતાનો ઝાલ્યો મત, જ્ઞાન વિચારો થાશે ગત;
ચકલ કહે ઊલટો બંધાય, સિંહ બચ્ચા તો નાશી જાય. ૨
સર્વ વસ્તુ છે તે હરી, જો વિચારી પાછો ફરી,
પ્રહલાદને કારણે એજ, સ્થંભે આવી વસ્યા તેજ;
ચકલ કહે શું કહુ કથી, જયાં દેખુ ત્યાં બીજું નથી. ૩
વ્યાપક હરીને જાણ્યા નહીં, મુંઢ ઠામ ઠામ ભમ્યો સહી,
ભાંગ પીને ભમે જેમ જેમ, ને સિંહ અજામે રમે તેમ;
ચકલ નેત્ર તણો અધ્યાસ, પરોડ ઊતરાવે તો છે પાસ. ૪

કોઈ સાકાર કેહે છે ખરો, કોઈ નિરાકાર ચિત્ત ધરો,
કોઈ તો જ્યોતીશ સ્વરૂપ ગણે, ને કોઈ તો મુરતી રૂપજ ભણે;
ચકલ શબ્દ તણી તે જાળ, તત્વ સ્વરૂપ દેખો તે સાર. ૫
જેમ સાગરમાં લુણજ થયું, માયા વડે જગત ગણાયું,
શલિતા સાગરમાં ભળે, દેહ છુટે તો તત્વને મળે;
ચકલ તું તાહારાને ધાર, જ્ઞાન બોટ ઊતારે પાર. ૬
કરમ શાસ્તરે બાંધ્યાં સહી, વેદાંત શાસ્ત્ર છોડે જઈ,
અધ્યાસનો બાંધ્યો છે બંધ, ગુરૂ મળે તો છુટે ફંદ;
ચકલ સમજો તો છે સુખ, અધ્યાતમ દેહનું છે દુખ. ૭

## પદ–રાગ હોળી.

માયા સંગ બ્રહ્મ ખેલે છે હોળી,
હોરીરે, માયા સંગ બ્રહ્મ ખેલે છે હોરી. ટેક.
બ્રહ્મ હતું તે પુરૂષ થઇને, પ્રકૃતિ નાંખી છે રોળી,
મહા તત્વ અહંકાર થઈને, ત્રણ ગુણની કીધી છે ઝોળી;
જુઓ ખેલ ખેલજ ભારી. માયા સંગ ૧
તમો ગુણથીતત્વ થયાં પાંચ, રજોગુણની ઇંદ્રી સારી,
સત્વગુણનાં દેવ બનાવ્યાં, પચીસ પ્રકૃતિ મન ધારી;
જુઓ તમે નિશ્ચે વિચારી. માયા સંગ. ૨
દેહરૂપી એક મેહેલ બનાવી, નેત્ર ઝરૂખો છે ભારી,
અંતઃકરણરૂપી ચોક બનાવી, મન બુદ્ધી ચીતની છે જારી;
વિષયરૂપી થઈ ત્યાં નારી. માયા સંગ. ૩
નેણ નીર પીચકારી ચલતહે, વિષયને મારે છે ધારી,
ગુણ રૂપી ગુલાલ ઉડતહે, વિચારરૂપી ત્રેહ નિવારી;
જાય બીજ વાસનાનું બારી. માયા સંગ. ૪
શબ્દ ચલત ત્યાં સાડી ભીજતહે, મોહ મમતા બેઠી હારી,
જ્ઞાન ગલીમાં ધુમ મચીહે, ઉપાસના નાઠી બીચારી;
જુઓ ભય નાઠો વિચારી. માયા સંગ. ૫
ભય ગયો નીરભે થવું ચીત, શું પુરૂષનું સુખ કહે નારી,
નારયણે ખેલ રચ્યોહે, પાંચ તત્વ ખેલે નીરધારી;
ચકલ લાગી ચૈતન્યસે તાલી. માયા સંગ. ૬

## પદ-૨ રાગ હોલી.

માયા બીચ બ્રહ્મ ખેલેછે ન્યારો;
ન્યારોરે, માયા બીચ બ્રહ્મ ખેલે છે ન્યારો. ટેક.
નારાયણનું નામ ન દીધું, નહી પંથનો પારો,
વિચાર વૈરાગ્ય મનથી કરી લે, તત્વ સ્વરૂપ નિજ ધારો;
સમજી લેને નિર્ગુણ ન્યારો. માયા બીચ. ૧
જાગ્રત જાવે સુપનહી આવે, સુષુપતી ચૈતન્ય ધારો,
આનંદ ભાસ ભોગ તાકું કહતહે, ત્રણ દેહથી તું થાને ન્યારો
કામ ક્રોધ મમતાને મારો. માયા બીચ. ૨
પાંચ તત્વ પચીસ પ્રકૃતિ, દેહ અભીમાનને તારો,
પ્રવૃત્તિ સંગ ખેલે ખેલાડી, નિવૃત્તિ કરે છે નકારો;
સમરી લેને સરજન હારો. માયા બીચ. ૩
મૃગ બિચ કસ્તુરી બીરાજે, ઢુંડત ફીરત વન સારો,
ઢુંડત ઢુંડત સબ જુગ ચાલે, આવ્યો મનુષ્યા દેહ આરો;
પામી લેને સ્વરૂપહી તારો. માયા બીચ. ૪
ચિંતામણી તુંજ હાથ આવીહે, જીવન્મુક્તિ સુખ ધારો,
ગઈ ઋતુ તો ફીર નહિ મીલનેકી, ગાફલ ગોથા ના મારો;
કાયર શું જાણે બીચારો. માયા બીચ. ૫
જ્ઞાન વિજ્ઞાનની વાત ન જાણી, ચાલ્યો તે રસ્તે નઠારો,
પાંચ પચીસ પચાસ થયાં હવે, સાઠે તું નિશ્ચે મરનારો;
ચકલ કહે તૃષ્ણા નિવારો. માયા બીચ. ૬

## પદ-૩ રાગ હોરી.

નારાયણ ખેલ ખેલે છે ભારી;
ભારીરે, નારાયણ ખેલ ખેલે છે ભારી. ટેક.
સૌમાં વ્યાપી સૌથી ન્યારો, જુઓને ચીતને ધારી;
છે ખરો પણ નથી જણાતો, માયાની છાંયા છેભારી;
ઊઘાડો જ્ઞાનની બારી. નારાયણ. ૧
કારણમાંથી કાર્ય થઈને, રાસ રચ્યો દેહ સારી,
જગતરૂપી એક રાસ રચ્યોહે, માહા સ્વરૂપી સ્થંભ અપારી;
દિવસરૂપી બેઠક સારી. નારાયણ. ૨
વેહેપાર વણજ ચાલે પીચકારી, ને ધંધારૂપી છે ઝારી,

ભાત ભાતનાં ભુષણ પેહેરીને, અંગ શોભાવે છે ગોરી;
માયાએ જીવ નાખ્યો છે રોળી. નારાયણ. ૩
કહે ખરૂં પણ કોઇનાજ માને, માયા મારે છે સાટકાજ ધારી
મનનો મચ્છર ટુટતો નહિ, ઇંદ્રીઓ થઈ છે વિકારી;
પાછું વારી જોને વિચારી, નારાયણ ૪
ખેલે જુઠોને ખેલાડી છે સાચો, જુઓ મોહ મમતાને મારી;
ચકલ કહે શું કહુ મુખથી, સંત વાયક મારે ઠકોરી;
જ્ઞાનની તું મારે ટકોરી. નારાયણ૦ ૫

## પદ—૪ રાગ હોરી.

જગતમાં તમે જુઓ તપાસી;
તપાસીરે, જગતમાં તમે જુઓ તપાસી. ટેક.
વ્યાપી રહ્યો અવિનાશી, મોહ માયાએ નાંખી છે ફાંસી;
ત્યાગ કરેતો તત્વ મળે તને, જક્તમાં નહિ થાય હાંસી;
તજી મોહ થાતું ઉદાસી. જગતમાં૦ ૧
માત તાત ભ્રાતને ભગની, તેછે ફંદ ફોગટ ફાંસી;
અંત સમે તાહારૂં કોઇએ નહી આવે, રોઈ કકલી રહેશે વિમાશી;
માટે સમજી લે અવિનાશી. જગતમાં૦ ૨
મોટાં બળવાન વીર ધીર હતા તે, પણ ગયા વિકાશી;
ડાહ્યાનું ડાહાપણ ન ચાલે, કાળ લઈ જાશે તુંને નાશી;
સમજ તું જ્ઞાન તપાશી. જગતમાં૦ ૩
સવારથનું સર્વ સગુ છે, કાકા મામાને માસી;
કોઈ કોઇને ત્યાં કામ ન આવે, માટે સમજીને કર તું ખુલાશી;
છુટે કાળ કેરીજ ફાંશી. જગતમાં૦ ૪
નિમિત્તને શું સાચું માને છે, ખોટાં મોહોલ મેડીને અગાશી;
સ્વપનામાં તું સુઈ રહ્યો છે, ખોટો ભાસ રહ્યો ભાશી;
ચકલ મન ગયો છે ત્રાશી. જગતમાં૦ ૫

## છપો.

જગત કેરો બોજ, લીધો તેં માથે તાણી;
રામ ભજન વિના, અવર છે ખોટી વાણી;
કરો કરોડ ઊપાય, તોય પણ એક નહી સાચો;
મનુષ્યા દેહીનો લા'વ, હરિજન થઇને જાચો;

કોલ કીધો જઠડા વિષે, શું ભુલ્યો હવે જઈ;
ચકલ કહે ગર્ધવ ભલો, ભાર ઉપાડે જગમાં સહી. ૧
શેવા કરવા માટે, દેહ મનુષ્યનો દીધો;
મન ઇંદ્રીને પ્રાણ, બુદ્ધિવાન તને કીધો;
પણ કરમનાં વિષય માંહિ, ભુલી ગયો તું ભાઈ;
મૂઢ થયો અજ્ઞાન, વિષયમાં દોડયો ધાઈ;
જોયું દાટ ડાહાપણ દેહનું, ચરવા ગઈ બુદ્ધિ સહી;
કહે ચકલરામ સત્ય માનજો, ફરી મનુષ્યા દેહ આવે નહીં. ૨

## કુંડળિયો.

હરી રક્ષા કરે ગરભમાં, અગન જઠડા માંહીં;
વચન આપ્યું તું તે તહી, હવે હરી ભજતો નહીં;
હવે હરી ભજતો નહીં, ધ્યાન હરીશું ધારો;
તૃષ્ણા મનની ભાગ, આવે છે પાછલો દાહાડો;
કહેત ચકલરામ, કાળ જાએ માથે ફરી;
પાંચ પચીસ પચાસમાં, સમરી લે તું હરી. ૧

## વા આવ્યાથી નળિયુ ખસ્યુ. એ રાગનો છપો.

છે તે શાચું નિશ્ચે જાણ્ય, બીજું કહે તે મિથ્યા વાણ;
શબ્દ જાળ વ્યાપી જે જઈ, સાચું તે દેખો તે સહી;
ચકલ કહે દેખો તે શૂર, નારાયણનું વ્યાપ્યું નુર; ૧
મન તું પક્ષી રૂપે સાર, જગત જાળ ફર્યો બહુ કાળ;
મનુષ્યા દેહ આવ્યું છે દ્વાર, સમજીને તું નિકળ બહાર;
ચકલ કહે મળ્યો સૌ જોગ, જનમ મરણનો કાપ્ડ તું રોગ. ૨
સરજનહારને દેખો તમો, કલ્પિત દેવને શીદને દમો;
જેમ વ્યસની વ્યસન નવ કરે, ત્યાં સુધી ચિત્ત તેનું ફરે;
ચકલ કહે જુઓ ભરપુર, શબ્દ આકાશ વ્યાપ્યું ભરપૂર. ૩

## પદ—૫ રાગ હોરી.

જ્ઞાની જન સદા રેહેછે આનંદી.
આનંદીરે, જ્ઞાની જન સદા રેહેછે આનંદી. ટેક.
માયા માંહિ રહે છે સદા પણ, પણ સુરતા છે તેની અગાડી;
દયા ધરમ નીતિ સમજીને, અહંકારને નાખ્યો છે ખાંડી.

તૃષ્ણાને લહાય લગાડી. જ્ઞાનિજન૦ ૧
ભ્રમર પાન લેપાયમાન નહી જેમ, જ્ઞાનિની ગતિ અગાડી;
જ્ઞાનિ પુરૂષ જગમાં તો રહે પણ, આનંદની જ્યોત જગાડી;
કાળને નાખ્યો પછાડી. જ્ઞાનિજન૦ ૨
મિથ્યા આનંદમાં શું મોહી રહ્યો તું, પામર જોને લબાડી;
અખંડ આનંદ તારી પાસે રહે છે, સુરતાને જોને વળગાડી;
મમતા કેરૂં મૂળજ કાઢી. જ્ઞાનિજન૦ ૩
ઘણા કાળથી તું અથડાય છે, દુખના દીન તેં કાઢી;
મનુષ્યા દેહેરૂપી મણી મલ્યો તુંને, વાપર થાને અગાડી;
મનનો તું તે મેલ ઊડાડી. જ્ઞાનિજન. ૪
મારૂં મારૂં કરી તુંતો મરતો, પણ દેહ તારી દેશે લગાડી,
નિમિતને તેંતો સાચી માનિ છે, માયાનો મદ છે દાહાડી;
જ્ઞાન દવા નાંખે મટાડી. જ્ઞાનિજન. ૫
પાસેને પાસે રૂપ તપાસ, બાહાર નિવૃત્તિની વાડી,
સત્ય સ્વરૂપ તાહારી પાસે રેહે છે, જોઇ રહ્યા છે આનંદી;
જગતની મિથ્યા છે વાડી. જ્ઞાનિજન. ૬
પરાપાર તે જઇને પહોંચે, તુર્યાને વૃત્તિ બઝાડી,
ચકલ કહે ચોપાસ તપાસો, ધે ધાતાને જગાડી;
અજ્ઞાનની હોરી લગાડી. જ્ઞાનિજન. ૭

## પદ–૬ રાગ હોરી.

જુઓને કાળ જાય છે ખાઈ;
ખાઇરે, જુઓને કાળ જાય છે ખાઈ. ટેક
કાળ કાયાઘઢ ઘેરણ કરે છે, રામ સંભાળ તું ભાઈ,
ચોપાસથી આગ લાગે ત્યારે, શું જળ ખોળે છે જાઈ;
સાચી કરી લેને કમાઇ. જુઓને. ૧
માતા કહે પુત્ર મોટો થાય છે, કાળ મારે છે તુંને ધાઈ,
કાળ જેવું બળ કોઇનું નથી, જગતને મુખમાં સાઈ,
જો તું આ ખોટી ભવાઈ. જુઓને. ૨
બાજ જેમ તેતરને મારે, તેમ ઝાલશે ઘટમાંહિ,
ફાટયો ફાટયો જગતમાં તું ફરે છે, મિથ્યા મોહ મને પાઈ;
નહિ ચાલે ત્યાં ચતુરાઈ. જુઓને. ૩
કાળનો ભય બ્રહ્મા વિષ્ણુંને; તેમાં તું ન જાણીશ નવાઈ,

નિમિત આવે સઉ કોઇ જવાનું, કાળની ચાલે દવાઈ;
કરી લે તું પેહેલી સફાઇ. જુઓને. ૪
બાપદાદા તાહારા જેમ ગયા, એમ તું જવાનો સહી,
કાળનો સાર ચૌદ લોકને વિષે, એમાં તું જવાનો સહી;
જ્ઞાન વિના મુક્તિજ નહી. જુઓને. ૫
કાળનો કાળ એક અખંડ બ્રહ્મ છે, વ્યાપી રહ્યો સર્વ માંહી,
ચકલ કહે વસ્તુ છેજ પાસે, તત્વ રૂપ સત્ય સાઈ;
કાળને મારો ખાસડું જઈ. જુઓને. ૬

વા આવ્યાથી નેવુ ખસ્યું એ રાગના છપા.

અધ્યા રૂપમાં કુટાયો જઈ, અપવાદ સમજાયો નહી,
અણછતાં જે હતા કરમ, સાર સમજીલે કલ્પિત મરમ;
ચકલ કહે કર કોટી ઉપાય, સમજણ વિના સુખ ન થાય. ૧
ગુરૂ કર્યા ગોસાંઈ ઠાકોર, કંઠી બાંધી ખાધો ઢોર,
વાહાણે ઊઠી મંદિર જાય, જેમ વનમાં ગઉ ચરવા જાય;
ચકલ કહે હૈયાના કઠોર, બંધાયો પંથ પાંજરે ઢોર. ૨
નાનાં મોટા હરીના ઘાટ, મેલી ચાલશે સરવે સાથ,
જેમ બાજીગર રમત કરે, બે ઘડી પછી કાંઈ ના મળે;
ચકલ કહે સ્વપ્નાનનો ખેલ, હરી નામની કરીલે સહેલ. ૩
વૈરાટરૂપી દીસે વન, માયા ઝાંખરૂ બાંધ્યુ તન,
જીવરૂપ પડયો છે માંહિ, તૃષ્ણાં કાંટા વાગે સહી;
ચકલ કહે સતગુરૂ મળે, જ્ઞાન અગ્નિથી ઝાંખરૂં બળે. ૪
સરવ પંથનો જોયો સાર, શેહેરને દરવાજા બાર,
વચમાં માણેક ચોક છે એક, પરમાત્મા તેમ પાસે નેક;
કોઇ તો જોગ મારગે તર્યા, કોઈએ જ્ઞાનથી નિશ્ચે કર્યા. ૫
અનુભવી સર્વનો જાણે સાર, ઊપનીષદનો લીધો પાર,
તત્વમસી બોલે જે વેદ, શાણા સમજો તેનો ભેદ;
ચકલ કહે ચૈતન્ય છે તત્વ, પરતક્ષ વસ્તુનું છે સત્વ. ૬
મુંઝની દ્વારી પહલરે જેમ, કઠણ જાતે થાએ એમ,
જ્ઞાન સમજીને થયો કઠણ, ધરમ કર્મનું મેહેલ્યું પણ;
ચકલ કહે વાચાર્થ જ્ઞાન, તત્વરૂપ સ્વરૂપને માન. ૭
શબ્દ જાળ માયાનું મૂળ, વચમાં સત્ય હરીનું નુર,
અસંખ્ય ભાવમાં ભુલ્યો જઈ, વિપ્રીત ભાવમાં સમજયો નહી;

ચકલ કહે મનનો મેલ ધુવો, ને જ્ઞાન રંગની મઝા જુવો. ૮
અનુભવીને સરવે બુજ, સાચ જુઠની પડે સૂઝ,
જ્ઞાની ગાજયો કોઇ નવ જાય, બોલે તેનો કરે ન્યાય;
ચકલ કહે જ્ઞાનીની ગતિ, અજ્ઞાની શું જાણે મતિ. ૯

## છપો.

વિચારી બોલો બોલ, બોલનો તોલજ થાશે;
વિચાર વિનાનો બોલ, લબાડી તે કેહેવાશે;
ખાતાં કરો વિચાર, રસનો સ્વાદ છે કેવો;
સુતા કરો વિચાર, મોતનો એક દીન દેવો;
ચકલ વિચારો વીરલા, વિચારમાં સૌ સાર છે;
વિચાર કરો દેહના તત્વનો, બ્રહ્મ સ્વરૂપ નિરધાર છે. ૧

## પરભાતિયુ ૧.

જારે માયા તું પાપણી, ભુંડી તું કયાંથી આવી;
તારે આવેથી દુખ થયું, જોડે તૃષ્ણાને લાવી. જારે. ટેક.
તુંજ વડે દુખ ઊપન્યું, ટુટી આણંદ શક્તિ;
કામ ક્રોધ લોભે ચડયો, ચુકયો સમરણ ભક્તિ. જારે. ૧
શુદ્ધ સ્વરૂપ મારૂં ચુકાવિયું, કરો દેહ અભિમાની;
મારૂં મારૂં કરી હું મરૂં, જુઠી જંજાળ જાણી. જારે. ૨
તારા ચરીત્ર અપાર છે, તુંતો જડ થઈ બેઠી;
જુઠી જુઠું લડાવે છે, સૌના મનમાં પેઠી. જારે. ૩
સાચું બ્રહ્મ જે વ્યાપીયું, તેને જુઠું બનાવ્યું;
જુઠું જગત તો છે નહી, તેને સાચું જણાવ્યું. જારે. ૪
તાહારો પુત્ર હંકાર છે, સૌ કહે મારૂં મારૂં;
હુંપદમાં બહુ ઊછરે, ધાર્યું નહી રહેજ તારૂં. જારે. ૫
જડ ચૈતન્યમાં તું રહી; લુટયા જંગમ જોગી;
દેવ દાનવ લડાવીયા, જીવ કોણ માત્ર ભોગી. જારે. ૬
કોઈ વિરલો તને છોડશે, હશે ગુરૂ જો માથે;
ચકલ ચાલી જાય છે, માયા મેલી દેહની સાથે. જારે. ૭

## પ્રભાતિયું ૨. રાગ ઊપર પ્રમાણે.

જાગીને જો ઝટ જીવડા, અજ્ઞાનમાં સુતો;

રાત દીવસ નથી સુજતું, માયા નિદ્રાએ લુટયો, જાગીને. ટેક.
માયા નિદ્રાએ ધારણ કર્યો, આતમ ધન લુંટી જાશે;
કામ ક્રોધ ચોર દેહ ઘરમાં ફરે, ઊઠય વૈરાગ્ય ધારી. જાગીને. ૧
જ્ઞાન દિપક કરી તપાસ જે, ચોર ત્યાંથીજ નાસે;
સાચુ ધન તપાસી લે, પાંચ રત્ન છે પાસે. જાગીને. ૨
લલુતા લાલચ મનની જશે, જ્ઞાન ભાનુજ ઊગે;
પેહેલે પોહોરે વિવેક કરીલે, છોડ કલ્પિત ઢાંગે. જાગીને. ૩
ઝાંઝવાનાં જળમા શુ જાય છે, તૃષ્યા તારી નહી નાશે;
સમરણ મનન નિંધ્યાસ કરે, અમૃત જળ તાહારી પાસે. જાગીને. ૪
સમરણથી મન શુદ્ધ થાશે, મનનથી મળ ભાગે;
નિંધ્યાસથી આવ્રણ ફુટે, મરણને ભય ત્યાગે. જાગીને. ૫
જીવણમુક્તિ સુખ લેઇને, દેહ અભિમાન તજસે;
ચકલ કહે ચાલ ઊઠીને, બ્રહ્મરૂપ ભજસે. જાગીને. ૬

## દોહરો.

નીરંજન નીરાકાર છે, આકાશ તત્વ અમાપ;
ગ્નાંન દીવાકર દેખલે, સોહંગ આપોઆપ. ૧

## રાગ–પ્રભાતીયુ ૩.

હુંકાર છોડ તું પ્રાણીયા, તેથી સુખજ થાસે,
હુંકારથી ક્રોધ ઉપડે, શોક રહે તેની પાસે. હુંકાર. ટેક.
હુંકાર કર્યો દુર્યોધને, બંધુ સૌને મરાયા;
અંતે રાજ રહ્યું નહીં, પાંડવ કેવા હરાવ્યા. હુંકાર. ૧
અગ્નિ લાગે કોઈ જગો, છાંટેથી હોલવાશે;
ક્રોધ રૂપી અગ્નિ વ્યાપશે, તેમાં મહા દુઃખ થાશે. હુંકાર. ૨
ક્રોધ રૂપી ચોર જ્યાં રહે, શાંતિ ધન હરી લેછે;
હુંકારથી હરી વેગળો, હું ને માહારૂંજ તજશે. હુંકાર. ૩
વિચાર રૂપી પેરો મુકીને, હું ને માહારૂજ તજજે;
સાચા ગુરૂને સંગ કરી, નિર્ગુણ રૂપને ભજજે. હુંકાર. ૪
મારૂં મારૂં કરી મરી ગયા, તાહરૂં નહીં તલ ભારે;
માનધાતા રાજા ભૂપતિ, પૃથ્વિ વરી નીરધારે, હુંકાર. ૫
તેવાનું હુંપણું રહ્યું નહી, કોણ સંસાર માત્ર;
ચકલ કહે ભજને હરી, પામર કોણ તાહારૂં ગાત્ર. હુંકાર. ૬

## પરભાતિયુ ૪.

બુદ્ધિ તારૂં બળ કયાં ગયું, તું તો થઈ ગઈ ઝાંખી;
હુંકાર તાહારો પુત્ર છે, તેને વિભુતી નાંખી. બુદ્ધિ. ટેક.
તું કેમ ગઈ મારી પાસેથી, મુક કરી મહારી શક્તિ;
જ્ઞાન ધ્યાન માહારૂં ચુકવ્યું, ભુલ્યો હરી કેરી ભક્તિ. બુદ્ધિ. ૧
શુરાતન તહારૂં કયાં ગયું, કર અનુભવ બેઠી;
તહારૂં સ્વરૂપ સત્ય મુકીને, કેમ માયામાં પેઠી. બુદ્ધિ. ૨
અવળાનું સવળું સમજી, ન રહી સાન શુદ્ધિ;
રામ રાવણને લઢાવિયા, મદરૂપ થઈ તું બુદ્ધિ. બુદ્ધિ. ૩
તુજ પરકાશ કર દેહમાં, અજ્ઞાન તમારૂ જાય નાઠું;
સત્ય સ્વરૂપ મારૂં નહિ સમજાય, દેહ છુટે થશે માઠું. બુદ્ધિ. ૪
આવ્રણ દેહનું તોડીને, લેઈ જા વૃત્તિ બાઈ;
દયા ધર્મ નીતિમાં રહી, વૈરાગ્ય કર તુંજ ભાઇ. બુદ્ધિ. ૫
બુદ્ધિએ બળ અપીયું, વૃત્તિ વિવેકને જઈ વળગી;
વિવેકે તત્વ વિચાર્યું, માયાને કરી અળગી. બુદ્ધિ. ૬
અળગી થઈ અધ્યાસથી, સત્ય ચિત્ત આનંદ પાસે;
ચકલ કહે જ્ઞાન વિચારતાં, કાળનો ભય નાસે, બુદ્ધિ. ૭

## દોહરો.

અજ્ઞાન અંધારા કુપમાં, સુજે નહી લગાર;
ભાણુ ઉગે જો જ્ઞાનનો, મારગ છે ખાંડાં ધાર. ૧

## પ્રભાતિયું ૫.

ચિત્ત તું ચેતીને ચાલજે, રખે જાય તું ચુકી;
મુનષ્યા દેહ ફરી નહિ મળે, આયુષ્ય થાય છે ટુંકી. ચિત્ત. ટેક.
જાગીને જો તાહારા રૂપને, ઊઠ પહેલીજ રાતે;
કરમ કર્યા તહારાં નહિ છુટે, જાશે જીવની સાથે. ચિત્ત. ૧
સમરણ મનન નીધ્યાસ કર, ધ્યાન ધણીશુંજ ધરીયે;
કલેશ ક્રોધ મનનો તજી, આનંદ રૂપેજ ફરીએ. ચિત્ત. ૨
દયા ધરમ દીનતા કરી, વરતો સારી નીતિ;
સમાગમમાં સાર છે, ગુરૂની મળે પ્રીતિ. ચિત્ત. ૩
બ્રહ્મવેત્તા ગુરૂ તુજને મળે, ભ્રાંતિ જક્તની છુટે;

અખંડ સ્વરૂપ વિચારતાં, તૃષ્ણા તાહારીજ ટુરે. ચિત્ત. ૪
બાવન બહાર વિચાર કર, બીજ વાસનાનું બળશે;
અનુભવ તત્વ વિચારજે, જીવ શિવમાં ભળશે. ચિત્ત. ૫
ચંચળ ચિત્ત તું ચાલને, આકાશ મારગ તાહારે;
સોહંગ સીડીએ ચડી, શબ્દ સાચોજ ધારે. ચિત્ત. ૬
શબ્દથી સર્વ બને, શબ્દમાં સઊ ભળશે;
ચકલ શબ્દ અખંડ છે, દેહ મસાણે બળશે. ચિત્ત. ૭

## સવારના પોહોરમાં એ રાગ. પ્રભાતીયું—૬.

અલ્યા ઉઠને જીવડા નિંદ્રા પરી કરી,
વિરાટ રૂપ સત્ય દેખ હરી;
શીશ આકાશ છે શ્વાસ પવન જે,
નેત્ર સ્વરૂપ ચંદ્રભાનું ફરી. અલ્યા. ટેક.
ઉદર સ્વરૂપ સત્ય સમુદ્ર સાત છે;
નદી સ્વરૂપ નાડી દેહમાં ધરી;
વનસ્પતિ તો રોમ વખાણીએ,
પાહાડરૂપી હાડની છે નરી. અલ્યા. ૧
સાત પાતાળ તો પગને જાણજો,
ને હાથરૂપી ઇંદ્રજ જાણો;
વરસાદનું બિંદુ તે બીજને જાણજો,
ચિત્ત સ્વરૂપ ચૈતન્ય આણો. અલ્યા. ૨
હરીહર સ્વરૂપ તો વિશ્વરૂપે બન્યું;
સારતો વેદનો સત્ય જોયો,
જ્ઞાન વિજ્ઞાનનો, સાર સમજી કરી,
જન્મ મરણનો ભય ખોયો. અલ્યા. ૩
ભાનુ કીરણ વડે જળને સોસન કરે,
પાણું તો જાય સમુદ્રને માંહિ;
ચકલ ચૈતન્ય તત્વને જાણજો,
સાર સમજી મેલ ખોટી ભવાઈ. અલ્યા. ૪

## હાંરે ચાલો ડાકોરમાં જઇ વસીએ. એ રાગ.

જુઠો જુઠો ચકલ કડીયો જુઠો,
જુઠો જુઠો જુઠોરે. જુઠો જુઠો. ટેક.

દેહ અધ્યાસથી, પ્રણ અધ્યાસથી,
વચમાં કલ્પિત ઊઠયોરે. જુઠો જુઠો. ૧
દેહની મધે સર્વે તપાસ્યું,
પાંચ ભુતનો ગુંઠોરે; જુઠો જુઠો. ૨
બોલે તેતો શબ્દ આકાશથી,
દેખો હાડમાંસ જુઠોરે. જુઠો જુઠો. ૩
હું એ જુઠોને મારૂં મરણ પણ જુઠું,
તત્વ વિચાર ચિત્ત ગુઠોરે. જુઠો જુઠો. ૪
જુવો વિચારી એક દૃષ્ટાંત કહુછું,
હુંકાર થાશે તહારો બુઠોરે. જુઠો જુઠો. ૫
જેમ કોઈ જંગલ મધે જાય છે,
ઝાડ વડે બાગ દીઠોરે. જુઠો જુઠો. ૬
દેહના તત્વનાં વિચાર કરીને જોયું,
ચોર જુઠાનો દીઠો ઠુઠો. જુઠો જુઠો. ૭

## ધોળ સુરતા લાગી છે જેની ભ્રમણા ભાગી છે. એ રાગ

બ્રહ્મ વર દીઠા મહારા મન થયા મીઠાં,
ધર્મ કરમની છુટી લાજરે. આજ બ્રહ્મવર. ટેક.
જાગ્રત સુપન મોહોલોમાં પેઠી,
સુષુપતીમાં છે મહારાજરે. આજ. ૧
અખંડ જયોતિ સ્વરૂપ છે તેનું;
દેખીને થયું મારૂં કાજરે. આજ. ૨
સત્યને ચિત આનંદરૂપ તેનું;
પામી હું અવિચળ રાજરે. આજ. ૩
નિરવૃત્તિ હું બેઠી જઈ પાસે;
પ્રવૃત્તિ રહી ત્યાં દાઝેરે આજ. આજ. ૪
સતી નારી તે પાસે બીરાજે;
વિભિચારીને કરી તાજરે. આજ. ૫
સુરતાને નુરતા બે પાસેજ રાખી;
સુષુમણા જઈ બાઝેરે. આજ. ૬
નટડીએ ખેલ રચ્યો છે ચોગાણે;
સભાની મેલી છે ત્યાં લાજરે. આજ. ૭
રણુંકાર ગેબી રાગ છે સ્યામનો;

સોહંગ શબ્દનો અવાજરે. આજ. ૮
ચકલ ચાલ્યો સુરતાની સાથે;
અહુંગ મમતાનું બુડયુ ઝાઝરે. આજ. ૯

## પરભાતિયું. ૭

મન તાહારી મતિ, સ્થીર રહેતી નથી,
માંકડારૂપે ફરેછે ડાળે;
ધજા ફરૂકેને સ્થીરતા ના રહે,
ધંટીનો ફેરજ જળની ધારે. મન. ટેક.
પલકમાં રંકછું પલકમાં રાયછું,
પલકમાં સંત થઈ સત્ય જાણે;
પલકમાં મરેતું પલકમાં જીવે જઈ,
પલકમાં શેઠ થઈ સુખ આણે. મન. ૧
પલકમાં સાત પાતાળ જઇને ફરે,
પલકમાં શુભ અશુભ ધારે;
આવતાં ન દેખીએ જતાં ન જાણીએ,
મનની પરતીજતો તેજ મારે. મન. ૨
ભટકી ભટકીને, ભટકે જક્તમાં,
વાત કોઈની રૂદે નવ માને;
સંત કહે સત્ય, વેદને ના ભણે,
જ્ઞાન વિચાર ધરે ન કાને. મન. ૩
મનની પ્રતીત તો, કોઈ નવ માનશો,
માનશે તેજ જન છેજ ગાંડો;
ચકલ ચિંતવણ કરો દેહ તત્વનું,
તત્વ સમજીને અજ્ઞાન કાહાડો. મન. ૪

## કુંડળિયો ૧૧.

શુદ્ધ સ્વરૂપહે આતમા, સબમાં હે રઘુવીર;
ભજનીજન ભજતે નહી, તિસકી હે તસકીર;
તિસકી હે તસકીર, કાળ જગતકુ ખાતા;
ખુબી ખોટી જાણ, હાથ છોડ દુનિયા જાતા;
કહેત ચકલરામ, મનકી છોડ કબુધ;
સમાગમ સતસા રહે, સાધુજનકી શુદ્ધ. ૧

જાણી લે સર્વેદીઓ, કર્યો જગતમાં સુર;
તે હરીકું તેં ભજ્યા નહી, કાયર થયો અસુર;
કાયર થયો અસુર, જગકુ ઠગકર ખાતા;
પામર ભરીયો પેટ, જુઠમાં સંતાઈ જાતા;
કહેત ચકલરામ, દયા અંતર નહી માની;
કર લે શબ્દકા શોધ, માયાકુ મિથ્યા જાણી. ૨

હરી કીરપાસે સબ મિલે, ખોટે કરમકું ત્યાગ;
દેખ શાંતસેં સબ મિલે, સંભાર તેરો ભાગ્ય;
સંભાર તેરો ભાગ્ય, ભવિશકી હે સબ ખાતાં;
સમજી લે ગુમાર, સમરી લે જગકુ દાતા;
કહેત ચકલરામ, જાય ગાફલ મરી;
દેખના હોયસો દેખલો, વ્યાપકહે સબ હરી. ૩

નિત્ય નિમિત્ત તેં નવ કર્યું, રૂચી પ્રમાણે હાર;
સંત સમાગમ ના કર્યો, ના સમજયો ગુમાર;
ના સમજયો ગુમાર, જાયગા ગાફલ ડુબી;
સપન તુલ્ય સંસાર, માયાકી છે સબ ખુબી;
કહેત ચકલરામ, ખોટા લિયા નિમિત્ત;
દેહ અભિમાનકું છોડકે, કરલે સમરણ નિત્ય. ૪

સંસારકા સુખ છોડકે, દેખલે સચા ધામ;
સાચા સબદ વેહેપારહે, તું નહી ભજતાં રામ;
તું નહી ભજતાં રામ, દાન નહી આયગા સાથ;
પ્રાણ દેહકું છોડ દે, નહિ રેહેવેગા હાથ;
કહેત ચકલરામ, રામ નામ દનસાર;
દામકે યારહે જક્તમાં, મિથ્યાહે સંસાર. ૫

નિંદ્રા નારી દેહમાં, તન સુષુમીકે માંહી;
રામ નામકુ ભુલાવતી, હરી ભજવા દે નાહી;
હરી ભજવાદે નાહી, એસે રહે ગુમાન;
તત્વ વિચાર જ્યાં હોતહે, ત્યાં આવે નાદાન;
કહેત ચકલરામ, નિંદ્રા હે નકારી;
કથા સમરણ જ્યાં હોતહે, ત્યાં આવે નિંદ્રા નારી. ૬

સચ્ચા સતસંગ સારહે, પથ્થરસેં છોડ ચિત્ત;
જનમ અમુલખ જાતહે, હો ગયા અંધા ભીંત;

હો ગયા અંધાધીંત, થા દાતારકે ભક્તા;
વૈરાગ્ય મનસેં ધાર, જુઠમેં કાયકું લગતા;
કહેત ચકલરામ, સબ માયાકા હે રંગા;
કયા પરપંચ છાડદે, સચાહે સતસંગા. ૭

છપો.

જન્મો જનેતા પેટ, વેઠ સંસારની કીધી;
ના કાડું કાંઈ નામ, દામ કોડી નવ દીધી;
ના આવ્યું સુરાતન, દાતારકે ભક્ત ન પોતે;
ખાય છે ભેંસની પેઠે, રાતે ગર્ધવ જેમ લોટે;
નવ માસ રહ્યો પેટમાં, જનેતાને ભારે કરી;
ચકલરામ કહે સત્ય માનજો, બુધી તારી કયાં બળી. ૮

વા આવ્યાથી નેવુ ખસ્યુંએ રાગના છપા.

મહપુડે વળગી જેમ માંખ, વિષય રસમાં ચોટી પાંખ,
દેહ ધરી લેવાને સુખ, વિવેક વીનાનું પામ્યો દુખ;
ચકલ કહે ચૌદ લોકમાં સોર, કાળનું વ્યાપ્યું સર્વે જોર. ૧
વ્યાપીક બ્રહ્મને જાણ્યા નહી, મંદીરમાં રોજ ભમે જઈ,
કહે ખરૂ પણ સમજે કાંઈ, આંધળાએ એક લાકડી ગ્રહી;
કંઠીબંધા ગુરૂયે જે, અધ્યારૂપમાં કુટાવે તેહ. ૨
ચકલ ચાબકા મારે ઘણા, જ્ઞાન સમજે તો ના રહે મણા,
છે તત્વને જાણે નહી, દુધમાં ઘી રહ્યું સમાઈ;
ચકલ કહે માયાનો ખેલ. તત્વ સ્વરૂપ કરે છે લહેર. ૩
પુરાણ ભણીને પંડીત થયા, આખ્યના તમર તોય ના ગયા,
લોકને કહે જુઠો સંસાર, પોતે ભોગવે વારંવાર;
ચકલ કહે હાથીનાં દાંત, અણુ સમજી જઈ મારે લાત. ૪
તલમાં વ્યાપી રહ્યું છે તેલ, પાંચ ભુતનો સરવે ખેલ,
શાણા સમજી રહ્યા સમાઈ, ખોટી જક્તની જાણી બવાઈ;
ચકલ કહે ઊંડા છે ધરો, તત્વજ્ઞાનથી નિશ્ચે કરો. ૫

કુંડળીયા.

રામનો ગુન્હેગાર તું, નખશીખ અવગુણ પુર;
માયાએ તુને લુટીઓ, કર્યા તને ચકચુર;

કર્યો તને ચકચૂર, જાણુ જંજાળ છે જુઠી;
લાખ કરોડી હોય, જાય છે ખાલી મુઠી;
કહેત ચકલરામ, દામ નહી આવે કામ;
ચેતના હોય તો ચેતીલે, સત્ય ચિત્ત વ્યાપીક રામ. ૧
જીવ પરાધી રામકો, રામ છે બડો દયાળ;
અનેક અપરાધ તું કરે, તોપણ લે સંભાળ;
તોપણ લે સંભાળ, દયાળુ હે જગતાતા;
સચ્ચા સ્વરૂપ દેખ, છોડ બાલકકી બાતા;
કહેત ચકલરામ, જ્ઞાન સ્વરૂપહે શીવ;
કારણ કાર્ય એક છે, અજ્ઞાની રૂપ જીવ. ૨
ગાંજા પીએ સો ગાંડીયા, ચડસ પીએ સો ચંડાળ,
અમલ ખાય અભાગીયા, ખાલી કરે ભંડાર;
ખાલી કરે ભંડાર, પ્રતીત તેની નવ આવે;
શાણો ડાહ્યો હોય, તોય વિશ્વાસ ન લાવે;
કહેત ચકલરામ, નિશાથી જાય છે લાજયો;
નામ નિશા નિશ્ચે કરો, નહિ જાએ કોઈની ગાજયો. ૩
નારદ શંકર શુક મુનિ, સમરણ કરે સુખચંદ;
કર્મ બુધ તારી બળી, ભજત નહી મતિમંદ;
ભજત નહી મતિમંદ, હરિને દેહ બનાયા;
મુછપર દેતા તાર, આયુષ મનુષ્ય ગુમાયા;
કહેત ચકળરામ, સંસાર સબ હે સારદ;
વિચાર વિના ભટકે જઈ, માયારૂપ હે નારદ. ૪
જે જન હરીકો ભજત હે, કાલ ચઢે અશમાન,
વિષય સુખમાં જઈ ફીરે, તે જડ પશુ સમાન;
તે જડ પશુ સમાન, અંધા સંસાર જેસા;
સુપને મેં પાયા ધન, તો જાગે દેખ નહી હે પૈસા;
કહેત ચકરામ, ગુરૂ કોઈ મીલે સજજન;
દયા ધરમહી રદે નહી, તે નહી હરીકો જન. ૫
દાવાદળ જગત બળે, જીવ બળે તે માંહી;
શાંતિ શરોવરમાં પડે, તો અગન જલાવે નાંહી;
તો અગન જલાવે નાંહી, થા ગુરૂકા બચ્ચા;
સમરીલે સત્ય રૂપ, કાયાતો હે કુંભ કચ્ચા;

કહેત ચકલરામ, ઊંચે કયાં દેખે વાદળ;
સત્ય સ્વરૂપ વ્યાપિક સબે, દેહરૂપ દાવાદળ. ૬
સત્ય સરોવર જ્ઞાન જળ, નિર ગંભીર છે માંહી;
હરી ભજે સુખ નિશ્ચે મળે, ફિર ભવ આવે નાંહી;
ફિર ભવ આવે નાંહી, સમજ મૂઢ અજાણ;
મનુષ્ય દેહમાં સમજયા નહી, જગતમાં તું પાષાણ;
કહેત ચકલરામ, આવરણનું છે તે પટ;
જ્ઞાન દર્પણથી દેખી લે, તેરા ચહેરા સત્ય. ૭
અભેપદ હરી ચરણમાં, ત્યાં કોઈ જાતા નાંહી;
જે જીવ કાલસેં નહીં ડરે, હરી રક્ષણ કરે સહી;
હરી રક્ષણ કરે સહી, જગતકા હે સબ દાતા;
કર સમરણ નિશ્ચે કરી, છોડ અજ્ઞાનકી બાતાં;
કહેત ચકલરામ, ચિત ચૈતન્યસેં થંભે;
તત્વ સ્વરૂપ નિશ્ચે કરો, કાળથી થાય તું નીરભે. ૮
રામજી રક્ષણ જેહનો, તેને મારે કોણ;
ગજ ચરણ અજા રહી, સીંધની થઈ તે બો'ન;
સીંધની થઈ તે બો'ન, નિરભેથી તે જાવે;
હરી સમરણ કર ચિત, ફિર જન્મ નહી આવે;
કહેત ચકલરામ, છોડ કપટઈનું કામ;
દામ ધામની હામમાં, નથી સમરતો રામ. ૯
અહંકાર છોડ અભાગિયા, સુખ સંસારનું તુલ્ય;
દુ:ખ દાવાદળ જક્ત હે, રામ વિના સુખ ધુળ;
રામ વિના સુખ ધુળ, ઠાઠ તો નહી રહે તેરા;
કર હરી ભક્તી સત્ય, જાણ સુપનાકા મેળા;
કહેત ચકલરામ, દેખ સબદ સુનકાર;
તત્વ દૃષ્ટિ તત્વ ગણી, દેહનો છુટયો અહંકાર. ૧૦
ભક્તિ કર ભગવાનકી, જો જાણે જગમાંહી;
જો વૃત્તિ અંતર ચલે, તો હરી દુરસેં નાંહી;
તો હરી દુરસેં નાંહી, જ્ઞાનકા કર લે ઘોડા;
વિચાર કરીલે મન, માયાકા ખોટા જોડા;
કહેત ચકલરામ, જીભ નકામી બકતી;
દયા ધરમહી રદે રહે, તે છે સાચી ભકતી. ૧૧

પ્રકાશ કરે જીવ દેહમાં, આપે ઊત્તમ જ્ઞાન;
રામ રતન તત્વ મળે, સમજી લે સાવધાન;
સમજી લે સાવધાન, નહી સમજે નાદાનાં;
દેહ દુર્લભ તું જાણ, છોડ અજ્ઞાન ગુમાનાં;
કહેત ચકલરામ, માસપર જાય છે માસ;
ચેતનાં હોય તો ચેતી લે પાંચ તત્વ પ્રકાસ. ૧૨
જ્યાં ભાવનાં ત્યાં છે હરી, સબમેં હરી જાણ;
અનંત ભાવના છોડકે, ભક્તિ રૂપ હરી માન;
ભક્તિ રૂપ હરી માન, મેલ મમતા તું ખોટી;
સ્વપ્ના જેવો સંસાર, છોડ ખોટી છે મોટાઈ;
કહેત ચકલરામ, જુગમાં કાયકું આયા;
ચોકીયાદ રાખ્યા ચોર, દામ દગાસે ગુમાયા. ૧૩
ઘટ ઘટમાં વ્યાપિક હરી, જ્ઞાની જન કોઈ જોય;
મન સો વાચા કરમણા, હરી તત્વ રૂપ સોય;
હરી તત્વ રૂપ સોય, હોય અનુભવકી બાતાં;
કરે કૃપા ગુરૂ આપ, બતાવે જગતકા દાતા;
કહેત ચકલરામ, ઘટ ઘટમાં જેમ પટ;
જીવ દશા તારી મળે તો, દેખે ઘટ ઘટ. ૧૪
કૃષ્ણ રૂપ આ જગત હે, કૃષ્ણ જગતકે માંહી;
કૃષ્ણ ભજે તે કૃશ્ન હે, કૃશ્ન રહ્યો મન તાંહી;
કૃશ્ન રહ્યો મન તાંહી, તંતુમાં બસ્તર જેસે;
કાટનો બનિયો મેહેલ, ખેલ માયાનો એસે;
કહેત ચકલરામ, ધામનું કરી લે પ્રશ્ન;
ઇંદ્રીયો ગાઓ જાણ, ગોવાળ રૂપ માંહી કૃષ્ણ. ૧૫
કેશવ કરૂણા કરે, સબમેં કેશવ જાણ;
જે કેશવની ભજત હે, તોપણ કેશવ માન;
તોપણ કેશવ માન, મેલ મમતાને છોડી;
દોડે ધનને કામ, સંગ નહીં આવે કોડી;
કહેત ચકલરામ, જુઠા જગતકા દવ;
જ્ઞાન દર્પણસે દેખ લે, દેહમાં છે કેશવ. ૧૬

છપ્પો.

વિષય રસને છોડ, આયુષ્ય અમૂલ્ય છે તારૂં;

રતન અમૂલ્ય છે દેહ, કરી લે સમરણ સારૂં;
મિથ્યામાં ભટકાય, ધીરક મનને નવ રાખી;
વિષય વેહેરી દેહ જાણુ, ભુંડું સૌ કેહે છે ભાંખી;
મોત આવશે જાહુરે, તું શું સંભારે મુખથી;
કહે ચકલ સમજ્યા વિના, નહી છુટે તું દુઃખથી. ૧

બહુ સમજ્યો કુમાર, મનનો પાર ન આવ્યો;
સમજી ફળ તપાસ, અવસર અમૂલ્ય ગુમાયો;
વિદ્યા આયુષ્ય બળ, ચઢ્યું નહિ તેનું પાણી;
આયુષ્ય અમૂલ્ય જાય, સમજ વિના ધૂળ ધાણી;
અવસર ચુકયો અજ્ઞાનમાં, રાંડનો થયો ગુલામ;
ચકલ કહે ચોપાસથી, કપટથી મેળવ્યું દામ. ૨

રામ રહ્યો ઘટમાંહી, રામ વિના ઠામ નહી ઠાલો;
રામ ભજી લે અંધ, જગત રૂપ રામને ભાળો;
રામ ભજે નહી સુખ, દુઃખ દાવાદળ વ્યાપે;
મળ આવ્રણને છોડ, જ્ઞાનનું ફળજ આપે;
રામ ચરણ પરતાપથી, સલ્યાની અલ્યા થઈ;
ચકલ કહે સત્ય જાણજો, સુબરી નારી તરી ગઈ. ૩

## સવૈયો.

પ્રગટ સ્વરૂપ છે રઘુવીરહી, હરી સુખ પમાડે છે ઊપાસા;
અગ્નિ જ્ઞાનનો લાગે જો દેહમાં, તન અભિમાન થાય ઊવાસા;
સંકટમાં હરી નિકટ એ રહ્યો, ધાતા ધ્યાનની સંધીમાં ભાસા;
ચકલ રામહી રામ ભજોસૌ, પાપી અજામેળ પામ્યો ખુલાસા. ૧

## રાગ—ગોડી

આતમજ્ઞાન સમજ તું, હે મન આતમજ્ઞાન સમજ તું;
વિષય વાસનામાં ન ભમ તું, હે મન આતમજ્ઞાન સમજ તું. ટેક.
સ્વપ્નાનો આ ખેલ બન્યો છે, જ્ઞાનિ પહોચાડે ઠોર;
સદગુરૂની સેવા ન કીધી, તે જાણો હરાયું ઢોર. હે મન. ૧
અલખ નિરંજન, ગુરૂજ મળિયા, આપે અવિચળ ધામ;
સરવે વ્યાપક પૂરણ દીઠાં, ખાલી ના દીઠો ઠામ. હે મન. ૨

બ્રહ્મ સ્વરૂપ ભરપૂર દીઠાં, જ્ઞાન સ્વરૂપ અખંડ;
જગત સરવે અસત્ય ભાસે, નહિ પિંડ બ્રહ્માંડ. હે મન. ૩
સ્વર્ગ મૃત્યુ પાતાળ જનથી, નહિ આદિ ને અંત;
મધ્યે માયા કલ્પિત તું છે, સદ્દગુરૂ મળે કોઈ સંત. હે મન ૪
જનમ મરણ તો તત્વમાં નથી, નહિ કાળને ક્રમ;
ચકલને સદ્દગુરૂજ મળિયા, સાચો બતાવ્યો છે ધર્મ. હે મન. ૫

રેખતો.

ચેત બે ચેત અચેત કયું હો રહા, દેખ વિચાર જો બેદ વાણી;
સમજીલે જ્ઞાનમાં, સદ્દગુરૂકી બાનમાં, જગત દેખજો ઝાકર પ્રાણી;
મેરા મેરા કયા કરતા હે, કાળશે નહીં ડરતા હે;
નિમિતકું સચ્ચા માનતા હે, છીપરૂપા જાણી;
જુઠેકું સચા દેખતા હે, અજ્ઞાનકું નહી પીછાનતા હે;
ચકલદાસ કહે જાણ્યા વિના, આખર હે તેરી ધૂળધાણી. ૧

ઝુલણું રાગ સઇયદ દીનનુ.

ભટક કર ભટક કર જગતમાં અટક હે, શીર ઝાલકે કાળ પટકતે હે;
મન મગરૂબીકુ છોડ પ્યારે, ધરમકે કામ અટકતે હે;
દયા જેસે કુચ દાન નહી, દેખ જ્ઞાનમાં ફળ લટકતે હે;
ચકલ કહે તુ દેખ પ્યારે, ભેદવાદીયું સબ ભટકતે હે. ૨

ચરચરી છંદ.

ચાર વેદ ખટ શાસ્ત્રમાં, સિદ્ધાન્ત વેદનું નિશ્ચે કરી;
અનુભવી એક આતમ તત્વરૂપ, ચકલ મન નિશ્ચે કરી. ૧
ઊપ નિષદનાં અરથમાં કંઈ, સરત સાર નિશ્ચે કરી;
આદ્ય મધ્ય અંત્ય, ચૈતન્યઘન એક, ચકલ મન જોને હરી. ૨

દોહરો.

આચારીની અવગતી, બુદ્ધી ન ચાલે બાળ;
ચકલ કેહેત બંધન થયાં, ફરયા કરમની જાળ;

(મારગ મુકોને કહુંછું કાના કયારની જો.) એ રાગ.

આતમ શેઠતો દેહે દુકાન ચલાવી છેરે લોલ;

લણ ગુણની તો ગાદીઓ બીછાવી છેરે લોલ. આતમશેઠ. ટેક.
ચિત્ત ચોપડા તો બુદ્ધિબાઈ તે લખેરે લોલ;
ખોટું બોલવાના ખાતા તો પડે ખરારે લોલ. આતમશેઠ. ૧
પાંચ પચીસ ગુમાસ્તા છે શેઠનારે લોલ;
તેમાં ચારતો મોટારે મુનમ શેઠનાંરે લોલ. આતમશેઠ. ૨
અભિમાનની તો હુંડીઓ ચાલે ખરીરે લોલ,
અવિદ્યાની વોહોર ત્યાં ફરી વરેરે લોલ. આતમશેઠ. ૩
કામ કાળીદાસ શેઠને સતાવતારે લોલ,
ક્રોધ કુબેર તો અવળુ સવળુ કરેરે લોલ. આતમશેઠ. ૪
લોભ લખમીચંદ વેહેપાર અવળો કરેરે લોલ,
ભય ભંડાર તો શેઠનો ખાલી થયોરે લોલ. આતમશેઠ. ૫
નિતી નાણું તો શેઠનું સરવે ગયુંરે લોલ,
શાંતી સુખ મેલીને દુખીયા થયારે લોલ. આતમશેઠ. ૬
હરી નામની હુંડી બંધ પડીરે લોલ,
અવિદ્યાની વોહોરતો ચાલી ઘણીરે લોલ. આતમશેઠ. ૭
ધરમરાય તો હિસાબ કરવા આવિયારે લોલ,
ત્યારે શેઠ દેવાળુ કાઢીને ચાલીયારે લોલ. આતમશેઠ. ૮
દસ ઇંદ્રીના તાળા તો દુકાનને દીધારે લોલ,
દુકાન છોડીને શેઠ પરદેશ ગયારે લોલ. આતમશેઠ. ૯
શેઠ ભવ બીજા દેશમાં જઇને વસ્યારે લોલ,
ત્યાં ગુમાસ્તાઓ ડાહ્યા શેઠને મળ્યારે લોલ. આતમશેઠ ૧૦
જ્ઞાન ધ્યાનના બિછાના ત્યાં તો નાખિયારે લોલ,
સત નામની તો હુંડી ચાલે ઘણીરે લોલ. આતમશેઠ. ૧૧
ચાર દેહરૂપી ચોપડા દુકાનમાંરે લોલ
વિવેક વૈરાગ્યે ને મુમુક્ષ ગુમાસ્તારે લોલ. આતમશેઠ. ૧૨
આખો દીવસ વેહેપાર હરી નામનોરે લોલ,
પરાપાર તો હુંડી જઇને પહોંચીરે લોલ. આતમશેઠ. ૧૩
નિવૃતિની લેખણો બનાવી છેરે લોલ,
સોહંગ સોહંગનું નાણું ત્યાં તો ખરેરે લોલ. આતમશેઠ. ૧૪
અનંગ અતોલ અખંડ માલ જડયોરે લોલ,
જીવનમુક્તિ સુખ શેઠને નજરે પડયુંરે લોલ. આતમશેઠ. ૧૫

---

## ધોળ–રાગ ઘડપણ કેણે મોકલ્યું.

જીવ જુઠી છે જાળ સંસારની, ઓચિંતાનો થવાનો છે કાળ.
સમાગમ સંતનો. એ ટેક.

અજ્ઞાના ડુંગર ઊપર ચઢયોરે, વળી વધ્યો માયા મોટે દેશ;
અભીમાન વધી ગયુંરે, તું તો ભુલી ગયો મૂળ વેશ; સમા. ૧
તારા મૂળ સ્વરૂપને ભુલિયોરે, આતો ઝાકળ પાણીની વાટ;
સ્થુલ સૂક્ષ્મ કારણ મેલીરે, તુંતો તુર્યાની પોહોડને ખાટ. સ. ૨
નામ નિરંજન છે ખરૂરે, માટે કરીલે તું બ્રહ્મની સેવ;
પરીબ્રહ્મને પરખીરે, એતો તત્વ સ્વરૂપ મોટા દેવ. સ. ૩
પાંચ ભુતનું પુતળુંરે, મિથ્યા માની તેં કાચી કાય;
જ્ઞાન ચૈતન્ય છે હરીરે, તેને દર્શેથી સૌ દુખ જાય. સ. ૪
જ્ઞાન દર્પણ કરમાં ધરીરે, તુતો સત્-ચિત આનંદ કેહેવાય;
બહિરંગ સાધન પરહરોરે, જળ વલોવે માખણ ન થાય. સ. ૫
તુંપદ તત્વોપદ શોધીનેરે, અશિપદની ધરી લેને ઢાલ;
માયાનું બાણ વાગે નહીરે, થયો તત્વમાં તત્વનો તાર. સ. ૬
જીવનમુક્તિ સુખ નજરે પડયારે, તારો છુટી ગયો હવે કાળ;
નિરભે પદને તું પામિયોરે, સતરૂપી જડયો તને માલ. સ. ૭
માહા આણંદ નજરે પડયોરે, અનુભવના ઊઘડયા છે દ્વાર;
ચિદાકાશ નિશ્ચે કર્યુંરે, ચકલ ચેતી ગયો તેણી વાર. સ. ૮

### દોહરો.

ચારે સાધન ચિન્હકર, જગત જાણ ગુલજાર;
જીનકું બોધ પ્રકાસતે, સપન તુલ્ય સંસાર. ૧
આદ્ય મધ્યને અંતમાં, એક સ્વરૂપ નીરધાર;
સો ગુરૂ મેરા હોતહે, સેલ કરે સંસાર. ૨
ઓંમ નામ સત્ય છે હરી, કર્તા પુરૂષ નિરધાર;
વૈરભાવને ભો નહીં, અલક પુરૂષ છે સાર. ૩
સર્વદા નિરભે છે હરી, સત્ય નામ પરસાદ;
જપો નામ તે આદ્ય છે, છોડ જગત વિવાદ. ૪
માયામાં આવે નહિ, નાનક ન્યારો ધાર;
ચકલ જાપ જપ્યા થકી, ઉતરે પેલી પાર. ૫
ગુણવંતી ગુજરાતમાં, અમદાવાદ અનુપ;
રહે રાયપુરને વિષે, ચકલ શ્રી ચૈતન્ય રૂપ. ૬

કાચનાં મંદીરને વિષે, ભસેજ સામુ સ્વાન;
પ્રતિબિંબ પોતા તણું, નથી જાણતો જ્ઞાન. ૭
જે સુખ દેખે દ્રષ્ટીમાં, મિથ્યા બાંધી કાય;
મૃગ તૃષ્ણાવત્ છે બધું, એવું જગ દરશાય. ૮
કુંભ ભર્યા છે જળ તણાં, શશી પ્રતિબિંબ એક;
ચૈતન્ય એક આકાશ છે, ઘટ પટ ભેદ અનેક. ૯
જીવે સગાઈ જોઇને કરી, તૃષ્ણા નાગણી સંગ;
અંતે તેને મારશે, માયાનો ખોટો રંગ. ૧૦
મિથ્યાને નિશ્ચે કરે, નથી તેમાં કંઈ સુખ;
આશા તૃષ્ણાની વડે, માયાનું મોટું દુખ. ૧૧
મૃગ તૃષ્ણાના નીરમાં, જે જન પીવા જાય;
તરશ ન છીપે તેહની, ઊલટો દુખીયો થાય. ૧૨
સત્ય ચીત વ્યાપક જે હરી, નમુ તેને નિરધાર;
કનક થકી કુંડળ બન્યું, તેમ આ જગ આધાર. ૧૩
જેથી રચના ખલકની, નિશ્ચય જેથી નાશ;
ધાતા ધ્યાનને ધે થઈ, પામ્યો પુરણ પ્રકાશ. ૧૪
માયાથી અવિછીન છે, સદાનંદ સુખરૂપ;
તાપહ ઘાસ તણો કરી, પડયોજ માયા કુપ. ૧૫
બોલે અનુભવી કુકડો, જ્ઞાન તણે દરબાર;
વિવીક ભાણ ઊદે થતાં, ટળે તીમીર નીરધાર. ૧૬
આંજે અંજન જ્ઞાનનું, ઊઘડે અનુભવ આંખ;
હુંપદ છાંડ હોંશથી, પક્ષીને મળી પાંખ. ૧૭
શૂરા વીર રણમાં ચડે, કાયર ગ્રહી તલવાર;
જુઠા સુખ સ્વપ્ના વિષે, ખાય ભવોભવ માર. ૧૮
જ્ઞાન પંથમાં જે પળયો, પુરૂં તેનું પુન્ય;
ગ્રેહ પ્રગટયો વૈરાગ્યનો, નહિ નશીબમાં ન્નુન્ય. ૧૯
જાગ્રતમાં નેત્રે રહી, વિવિધ ભોગવે ભોગ;
આપે રૂપ વૈરાટ તે, નહિ જીવનો જોગ. ૨૦
સ્વપ્નામાં સુક્ષમ થઈ, દ્રષ્ટારૂપે જાણ;
સુષુપ્તીમાં જો ગયો, તો અજ્ઞાનની ખાણ. ૨૧
મીઠાં કેરૂં માનવી, લે સાગરનો પાર;
જળરૂપ પોતે થયો, જીવ બ્રહ્મ તે ધાર. ૨૨

ધારી જોતું ધ્યાનથી, કોણ વસ્તુ છે સાર;
જાગે તો સુપન નહી, એમ આ ભાસે સાકાર. ૨૩
અનુભવી આતમજ્ઞાન છે, સમજે નર કોઈ સુર;
દેહ તત્વ વીચારતા, નથી જીવ જરૂર. ૨૪
વદે શબ્દ આકાશથી, સુણે તે દીગપાળ;
દેખે તે દીનકર વડે, પંચ ભુતનો ખ્યાલ. ૨૫
મનન કરીલે માનવી, ધરો જ્ઞાન ઊર આપ;
જીવપણું જાશે મટી, ચકલ ચૈતન્ય પ્રતાપ. ૨૬
ભુલ્યો જીવ સ્વરૂપને, થઈ દશા અજ્ઞાન;
દેહના અધ્યાસે કરી, મૂળનું ભુલ્યો ભાન. ૨૭
જેમ બાળક નિજ બગલમાં, પાસે દેખે નહી;
ચૈતન્ય ચકલ આપ તું, ખોળે વનમાં જઈ. ૨૮
કુતરા કરડે હસ્તને, રૂધીર આપનું એજ;
ક્યાંથી નિકળ્યું ખબર નહીં, જ્ઞાનહીણ પશુ તેજ. ૨૯
ચકલ સાંખ્ય તે આંખ્ય છે, સત્ય સ્વરૂપ વેદાંત;
કરમ તણાં બે કાંડ છે, ત્રીજો જ્ઞાન સુ શાંત. ૩૦
જડગુણ છે માયા તણાં, આ દેહમાં ચોવીસ;
ચૈતન્ય ચકલ આકાશ છે, તેના વડે પચીસ. ૩૧
ચકલ ચાર દીન ચાંદરણું, સમજી કરો વિચાર;
દેહ કુંભ કાચો બન્યો, જેમ તંતુનો તાર. ૩૨
આત્મ તત્વ જાણ્યા વિના, નહી તુટે અજ્ઞાન;
ક્રોડ ઉપાય બીજા કરો, સૌથી ઉત્તમ જ્ઞાન. ૩૩
ચકલ ચાલાકી નથી, અનુભવ કેરો ખેલ;
દેહ દેવળમાં દેવ છે, સમજીલે તું બેલ. ૩૪
નાનક નિર્ગુણરૂપ તું, ચકલ તણાં પરણામ;
સત્ય સ્વરૂપ દર્શાવિયું, પોંચાડયો નિજ ધામ. ૩૫
નાનક નિર સ્વરૂપ જે, શિતળ સદા સ્વભાવ;
ચકલ પ્રજળતો જગતમાં, માયા કીધ અભાવ. ૩૬
સુખ વિષે શાંતિ સદા, લોભ દુઃખનું મૂળ;
ક્રોડ દામ પેદા કરો, સાથે નહી આવે ધૂળ. ૩૭

## ગણ આઠ છંદ.

| | | | |
|---|---|---|---|
| મ | મેહેતાજી. | ૩ | ગુરૂ. |
| ય | અદાત્મ. | ૧ | લઘુ. ૨ ગુરૂ. |
| ર | રાતડી. | | વચ્ચે લઘુ ને આશપાશ ગુરૂ. |
| સ | સલીતા. | ૨ | લઘુ. ને ૧ ગુરૂ. |
| જ | જકાત. | | વચ્ચે ગુરૂ ને આશપાશ લઘુ. |
| ત | તાતાર. | ૨ | ગુરૂ ને ૧ લઘુ. |
| ભ | ભોજન. | ૧ | લઘુ ને ૨ ગુરૂ. |
| ન | નરમ. | ૩ | લઘુ નગન. |

### છપો.

ત્રણ ગુરૂ તે મગન, ત્રણ લઘુ નગન પ્રમાણો;
એક લઘુ બે ગુરૂ, યગણ તેને કાવ્ય જાણો;
આદ્ય અંત ગુરૂ, વરણ વચ્ચોવચ લઘુ જે લાવે;
તે રગન ગણ તણો, ભલુ પીંગળ મન ભાવે;
બે લઘુ એક ગુરૂ સગન, તગણ બે ગુરૂ આદ્ય છે;
અંતે એક લઘુ લખે, એ તગણનો નાદ છે. ૧

### દોહરો.

આદ્ય અંત લઘુ વચે ગુરૂ, જગનજ ગણો જરૂર;
આદ્ય ગુરૂ પછી બે લઘુ, ભગન ભણી લ્યો ઊર. ૧
ગણપતિને ચરણે નમુ, વાર વાર કરજોડ;
વિઘ્ન વિડાળાએ વિભુ, કાવ્ય પૂરણ મુજ કોડ. ૨

---

## છપ્પો.

રામ રૂપઇયો રોક, ખરચે ખોટ નહી આવે;
તત્વ જ્ઞાનનું ધન, વિરલા હેતે ધાવે;
ચેષ્ટા કરે જન જે, દામ દમડી નહી આપે;
સમજે નહી કંઈ સાર, કાળ કાયા ગઢ કાપે;
અથડાયો અનુભવ વિના, વાત કરે બહુ મુખ;
ચકલ કહે તે ઊંટને, વિશ્વાસ વિનાનું દુઃખ. ૧

## કુંડળિયો.

અરથનો સાર સમજ્યો નહી, વાત કરે શું કાજ;
એમ કરે શું થાય છે, લશ્કર વિના અવાજ;
લશ્કર વિના અવાજ, દાઝ અંતરમાં ધરતો;
જુઠી કરે મુખ વાત, કાળસેં કયું નહિ ડરતો;
કહેત ચકલરામ, બંધવ જેનો ભરથ;
એવો વૈરાગ્ય જો ધરે, તો પામે સાચો અરથ. ૧
જ્ઞાન રૂપ જો આતમા, થયુ કાળસેં વેહેર;
એ કાળસેં નહી ડરે, અનુભવી પામ્યો લેહેર;
અનુભવી પામ્યો લેહેર, રામ રતન છે પાસે;
તત્વનું પામ્યો જ્ઞાન, ધ્યાનમાં બ્રહ્મજ ભાસે;
કહેત ચકલરામ, હામ ધર જાય અજ્ઞાન;
પાંચ ભુત પાસે રહ્યા, સમજે સાચું જ્ઞાન. ૨

## કવિત.

રજનીને દીપાવે છે, હાટ કને લીંપાવે છે,
તિમરને છીંપાવે છે, ખાય છે દિવેલને;
બાળિને બળે છે આપે, નર નારી જે પ્રતાપે;
વણરાય જાય તાપે, ખેલ રંગ ખેલને. ૧
પ્રભુ તણો મોટો ભાઈ, પાછળ અંધારી ખાઈ;
કલંક ન મળે કાંઈ, મેલે મેષ મેલને;
દુનિઆનો મોટો દેવ, સુર મુનિ કરે સેવ,
નિર્મળ નિત્ય મેવ, છાજે ઘેર છેલને. (દીવો) ૨

## કુંડળિયો. ૩

રામ તત્વ રૂપ હે, આપ જુવે કાંઈ ઓર;

રામ રૂપ સરવે જુઓ, વ્યાપી રહ્યો સબ ઠોર;
વ્યાપી રહ્યો સબ ઠોર, દોડ ડહાપણને મુંકી;
છુટવા કેરૂં દ્વાર, રખે તું જાતો ચુકી;
કહેત ચકલરામ, ધ્યાનમાં ચુકાવે કામ;
માયા છાયા માથે ચઢી, નથી સમરતો રામ. ૧

## સવૈયો.

જ્ઞાનને ભક્તિ બંને નિશ્ચે કરી, સ્થીતિ સમાવે જો અંતર માંહી;
સારી નિષ્ટા મન સુખ સાગરમાં, જો મન અંતર ડગાવેજ નાંહી;
રામને નામનો રસ અમૂલ્ય છે, જ્ઞાનીજન પીવે કોઈ ધાઈ;
ચકલ કહે જુઓ આ જગતમાં, માયાનું ઝાંખરૂં રહ્યું લપટાઈ. ૧
રામ નામનું નાણું છે રોકડું, તેને જગતે બનાવ્યું છે તુચ્છ;
સાક્ષાત સ્વરૂપ વ્યાપી રહ્યું ઘટ, સત્ય સમજ્યા વિના બનાવ્યું કુચ્છ;
પાંચ પ્રાણને કોશ વિજ્ઞાનમાં, જ્ઞાન વિજ્ઞાનનું પ્રશ્ન તું પુચ્છ,
ચકલ ચૈતન્ય તત્વ નિશ્ચે કરી, તે જનની છે સાચી જગતમાં મુચ્છ. ૨

## ચોપાઈ.

કરમાં સારી કલમજ ધરી, કવિતા કરવા મનચ્છા કરી;
પંદર માત્રા પતિ પદ માંહી, ચાર પદે થઈ ચોપાઈ. ૧
ગાંધ્રવ નગર વાદળમાં હોય, જગત જાળ તો જુઠી જોય;
નથી જગતને દીસે સહી, ભેદ સમજે કોઈ વીરલો જઈ. ૨
જેમ તંતુનું પટજ થાય, તેમાં તત્વનું જગ દરશાય;
પ્રત્યક્ષ વાતને સમજે જઈ, માયા નદીમાં જાય છે વહી. ૩

## દોહરો.

સમરણ કર સતગુરૂ તણું, ગણપત લાગુ પાય;
સરસ્વતીને પાએ નમુ, અનુભવ ઊત્તમ થાય. ૪
કાયા કેરૂં કોટડું, બન્યું જગતમાં જાણ;
મેઘરૂપી કાળે કરી, પડે છે નીરવાણ. ૫
ડાહ્યા ડાં'પણ છોડી દે. સમરી લે સત્યરૂપ;
રાવણ સરખો રાજીયો, છોડી લંકા અનુપ. ૬
તુંપદ તત્વપદ એક છે, જીવ બ્રહ્મને જાણ;
કહે ચકલ આ ગ્રંથમાં, દેહીના તત્વ પ્રમાણ. ૭
વેદ વાયક સદગુરૂ વચન, જક્તથી નિશ્ચે માન્ય;

ત્રણ વાતે સાચુ મળે, તે સતરૂપે જાણ. ૮

## કુંડળિયો. ૪

જો આ જગત તું નાળીને, કળજુગ કઠણ્હું ધાર;
ગુરૂ જ્ઞાની તુંજને મળે, તે સાચી તંક્ષાલ;
તે સાચી તંક્ષાલ, પરખ્યા જે નાણું સાચુ;
દેહ દેવળમાં દેવ, બીજુ ધામ સરવે કાચુ;
કહેત ચકલરામ, દામ આતમ રૂપ ખોયા;
અંધા ચલા બજાર, આંખ બીના કુચ નહી જોયા. ૯

## કવિત.

અનુપ સ્વરૂપ કેરી, સંખ્યા કોઇ કરી શકે;
અસંખ્ય અલખ, નિરંજન નિરાકાર છે;
સોહી બ્રહ્મ વ્યાપીક, રહ્યો છે જડ ચૈતન્યમાં;
પ્રતક્ષ સ્વરૂપ જાણ, પાંચ તત્વ સાર છે;
ફેર ખાતો માણસ કોઈ, ફરતું દેખે છે સો;
તેમ માયા ફેરે કરી, સ્વરૂપને ભુલ્યો છે;
ડાહ્યા તારૂં ડા'પણ મેલ; જ્ઞાન ગેડીદડે ખેલ;
ચકલ ચૈતન્ય થઈ, કાળ ફંદ છુટયો છે. ૧
રામ નામ રટણ કરી લે, તુંતો હૃદે માંહી;
અંતઃકરણ શુદ્ધ થાય, પામે તત્વ જ્ઞાનને;
સ્વરૂપને સુજે નહિ, માયામાં જાય છે વહી;
મારૂં મારૂં કરે ધાઈ, ભુલ્યો મુળ ભાનને;
જગતમાં સાર ખરો, સમાગમ નિશ્ચે કરો;
દયા દિનતાને ધરો, છોડો મિથ્યા માનને;
નિમિત્તને માને જઈ, સુપન જેવી સગાઈ;
ચકલ ચૈતન્ય થઈ, મળે ધ્યાતા ધ્યાનને. ૨
જ્ઞાન ગેડીદડે રમો, તત્વની સંગાથે તમો;
ઘટ પટ ભેદ હણો, જગત જુઠી જાળ છે;
બાજીગર રમત કરે, જુઠાનું સાચુ દેખાડે;
જંબુરો તો મનમાં જાણે, ખોટું નિરધાર છે;
જ્ઞાનીજન સમજે જઈ, કમળવત રેહે છે સહી;
જળનો સ્પર્શ કરે નહી, બુદ્ધિનો પ્રકાશ છે;
ભુલ્યા ત્યાંથી ફરી ગણો, વિધિ નિષેધ ભેદ હણો;

ચકલ કલ્પિત બન્યો, જ્ઞાન ખાંડા ધાર છે. ૩
પ્રલય કેરો સિંધુ જેમ, કોપાયમાન થાય એમ;
બોળે જક્ત એકેદમ, જળ નિરધાર છે;
જ્ઞાનિજનની દશા હેવી, ચૈતન્યમાં સ્થિતિ તેવી;
જળ જળ દેખે એમ, માયાનો જુઠો ભાસ છે;
વાદળ દોડે છે જેમ, ચંદ્રમા છુપાય એમ;
આવ્રણના દોષે કરી, ખોટો મિથ્યા માર છે;
સમજ વિચાર કર, પ્રભુ સાથે પ્રિત ધર,
ચકલ કહુત સાચુ, સતસંગ સાર છે. ૪
રામ નામ રટણ, અમુલ્ય છે આ જગતમાં;
કોડી દામ બેસે નહી, ખરીદકર પ્રીતસે;
તત્ત્વ સ્વરૂપ વ્યાપ્યું જેમ, આકાશ સમાયુ એમ;
વર્ત્તિઓને નિશ્ચે ધરી, જાણે સારી રીત છે;
જીવ શિવરૂપ એક, સમજમાં આવે છેક;
નેતિ નેતિ કહે વેદ, તેતો તારી પાસ છે;
ભાંગ પીએ બ્રાહ્મણ જેમ, બકવાદ કરે એમ;
ચકલ વિચાર કર, અમૂલ્ય દેહ જાય છે. ૫

છપો.

હૈયાના ફુટયાં હેત, હરી સંગ તેં ના કીધું;
લક્ષ ચોરાશી બોજ, માથે તેં તાણી લીધું;
ફરતો દેશ વિદેશ, કુડ કપટ બહુ કરતો;
પારકા સુખને જોઈ, અંતરમાં ઝાઝો બળતો;
લોભી લક્ષણ તાહરાં, લોભથી પાપ બંધાય છે;
ચકલ કહે લોભે કરી, બમણો દુખીયો થાય છે. ૧
સવારથને માટ, સગા બહુ સગપણ કાહાડે,
સવારથને માટ, સારો સારો કેહેવડાવે;
સવારથને માટ, બકરી કે ગાયના જેવો;
સવારથને માટ, ગરજે ગરજો છે તેવો;
સવારથ થયા પછી, ઊંટ ઊંચુ જેમ થાય છે;
ચકલ કહે સત્ય માનજો, કાળરૂપ થઈ ધાય છે. ૨

કુંડળીયો.

અંજન આંજે જ્ઞાનનું, અનુભવ કેરી આંખ;

તીમ્મર તારા તો મટે, પ્રતક્ષ પોતાને ઝાંખ;
પ્રતક્ષ પોતાને ઝાંખ, ભવ ભવ સીદને ભટકે;
ભુલ્યો ભવિષ્યકાળ, કાળ ઓચિંતો પટકે;
પામરપણું છોડ પાપીઆ, ભજીલે નિરંજન;
કહેત ચકલરામ, માયાકા હે સબ અંજન. ૧
સમજણ વિના સમરણ કરે, તે નહી પામે સુખ;
અંધ મોં આગળ આરસી, તે શું દેખે મુખ;
તે શું દેખે મુખ, ચૈતન્યથી જડને જાચે;
ઠુંઠાને દીઠો ચોર, ભ્રાંતિરૂપ સંદેહ સાચે;
કહેત ચકલરામ, ગુરૂ કરીએ પોતીકા મન;
અસ્તી ભાતી પ્રીએ થયો, તે પામ્યો સમજણ. ૨
તુંહી તુંહી કરતાં તું ભયો, મુજમાં ના રહી હું;
ધન છે તાહારી બુધીને, જ્યાં દેખું ત્યાં તુંય;
જ્યાં દેખું ત્યાં તુંય, હુંપદ મનથી જાવે;
અનુભવ કરી લે આપ, સ્વરૂપ તું નિશ્ચે પાવે;
કહેત ચકલરામ, ધામ અવિદ્યાનું હુંઈ;
વિદ્યા માયાના ધામમાં, તત્વરૂપ તુંહી તુંહી. ૩

## દોહરો.

અજ્ઞાની જો અંતરમાં, સરવે તારૂ છે રૂપ;
વીચાર વીના નર આંધરો, જાણ્યું નહી સ્વરૂપ;

## કવિત.

વીષય ભાવારથ સમજી, દૃષ્ટાંત સિદ્ધાંત નિશ્ચે કરી;
સાર સમાગમ કેરો, અંતરમાં ધારજે;
વેદને પુરાણ કેરો, અનુભવ નિશ્ચે કરો;
ગુરૂ સાર સમજીને, તત્વ નિશ્ચે ભાળજે;
ભાવ વિના બ્રહ્મ કથે, અજ્ઞાનમાં સીદ મથે;
ત્રણ દેહનો સાક્ષી, તેતો તુર્યાતિત જાણજે;
કહેત ચકલરામ, સોધી જો ચૈતન્ય ધામ;
ગગન ગુફામાં જઈ, વૃત્તિને સમાવજે. ૧

## કુંડળીયા.

સમ્ચા ચલ્યાં સંસારમાં, સાહેબ પામ્યા સેજ;

જુઠા જુતિયો ખાયકર, કાળ અચાનક લેજ;
કાળ અચાનક લેજ, સાર સમજ્યા નહિ પક્કા;
ગુરૂ વીના એ મુખ, ખાયગા ખોટા ધક્કા;
કહેત ચકલરામ, ધામ કાયકા કચ્ચા;
જ્ઞાન ગંજીફા ખેલ કર, કર સમાગમ સચ્ચા. ૨

પદ, રાગ. ત્યાં મન મોહ્યું માતા અંબાજી. એ રાગ.

અનુભવિ રૂપી છે આતમા, આવ્યો જક્તમો જાર,
માયા જાળે બંધાઈ ગયો, નથી કરતો વિચાર;
અવસર નહિ મળે આળસું. ટેક. ૧
અધ્યાસના બંધે કરી, દેહનું થયું અભિમાન;
હું પણ નોહોતું તે નિશ્ચે થયું, મુળનું ભુલ્યો છે ભાન. અવસર. ૨
ડાહ્યો થઈ દુનિયા વિષે, ફરતો મુછે દેઈ તાર;
દેહ આ કુંભ કાચો બન્યો, વૃત્તિ હરી સાથે ધાર. અવસર. ૩
તું પદ તત્પદ સોધજો, કરજો દેહમાં તપાસ;
કયાંથી આવ્યોને કયાં જવું, તેનો કરજો મન ખ્યાસ. અવસર. ૪
અમુલ્ય દેહ છે મનુષ્યનો, વિચારી કરજો વૈરાગ્ય;
ખટ સંપતિ મુમુક્ષતા, સમજી જીવપણુ ત્યાગ. અવસર. ૫
સમરણ કરીને મનન કરો, નિધ્યાસનને તું ધાર;
જ્ઞાનરૂપ છે આત્મા, હુંપદ મમતાને માર. અવસર. ૬
જાગ્રત સ્વપ્ન સુષુપ્તી, તેના સાક્ષીને ધાર;
સમજી તેને નિશ્ચે કરે, તે જન ઊતરે ભવપાર. અવસર. ૭
પુરણ બ્રહ્મ છે દેહમાં, પુરષોત્તમ પુરણરૂપ;
ચોવીસ નારી છે તેહની, ખેલ ખેલે અનુપ. અવસર. ૮
પટરાણી કરી પ્રેમદા, નિવૃત્તિ જે છે નાર;
તેનાં કહ્યામાં તો તુજ રહે, તે દરશાવે દેદાર. અવસર. ૯
અકાર મકાર ઊઠતાં, તે તું શબ્દને ધાર;
સબ્દાતિત છે શ્રીહરી, આકાશરૂપ અપાર. અવસર. ૧૦
અસ્તી ભાતી પ્રીય થઈ, ઘટ મઠમાં એકતાર;
પરતક્ષ દેખીને કયાં ભમો, કાળ કેરો એ કાળ. અવસર. ૧૧
જાપ જપે છે દેહમાં, ત્રીકુટીમાં તપાસ;
આતો પરતક્ષ પરમાણુ છે, કરી જો જ્ઞાનથી ખ્યાસ. અવસર. ૧૨
જ્ઞાન ભાનું ઉદે થશે, તિમર નહિ રહે તે પાસ;

તેમ તું દેહ મદ ધારજે, તત્વનો કરજે તપાસ. અવસર. ૧૩
જાગીને જો તારા રૂપને, મિથ્યા મેલ વિવાદ;
કરમની કુથલી ક્યાં લગી, મેલ તું જીભનો સવાદ. અવસર. ૧૪
ધ્યાન કર તું સ્વરૂપનું, પામે મુળનું રૂપ;
હુંપદ છુટે જો તાહરૂં, રૂપ દીસે અનુપ. અવસર. ૧૫
લેહેરો પુછે છે નિરને, મારૂ સ્વરૂપ દરશાવ;
નીર કેહે છે જે તુંજ છું, લેહેરી ભાવ સમાવ. અવસર. ૧૬
વાણે તાણે તો પટ થયું, એમ જક્ત દરશાય;
તત્વ કારણરૂપ શોધતાં, વચમાં તુંતો ખોવાય. અવસર. ૧૭
શાણા સમજાવે સાનમાં, મુરખ ના ધરે કાન;
પાછળથી તે પસ્તાય છે, જમડા દેશે બહુ માર. અવસર. ૧૮
જો ગુરૂ તને પુરણ મળે, દરસાવે બ્રહ્મરૂપ;
ધાતા ધ્યાનને ધે રૂપે, પરતક્ષ છે તે અનુપ. અવસર. ૧૯
કર્મ ધર્મમાં શું ભમે, મિથ્યા જક્ત વેહેવાર;
રાત થોડીને વેશ ઘણો, પંથડાનો નહિ આવે પાર. અવસર. ૨૦
ચૈતન્ય પરતક્ષ આકાશ છે, વિવેક વૈરાગ્યની પાંખ;
ચકલ કહે ચૈતન્યમાં સમે, અનુભવ કરીલે તું આંખ. અવસર. ૨૧

## કુંડળિયા.

સમાગમ કુછ કીયા નહિ, ફીરા દીન અરૂ રાત;
એસે હરામખોરકું, મારો જુતીયા સાત;
મારો જુતીયા સાત, અવસર અમુલ્ય ગુમાયા;
સુપનમેં પાયા ધન, જાગેસેં કોડી નહી પાયા;
કહેત ચકલરામ, દેહ બીચ છે આદંમ;
સચ્ચા ગુરૂ જો મિલે, પામે સમાગંમ. ૧
સચ્ચા હીરા સંગમેં, કાયકું જાન્યા દુર;
ગુરૂ ઝવેરી જો મિલે, પરખાવે તે નુર;
પરખાવે તે નુર, ઉરમાં હનહદ જાગે;
હીરા મિલે હાટ, વાટમાં કાયકુ ભાગે;
કહેત ચકલરામ, હો જા ગુરૂકા બચ્ચા;
ધરે હરીસેં ધ્યાન, સો નર સદાહી સચ્ચા. ૨

## દોહરો.

વૈરાગ્ય ઝીંડે ચઢતાં, જ્ઞાનની જડે પોળ;

કહે ચકલ અનુભવ કરી, કરી લે ઝાકમઝોળ. ૯

## કુંડળીયા.

ઘર વચમાં ગામ છે, ગામ ઘરમાં નાંહી;
દેખો શુદ્ધ વિચાર કે, ગામ ઘરમાં નાંહી;
ગામ ઘરમાં નાંહી, સહી વડે દસ્કત ભાસે;
હરી વસે છે એમ, કરો સબ્દને ખુલાસે;
કહેત ચકલરામ, પાંચ કોસથી પર;
દેહનાં તત્વ વિચારતાં, સાચું જડશે ઘર. ૧
સચ્ચા સાક્ષી જ્ઞાન હે, સમજ દેખ મન ઉર;
ઝઘડા મીટાવે જક્તકા, દરશાવે હરી નુર;
દરશાવે હરી નુર, તુંપદ જાવે તેરા;
દેહ ભાડાકા ઘર, કહે નર મેરા મેરા;
કહેત ચકલરામ, ગુરૂ બીન રહ્યા નર કચ્ચા;
સમજ દેખ વિજ્ઞાન, તત્વ પાંચ સદાઈ સચ્ચા. ૨
અજીરણ અમૃત થાય નહી, છેડ માયા વિકાર;
જ્ઞાન સ્વરૂપ વિચારતાં, જગત દિસે ગુલજાર;
જગત દિસે ગુલજાર, વૈરાટરૂપ માળી જાણો;
કાર્ય કારણ એક, ઘટમટ ભેદ ન માનો;
કહેત ચકલરામ, ભાણવડે બને છે કીરણ;
જ્ઞાન અમૃત જો પીએ, ન થાય અજીરણ. ૩
પુરણ રૂપ પરમાત્મા, ઘટ મઠમાં એક તાર;
હસ્તી ભાતી પ્રીએ રૂપે, તત્વ દીસે નીરધાર;
તત્વ દીસે નીરધાર, પાર કોઈ પાવે પક્કા;
ધર્યો જગતમાં દેહ, સમજ બીન ખાયા ધક્કા;
કહેત ચકલરામ, છોડ દેહે અભિમાન મન કરણ;
જ્ઞાન દ્રષ્ટીસેં જુવે, કોણ તત્વકે પુરણ. ૪
જળની લેહેર જળમાં વસે, જળમાં કરે નિવાસ;
જળ રૂપમાં ભેદ નહી, ચકલ વસે ચોપાસ;
ચકલ વસે ચોપાસ, જ્ઞાનકા હનવે દેખ્યા;
દેહ બન્યા અનકોસ, પ્રાણકા મન કોસ પેખ્યા;
આપ્રાણ બિચમે એક, માયારૂપે વસે છે હરણી;
દેહનો છોડ અધ્યાસ, દેખ દેહ બની છે જળની. ૫

## દોહરો.

બોમાં સુખ બીના સુખ નહી, જો કોઈ જાણેખોજ;
કેહેના સુણુનાં જો કહું, મન વાણીકા સોજ. ૧
બોમાં સુખમાં હું રહુ, આઠ પહોર ગુલતાન;
કબહુ વરતી નવ ડગે, લગી રહે એકમાન. ૨

## સવૈયો.

રામને નામમાં ચીત્ત ધરે કોઈ, ઊતરે સાગર સંસાર સોઈ;
ઊઠત બેઠત ચાલત રામહી, રામ રણકાર અંતર જોઈ;
અંતરજામી વસે આદ્યને અંતમાં, જ્ઞાન સ્વરૂપ જુવે જન કોઈ;
ચકલરામહી રામ સબે વસે, શબ્દકા કારણ ચીત્તધન હોઈ. ૧

## કુંડળિયા.

રામરૂપ આપે થયો, પામ્યો જ્ઞાન વિજ્ઞાન;
વ્યસની વ્યસનને વશ થયો, ઊલ્લુ ન જાણે ભાન;
ઊલ્લુ ન જાણે ભાન, બાણ અંતરમાં વાગે;
સબ્દની વાગે સાંગ, હું કાયર જબ ભાગે;
કહેત ચકલરામ, સંત સુરાકાહે કામ;
સ્થાવર જંગમ જગતમાં જ્યાં દેખો ત્યાં રામ. ૧
મીઠાં કેરી પુતળી, સિંધુ સોધવા જાય;
જળરૂપ પોતે થઇ, તત્વમાં તત્વ સમાય;
તત્વમાં તત્વ સમાય, હુનવે દેખ તું પક્કા;
ખોટા જક્ત વેહેવાર, કાયકું ખાતા ધક્કા;
કહેત ચકલરામ, ઠામ ઠામ હરી મેં દીઠા;
પાણીકા બન્યા સબ ખેલ, જળકા બન્યાહે મીઠા. ૨
કચ્ચમ કેરે દેશમાં, કીસબણે માંડયાં હાટ;
તેલ જલાયો આપકો, જુવે પુરૂષની વાટ;
જુવે પુરૂષની વાટ, રેહેનભર વેસ્યા રોઈ;
એ હીજડે કે દેશ, મેરી તો ઈજજત ખોઈ;
કહેત ચકલરામ, ધરસો વસેહે ટચ્ચમ;
ચલી જા રાંડ કમજાત, ગામમાં વસેહે કચ્ચમ. ૩
ગુરૂકો તો ગમ નહી, પથ્થર દીયા બતાઈ;
શીષ બુદ્ધી હીણ સેવીયા, પાર ન પામ્યો જાઈ;

પાર ન પામ્યો જાઈ, ચેતન થઇ જડને જાચે;
આચારી છે અંધ, વિષયરૂપ લીલા વાંચે;
કહેત ચકલરામ, સીદ મિથ્યામાં ઝુરૂ;
અવસર અમૂલ્ય જાય, કર બ્રહ્મવેત્તા ગુરૂ. ૪

## સવૈયો.

જો જ્ઞાન તત્વનું જે નર પામત, તો ફીર જનમ મરણુ મીટ જાઈ;
જો પાન અમૃતનું કરે જે જન, તો ફીર પ્રાણીકી પ્યાસ સમાઈ;
જ્ઞાનનો ભાણું જો ઊદે થયો દેહ, તો દેહ અભિમાનની થાય સફાઈ;
ચકલ અચળ રહત સદા એક, આવત જાવત છાયા છે ભાઈ. ૧

## સઇદીનનાં ઝુલણાનો રાગ.

જગતમાં ભટક કર, અટક રહ્યા, સીર ઝાલકે કાળ પટકતા હે;
મન મગરૂબીકું છોડ પ્યારે, ધરમકે કામ અટકતા હે;
દયા જેસે કુચ્છ દાન નહી, દેખ જ્ઞાનમાં ફળ લટકતા હે;
ચકલ કહે તુમ દેખ પ્યારે, ભેદ વાદીયું સબ ભટકતે હે. ૧
જીવતા નહી મરતા નહી, દેહ ભુતકા પંચ ખુલ જાતા હે;
જેસે ઘટમે ભેદ અનેક રહે, મટીમેં ભેદ નહી ભુલાવતા હે;
મેરા માન કર દુખ અનેક હોવે, માયા મોહનિકે બિચ ઝુલતા હે;
તેરા મન માને શો કર પ્યારે, ચકલ નહિ ચૈતન્ય ભુલાવતા હે. ૨
દેખ બેદ કહાં કતેબ કહાં, જીવ નહિ મન શિવ માનનેકા;
પુરાન કહાં પંડિત કહાં, જગતકી ભ્રમણાં ગાવણેકા;
ગુણુ તિનકા સાક્ષી દેખ પ્યારે, જ્ઞાનિજન તો દેખ કે ધાવનેકા;
દેખ દેહ મનુષ્યમાં તું ચેત પ્યારે, ચકલરામ તો સત્ય બતાવનેકા. ૩
ફીર પશુ પક્ષીમાં જાય પ્યારે, દેખ સમજ જ્ઞાન નહિ આવનેકા;
ટાઢ વેઠે તડકા વેઠે, પિઠપરતો બોજ લધાવનેકા;
તે સમે તો દુખ અનંત રહે, મુંડી ઝાલકે કાળ ટંગાવનેકા;
સમરણ કરનાં હોયસો કર પ્યારે, ચકલરામ તો સત્ય સમજાવનેકા. ૪
કો સાકાર કહે, નિરાકાર કહે, ગો લોક તે અક્ષર માનનેકા;
પરોક્ષકી વાત કહે સબી, અનુભવ વિના નહી જાનનેકા;
સતરૂપ તત્વ પ્રતક્ષ દીસે, બેદ પુરાણુ તું જે સતાવનેકા;
તેરે દેખનાં હોયસો દેખ પ્યારે, ચકલરામતો સત્ય બતાવનેકા. ૫
જગત કહાં જુગદીશ કહાં, અનુભ વીના સબ માનનેકા;
વિધિ નિષેધ સમજ્યા વિના, અધ્યાસમે અબ આરોપણેકા;

તત્વમસી વાચક દેખ પ્યારે, દેખ બેદમાં ભેદ મટાવનેકા;
તેરે દેખનાં હોયસો દેખ પ્યારે, ચકલરામ તો સત્ય બતાવનેકા. ૬

## રાગ—પરજ.

બોલો શ્રી રઘુવીરરે, દુનિયામાં ડુંડી ફરે કાળની;
રાંક રૈયતને રાજીયારે, દૈત્ય દાનવ ને દેવ;
અવતારી આખર નવ રહ્યા, એવું કાળનું મહા જોરરે. દુનિયામાં. ૧
મચ્છ કચ્છ નૃસિંહ વરાહ નવ રહ્યારે, રામ કૃષ્ણ ફરસુરામરે;
રોમસ સરીખા વહી ગયા, પ્રલેરૂપ થઈ જાયરે. દુનિયામાં. ૨
મહારથીને સારથી નવ રહ્યારે, રાવણ જરાસંધ રાયરે;
નામ તેની નાશ તો સદાય છે, ઊગે તેટલું વઢાયરે. દુનિયામાં. ૩
કરણ સરિખા કુટઈ ગયારે, માણુસ કોણ તું માત્રરે;
માનધાતા પૃથ્વીને વર્યા, નજર તે નવ દેખાયરે. દુનિયામાં. ૪
ભીમ અર્જુન સહદેવ ગયારે, સતી કેરા પાંચ બાળરે;
માટીમાં માટી મળી ગઈ, નદી સિંધુ જઈ સમાયરે. દુનિયામાં. ૫
હાવું સમજીને સૌ માનવીરે, કરો સતસંગ સારરે;
જ્ઞાન વિચારશો જો આપણું, કાળ કેરા થશો કાળરે. દુનિયામાં. ૬
નજરે દીઠું તેવું મેં કહ્યુંરે, નથી મારી મેંતા ગપ્પરે;
જોતાં જોતાંમાં સૌ જાય છે, સમજી થાઓ સુખી વીરરે. દુનિયામાં. ૭
ચકલ કહે હુંતો નહીં મરૂંરે, તત્વપાંચ માહારૂં રૂપરે;
સાકારથીરે નિરાકારમાં, બિંદુ જળરૂપ થઇશરે. દુનિયામાં. ૮

## રાગ—પરજ.

જગતની જાળતો જુઠી બની, તેમાં ભુલ્યો જીવ આપરે;
છાયા દેખી સ્વાન ભસીયું; સિંહ પડયો કુપ માંહરે.
હુંપણું છોડી દે પ્રાણીયા. ટેક.
તેમ અજ્ઞાનથી તું ભમેરે, મારૂં મારૂં કરી આપરે;
તારૂં તો તલભારે નહીં, માની લીધો તે અધ્યાસરે. હુંપણું. ૧
કદળીનો સ્થંભ સરસ દીસેરે, સાર નથી તેમાં કાંઇરે;
ફોલી તપાસો તેજને, તેવો જગતનો વેહેવારરે. હુંપણું. ૨
કાયા વાડી તેવી જાણુજોરે, જાણે સીમડાનું ફુલરે;
વણુસતાં વાર લાગશે નહીં, જેવું ઝાકળનું નીરરે. હુંપણું. ૩
હાવું સમજીને કર પ્રાણીયારે, ગુરૂ પહોંચાડે પારરે;
ગુરૂ ગોવીંદ એ એક છે, તેમાં સંદેહ નહીં લગારરે. હુંપણું. ૪

ગુરૂ સાકાર રૂપછેરે, ગોવિંદ નિરાકારરે;
પણ કાર્યે કારણ એક છે. સોનું કુંડળ સ્વરૂપરે. હું પણું. ૫
ચકલ કહે સૌ જાણજોરે, જગત નહી જુગદીસરે;
વિશ્વરૂપે વિષ્ણુ તે ખરા, સુરતી કેરૂ છે પ્રમાણરે. હું પણું. ૬

## રાગ—પરજ.

ચકલ દેખે સત્ય ધામને, ચેતો સૌ સંસારરે;
મુળ વસ્તુ નજરે પડે, તેમાં પામ્યો હું ઊલાસરે.
ચકલ દેખે સત્ય ધામને. ટેક.
સત્ય વસ્તુ નજરે પડેરે, જે જુવે તેની પાસ છેરે;
આડું અવળું ઊચું તપાસતારે, નજરે આવે તેનું તેરે. ચકલ. ૧
જ્ઞાન દિપક ઘટમાં કરોરે, વસ્તુ મળે પોતા પાસરે;
આજ આનંદ માહારા અંગમાં, બ્રહ્મ જોયા ભરપુરરે. ચકલ. ૨
સ્વપ્ન તુલ્ય સંસાર છેરે, ખરા દેખો તત્વ પાંચરે;
તે ઊપર દેખાતું નથી, હોય તો નજરે પડે આપરે. ચકલ. ૩
નામ રૂપ માયા તણુરે, અસ્તી ભાતી પ્રીયરૂપરે;
પાંચ અંસ સર્વમાં વસે, તેમાં સાચા દીસે ત્રણરે. ચકલ. ૪
પાંચ તત્વનું પાંજરૂરે, ચૈતન્ય પોપટ છે માંહરે;
તે પોપટ નજરે પડયો, ધાતા ધ્યાન તે સ્વરૂપરે. ચકલ. ૫
એકવીસ હજાર છસેં ફરેરે, પ્રાણ અપાન તે કામરે;
પ્રકૃતિરૂપ તે થઈ, તેણે કર્યા ગુણ ત્રણરે. ચકલ. ૬
સતોગુણના દેવછેરે, રજોગુણ ઇંદ્રી દશરે;
તમોગુણના વીસે પાંચ છે, અંતઃકરણ રહ્યા ચારરે. ચકલ. ૭
પૃથ્વી જળ અગન પવનરે, બાંધ્યું કળેવર આપરે;
શબ્દ સપ્રસ તેમાં રહીરે, રૂપ રસ મળી ગંધરે. ચકલ. ૮
મન બુદ્ધી ચિત્ત અહંકાર છેરે, ચોવીસ પ્રકૃતિની પાસરે;
પચીશમું જીવ તત્વ રહે, બ્રહ્મ કેરૂં પ્રતિ બિંબરે. ચકલ. ૯
વ્યાપક અખંડ અરૂપ છેરે, અવિનાશી અજ રૂપરે;
ઘટ ફુટે સાંધો મટે, આકાશ સળંગ સ્વરૂપરે. ચકલ. ૧૦
તાણો વાણો મળી પટછેરે, તેવો દેહ કરો ઠાઠરે;
તંતુ વિચારતા તેહનાં, વસ્ત્ર નામ તે અસારરે. ચકલ. ૧૧
તે આ દેહમાં તું નથીરે, કરે તત્વ સર્વ કામરે;
હુંપણું માન્યું તેં માનવી, તેમાં પામે દુઃખ અપારરે; ચકલ. ૧૨

તુંમ તત્વ એસી મળીરે, જીવ બ્રહ્મ પડયું નામરે;
અધ્યારોપમાં કેહેવું પડે, અપવાદમાં અસારરે. ચકલ. ૧૩
જ્ઞાન અજ્ઞાન મિથ્યા કર્યુંરે, લક્ષણાવડે જુઓ આપરે;
ગુરૂની સાન સમજી શકે, પાકો કહીએ તેને શીશરે. ચકલ. ૧૪

નાગર નટરે, મીલજાવો મન મોહન પ્યારે–એ રાગ.

હરીહર જપ્યરે; હરીહર જપ્યરે, કાંઈ તત્વ સ્વરૂપ જો તારૂં. (૨) ટેક.
દેહ ધરીને જન્મ સુધાર્યો, અભિમાન અંતરનો માર્યો;
ધર્મ રાયનો લેખ ભુલાયો, જીવણ મુક્તરે. કાંઈ તત્વ. ૧
ચોરાસીનો ફીરો ટળીયો, તુંમ તત્વ અસીમાં ભળીયો;
ધન આતમ ખજાનો જડીયો, કરતા વિવેકરે. કાંઈ તત્વ. ૨
પુરણ બ્રહ્મ એક છે સાચો, ગુરૂ નહી કર્યાં તે જન કાચો;
છ શાસ્ત્રમાં બહુ છે ખાંચો, તાણા તાણરે. કાંઈ તત્વ. ૩
પ્રકૃતિ પુરૂષની પાસે, તેના ગુણ ત્રણતો ભાસે;
જ્યાંથી થયું ત્યાંતો સમાસે, આ દેહનો ઠાઠરે. કાંઈ તત્વ. ૪
સ્થુળ દેહતો પૃથ્વીરૂપ થાશે, પ્રાણમહા પવનમાં સમાશે;
કારણમાં કાર્ય ભાસે, સળંગ આકાશરે. કાંઈ તત્વ. ૫
સૌમાં વ્યાપક સૌથી ન્યારો, ચૈતન્ય પુરણ તે ભાળો;
કાંઈ નથી નથી તે પદ ધારો, ગુરૂની સાનરે. કાંઈ તત્વ. ૬
અસ્તી ભાતીને પ્રીયરૂપા, સોવરણ ભુષણ અનુપા;
સૂર્યમાં રહી છે કીરણા, તેવું આ જક્તરે. કાંઈ તત્વ. ૭
ત્રણ દેહનો દૃષ્ટા ભાળો, સુષુપ્તીનો આણંદ સમાવો;
ચકલ ચૈતન્યરૂપ ધારો, તુર્યા તિતરે. કાંઈ તત્વ. ૮

સાખી.

જાણના મ્હો આગળ અજાણ થઇએ, તત્વ લેઇએ તાણી;
તે થાય અગ્નિ તો, આપણે થઇએ પાણી. ૧

કુંડળીયો.

તેરે મન કુંચ ઓર હે, કરતા કે મન ઓર;
ગુરૂ કેહે છે શીષ્યને, જુઠી મનકી દોડ;
જુઠી મનકી દોડ, લોભ મનકા જાય છુટી;
પામે તત્વકો જ્ઞાન, તૃષ્ણા જાએ તુટી;
કહેત ચકલરામ, સબદ હે સચ્ચા ધન;

સત વસ્તુ તુંજને મળે, ડોલતું રાખે મન. ૧
પર ઘેર જઇને આપણી, વાત ન કરીએ કાંઈ;
દુઃખ ન ભાગે આપણું, ભ્રમ ગમાવીએ સોઈ;
ભ્રમ ગમાવીએ સોઈ, દુરીજન લેછે પરખી;
સારી ખોટી વાત, મનમાં લેછે નરખી;
કહેત ચકલરામ, સમજણ છે મોટું ઘર;
સમજવિના સુખ નહી, ઘર રહો પરઘર. ૨
અંધા લોકકે ગામમાં, કાણા કરે સબ કાજ;
ઊજડ વનકે બીચમેં, એરંડાકા રાજ;
એરંડાકા રાજ, શેઠ રૈયત હે એસા;
જેસી મળતી પક્ષ, ઇનસાફ કરતા તેસા;
કહેત ચકલરામ, ભાર ધરતા હે કંધા;
કાણા કરતા રાજ, ગામમાં બસતા અંધા. ૩
નભ પૃથ્વી કે પડમાં, લોટ થાય સંસાર;
જ્ઞાની ખીલડા બચત હે, સમજો રૂપ નીરધાર;
સમજો રૂપ નીરધાર, સાર સોહંગ કુચીના;
તુંમ તત્વકો છોડ, ચૈતનમાં હો ગયા લીના;
કહેત ચકલરામ, જ્ઞાની સમજે ઢભ;
દેખના હોય તો દેખ લે, સચ્ચા વ્યાપક નભ. ૪
કકા કુચ નહીં કરના, સબ હે માથા કુટ;
જોગી જંગમ શેવડા, સબ માયા કે લુટ;
સબ માયાકે લુટ, સમજ વીના હો ગયા બાવા;
કુટુંબ દીયા છોડ, ટોલેમાં વધ્યા એક પાવા;
કહેત ચકલરામ, હરામકા ખાતા ટકા;
જ્ઞાની દેખ કે નવ ડરે, સબ સેં રેહેતા પક્કા. ૫

### અખાના રાગનો છપો.

મહાનતપણામાં મોટું થયું, સમજ વિનાનું સઘળું ગયું;
કોઈ અનુભવી નજરે પડે, મહાનતપણામાં તે નર મરે;
ચકલ કહે રાજા છે કેદ, રૈયત દેખી પામે ખેદ. ૧

### કુંડળિયો.

ફુટી આંખ વિવેકકી, સુજે નહી કોઈ સંત;
ઘોડે બેલ ચઢે ફીરે, તાકું કહે મહનંત;

તાકું કહે મહુનંત, અલંકાર જોઇને રીઝે;
ભીતર દેખો ભેદ, દાન વીવેકથી દીઝે;
કહેત ચકલરામ, ધન હોમક લે લૂટી;
કર તત્વવેતાકો સંગ; મનુષ્ય દેહ જાએ છુટી. ૧

## સબ્દ.

રામ જબ્બ કોપે તબ, રાવનકો સીસ છેદ્યો હે;
હનુમાન જબ કોપે જબ, લંકાકો જલાયો હે;
દુર્યોધન કોપે જબ, દ્રુપદીકો ચીર લીનો;
પાંડવ જબ કોપે તબ, કુટુંબ નાશ કીનો હે;
કહેત ચકલરામ, દેવનકો કોપ એંસો;
જ્ઞાનીજન કોપે જબ, અજ્ઞાનકો મુળ કાઢયો હે. ૧

## છપો.

ધનવાળાને દાન, તે પણ અવરથા જાણો;
ભોજન જમેલો અન્ન, તેને અહાર મિથ્યા માનો;
વરસે સમુદ્ર માંહ, મેઘ પણ તે નહીં સારો;
ભાણું ઊદે થાય, દીવેલ હજાર મણ બાળો;
ઊકરડે સાંઢ મુતરે, તે કસા લેખામાં નહી;
ચકલ કહે તે માનજો, વિવેકવિના ભક્તિ સહી. ૧

## સબ્દ.

રામહુ ન જાણ્યો, ન જાણ્યો રાવણ સીતાપે;
નંદહુ જાણ્યો, નિધિ દધી બીચ ખોયો હે;
ઈંદ્રહુ ન જાણ્યો, તે ગૌતમકે ઘેર ગયો;
ગૌતમે ન જાણ્યો, તે કુકડામાં કુડ હે;
ગંધારીએ ન જાણ્યો, અંધારેમાં આંખ કેસો;
પાંડવે ન જાણ્યો, કે જુગટામાં જુઠ હે;
દેવતાકુ ન પાઈ ગત, માનવીકી ખોટી મત;
હોતનકી વાત એ તો, હોતન તે હોત હે. ૧

## રાગ—હોળી. ૧.

બ્રહ્મ સંગ માયા ખેલે છે હોળી;
હોળીરે, બ્રહ્મસંગ માયા ખેલે છે હોળી. ટેક.

બ્રહ્મથી પુરૂષ થઇને, પ્રકૃતિ રૂપજ ધારી;
મહા તત્વરૂપ આપે બની છે, ત્રણ ગુણને ધારી;
પછી મનને કર્યું વિચારી. બ્રહ્મ સંગ. ૧
પચ્ચીસ પ્રકૃતિરૂપ બનીને, ચૌદ ઈંદ્રી તન ધારી;
અંતઃકરણ ચાર આપે બનાવ્યાં, ખેલ રચ્યો છે ભારી;
સોહં શબ્દ આપે પોકારી. બ્રહ્મ સંગ. ૨
સતયુગમાં તું સત્યરૂપ વરતી, મહા પુરૂષનીજ નારી;
ત્રેતાયુગમાં સીતા બનીને, રાવણ નાખ્યો છે રોળી;
દશ શીષ નાખ્યા રગદોળી. બ્રહ્મ સંગ. ૩
દ્વાપરયુગમાં દ્રુપદી બનીને, પાંડવની તું નારી;
કુરૂક્ષેત્રમાં યુદ્ધ મંડાવી, કૌરવ નાંખ્યા છે મારી;
ખપ્પરમાં લીધા તેં ધારી. બ્રહ્મ સંગ. ૪
અધ્યારોપમાં આપ ખડી હે, અપવાદમાં જાય છે હારી;
હનીલવચની રૂપ છે તારૂં, હેવી ગતી તારી ન્યારી;
જગત તહારાથી રહ્યું હારી. બ્રહ્મ સંગ. ૫
સત્ય કહું તો અસત્ય દીસે, ને સૌને લાગે તું પ્યારી;
નહીં પરણીને નહીં કુંવારી, સૃષ્ટી કર્તા નવ હારી;
ચકલ કહે છે જોર તુંજ ભારી. બ્રહ્મ સંગ, ૬

## રાગ—હોળી. ૨.

કાયા બીચ ખેલ ખેલે ખેલાડી;
ખેલાડીરે, કાયા બીચ ખેલ ખેલે ખેલાડી. ટેક.
ખેલ હે ખોટા ખેલાડી હે સચ્ચા, સમજીલે મન અનાડી;
પ્રત્યક્ષરૂપ તારી પાસે રહે છે, લણ દેહથી તું જોને અગાડી;
તુર્યાતિત જો તું વળગાડી. કાયાબીચ. ૧
નેત્રમાં રહી જાગ્રત ખેલે, સ્વપ્નમાં કંઠે વળગાડી;
સુષુપ્તીમાં સબ ખેલ છોડી, વૃત્તિ આનંદને બઝાડી;
પાંચ તત્વની છે વાડી. કાયાબીચ. ૨
આકાશ શબ્દ સ્વરૂપ સંગ ખેલે, પવન પરસનેજ માંડી;
અગ્નિ પ્રકાશરૂપ સંગ ખેલે, પૃથ્વી તત્વે ગંધ કહાડી;
જળ તત્વ શીતળતા માંડી. કાયાબીચ. ૩
પ્રકૃતિને પુરૂષ ખેલે, વૃત્તિયો નાચે અગાડી;
ઇંદ્રીયો દશ વિષય સંગ ખેલે, અંતઃકરણને મોહ પમાડી;

અહુંકારને ત્યાં નાખ્યો ખાંડી. કાયાબીચ. ૪
ધ્યાતા ધ્યાનની સાથેજ ખેલે, ધ્યેરૂપ બ્રહ્મ ખેલાડી;
પરાપસંતિ મુખ સંગ ખેલે, મધ્ય માએ વૈખરી કાડી;
અનુભવી આંખ ઊઘાડી. કાયાબીચ. ૫
વેદાંત શાસ્ત્રમાં જુઓ તપાસી, ચોરાશીનો કાગળ ફાડી;
તત્વદર્શિ રૂપ વૈદ્ય બનીને, જ્ઞાનની ઝાલ તું નાડી;
ચકલ માયા નાંખી મેં છાંડી. કાયાબીચ. ૬

## કુંડળીયા.

સજ્જન હે સંસારમેં, ભાત ભાતકો ભોગ;
સબ માયાકો જાન કર, નદી નાવકો જોગ;
નદી નાવકો જોગ, વહાણ જો પારજ જાવે;
સબ ચલ જાવે ઘર, માયા તું તેસી ધાવે;
કહેત ચકલરામ, હરીકા કરલે ભજજન;
સ્વપનકા સબ ખેલ, સમજી લેના તુંમ સજ્જન. ૧
ચકલ કહે સંસારમાં, સબ માયાકે કુટ;
ચેતના હોય તો ચેત લે, પ્રાણ જાયગા છુટ;
પ્રાણ જાયગા છુટ, ગાફલ મત રેહેના બંદા;
દેહકી મમતા છોડ, હાડકા પીંજર ગંદા;
ગંગાકા ચલતા નીર, દુનિયા સબ જાય સકલ;
તત્વ સ્વરૂપ એક બ્રહ્મ, સમજ કર કહેતે ચકલ. ૨

## ઝુલણા છંદ.

ચેત બે ચેત, તું ચીતમાં ચેત તું, આપકા રૂપ તું આપ ભુલ્યા;
વિચાર વૈરાગ્ય, વિવેક વિચાર દેખ, સંસારકી માયામાં કયું ઝુલ્યા.
સમજીલે સાનમાં, સદ્‌ગુરૂકી વાનમાં, વેદ પુરાણ બીચ ભેદ પાયા;
દેખ દરપણ બીચ, રૂપ તું આપણા, જગતકી જાળ બીચ કયું ધાયા.
જીવમાં બ્રહ્મ હે, બ્રહ્મમાં જીવ હે, જ્ઞાન આકાશ સબમેં સમાયા;
કહુત ચકલ ચૈતન્ય તું આપ હે, ગુરૂ વિના અમુલ્ય દેહ ગમાયા. ૧

## સબદ.

સુર નરકી પાસ, મારથી તો મળે નહી;
કાયર નરકી પાસ, સામે હથિયાર બાંધકે ખડે હે;
દાતારકી પાસ, કોઈ જાચક તો જાત નહી;

સોમ નરકી પાસ, સામે જાચક જાકે અરૂ હે;
કહેતે ચકલરામ, પુરૂષકું પાઘ નહી;
માયાકે ભડવે સબ, પાઘડીયાં બાંધ બાંધકે ફરે હે. ૧

અખાના રાગના છપા.

અધ્યારોપમાં કુટાયો જઈ, અપવાદ સમજાયો નહીં;
શબ્દ જાળે ગુંથાઈ ગયા, પંડીત પુરા કદી ન થયા;
ચકલ કહે ઊલટો છે ખેલ, જીવણમુકતીની જુદી લેહેર;
આ જગતની ઊંધી રીત, જુઠા સાથે રાખે પ્રીત;
પરપંચીની પાસે જાય, ગાંઠનું ગોપીચંદન થાય;
ચકલ કહે જુઓ આ ખેલ, મંદીરમાં સબ જાય છે બેલ. ૧

કુંડળીયો.

પાંચ તત્વનું પાંજરૂ, સોહં પોપટ માંહી;
પામર પ્રાણી નવ સમજે, વિષયમાં લપટયા જઈ;
વિષયમાં લપટયા જઈ, વિવેક બીન સબ જગ અંધા;
સત સબ્દકુ ઝાલ, સાર શબ્દમાં બંદા;
કહેત ચકલરામ, વેદકા સબ હે સત્વ;
પરઘટ દરશા રૂપ, જ્ઞાન સચા હે તત્વ. ૧

પદ.

( કરીએ શ્રી કૃષ્ન ઊપાસના. ) એ રાગ.

સમજણ સાધન સર્વનું, અનુભ આવ્યો અવતાર;
ખોયો મણી હાથે ચઢયો, માટે કરી લ્યો સંભાળ;
જોને વિચારી વીરલા, કોને રચ્યું બ્રહ્માંડ. સમજણ ટેક.
કયાંથી આવ્યા ને કયાં જસો, તેનો કરી લ્યો તપાસ;
ભુંડા ભમો છો ભવમાં, તેમાં નથી કાંઈ સાર. સમજણ ૧
તુમ તત્વ અસી મળી, માહા વાયકનો ઉચ્ચાર;
લક્ષણા તપાસો તેહની, જીવ સીવ નામ અસાર. સમજણ. ૨
તાણે વાણે વસ્તર બન્યું, નામરૂપ તે જાણ;
સુતર તપાસો તેહમાં, વસ્તર નામ અસાર. સમજણ. ૩
તેમ દેહમાં તપાસતાં, કારણ કાર્ય સ્વરૂપ;
અરૂપ સ્વરૂપમાં એક છે, સોનું નામ છે અનુપ. સમજણ. ૪
મન દાટયું છે ઘર વિષે, અથડાય છે પરદેશ;

ગુરૂ ખેવટિયા જો મળે, ધન કહાડે તે લેશ. સમજણ. ૫
જગત નહી જાુગદીશ છે, નામ રૂપ અધ્યાસ;
અસ્તી ભાતી પ્રીય થકી, જ્ઞાન તત્વ સંભાસ. શમજણ. ૬
સ્થુળ સુક્ષમ કારણ થકી, પાંચ કોસની પાળ;
તુર્યાતિત તે જાણજો, આનંદરૂપ અપાર. સમજણ. ૭
બ્રહ્મ અખંડ અરૂપ છે, વ્યાપીક રહ્યો ભરપૂર;
જયાં જેવી ઊપાધી મળી, તેવું થયું છે સ્વરૂપ. સમજણ. ૮
નટડી નૃત્ય કરે ઘણું, સભા રીઝાવા કાજ;
પણ સૂરતા લાગી છે દોરમાં, જગતનો કર તું બાજ સમજણ. ૯
ભેદ સમજ્યો તે ભવ તર્યો, માયા મોટો છે કુપ;
ચકલ ચૈતન્ય રૂપ છે, આકાશ જ્ઞાન સ્વરૂપ. સમજણ. ૧૦

## રેખતો.

સમરલે સમરલે સમરલે બંદે તું, હોય અલેકકી મેહેરબાની;
હાડ માંસકા પિંજર દેહ રચ્યાં, છોડ દે બંદા અભિમાની;
જીવન મુક્તિ સુખ લે તું જગતમાં, ગુરૂ મીલે કોઈ વિજ્ઞાની;
કહે ચકલ ગુરૂ પરતાપસેં, કાયા કોટ હે ધૂળધાણી. ૧
દેખ તું દેખ તુ દેખ તું રૂપને, પાંચ તત્વ પરત્યક્ષ દીસે;
સ્થુળ સુક્ષમ કારણ વિચારઆપનાં, કર ચિદાઆકાશમાં ચિત્ત જાસે;
દેખ વિચાર કર અનુભવ આપકા, માયા જગતકુ રોજ પીસે;
કહુત ચકલ ગુરૂ પરતાપસેં, કાયા કોટ માટી દીસે. ૨

## કવિત.

આણંદ સ્વરૂપ બ્રહ્મ, વ્યાપિક અખંડ એક;
જ્ઞાન દૃષ્ટિ દેખે તો તો, પ્રત્યક્ષ પ્રમાણ હે;
તુમ તત્વ ભેદ હણી, એસીપદ નિશ્ચે ધરી;
લક્ષણા તપાસીએ તો, નિશ્ચે નિરધાર હે;
બંધ મોક્ષ છુટે ભાઈ, જ્ઞાનમેં તપાસો જઈ;
લક્ષારથ સમજ્યા વિના, કુટાઈ મરત હે;
કહેત ચકલરામ, સચ્ચા અનુભવ ધામ;
ભુજંગકો જ્ઞાન છુટી, રજજુ જ્ઞાન પાયો હે;

## બેત.

બે વેદ સરૂપમે હોય સ્થીતિ, બ્રહ્મરૂપકાં જ્ઞાન પાવનેકા;

એક વેદપુરાણમે ભેદદારા, અધ્યારોપમે સબ બતાવનેકા;
બે આપણાં આપણું જાણ પ્યારે, નહીરસ આવે પુરાણ પોથીચુંકા;
ઉલ્લુ સુરજ જાણે ના ચકલદાસ, દેખ વેદ વીના સબ બુટીચુંકા;

## અખાના રાગનો છપો.

રંગ એકને રૂપ અનેક, તે મધ ચૈઈતન સાચુ એક;
દેશકાળમાં છે અવછેક, અગજ્ઞાની ન જાણે નેક.
ચકલ ચોપાસ જોયું ફરી, જ્ઞાનતત્વ નીશ્ચે કરી.

## બેત.

બેદ બોધ સરૂપને જાણ સચ્ચા, દેખ કોણસી વાત માનતાહે;
જીવ ઠેઠકા રૂપ તો ભુલ ગયાં, માયા મોહનીમાં તુજ ફરતાહે;
મન નીશ્ચે કર તું આપ તેરા, સબદ જાળમાં ચીત લોભાવતાહે;
એક અનેક ચકલદાસા, કારણ કાર્યમાં ભેદ સમાવતાહે;

## કુંડળીયા.

ડાહ્યા ડહાપણ છોડકે, કર જ્ઞાનિકો સંગ;
દેહ તત્વ વિચારતાં, ચડશે સાચો રંગ;
ચડશે સાચો રંગ, અવિદ્યા જાએ છુટી;
ચેતના હોય તો ચેત, નહી જીવ્યાકી બુટી;
કહેત ચકલરામ, કલ્પિત હે સબ માયા;
જીવનમુક્તિકા સુખ નહિ, મિલે પીછે ડાહ્યા; ૧
સોધી જુવો જ્ઞાનથી, હુંપદ માર્યો ચોર;
જનમ મરણ પુન્ય પાપ નહી, નહી કરમકો ઠોર;
નહી કરમકો ઠોર, વિવેકકર સમજો જ્ઞાના;
મહાસાગરકા પુર, રેહેનેકા ક્યાં ઠેકાના;
કહેત ચકલ ચૈતન્ય, અનુભવ કરલે બોધી;
મુદ્દા તત્વ પાય, સોધીશું જુવે શોધી. ૨
ખોળી ખોળી ખોળીયા, મુદ્દા લીયા પાય;
તત્વદર્શી પુરૂષને, હુંપદ દીયો ખપાય;
હુંપદ દીયો ખપાય, દેખની હોયગો મરનો;
ઢુંઢાકો પાયો જ્ઞાન, ચોરસે કેસો ડરનો;
કહેત ચકલ ચૈતન્ય, છુટી માયાકી હોળી;
પરગટ દર્શારૂપ, વિવેકકર દેખો ખોળી. ૩

સમજણ હિણને સાનકા, સજ્જન કરે જો સેજ;
બેહેરા લોક કે ગામમાં, શંખકું હાડકા કેહેજ;
શંખકું હાડકા કેહેજ, સાર સમજે નહી ઊંડા;
પંડિત કરે વિચાર, મુરખ સમજે ત્યાં કુડાં;
કહેત ચકલરામ, જમકા ખાયગા ધક્કા;
જ્ઞાન સ્વરૂપકું દેખ, સમજી લેતું સક્કા. ૪
શાણાજન સમજાવતાં, મુરખ ધરે નહી ધ્યાન;
પાછળથી પસ્તાયગા, જમ નહી રાખે માન;
જમ નહી રાખે માન, ભાર ધરતા તું કંધા;
સ્વપ્ન તુલ્ય સનસાર, કર હરી નામકા ધંધા;
ચકલ કહે વિચાર, ચોટ કરલે નિશાના;
રટણ ચલે ઘટ માંહ્ય, સોહંગ સ્વરૂપને જાણ્યાં. ૫

## અખાના છપાનો રાગ.

નિષ્કામથી પુરૂષાર્થ થાય, તો તો તત્વ જ્ઞાન જણાય;
કરમ ધરમના ફેરમાં પડયો, રસ્તો છાડી ઊરસ્તે ચઢયો;
ચકલ કહે જુઠો અધ્યાસ, અવિદ્યાની મોટી ફાંસ. ૧

## ઝુલણા.

તાપ કરે ભુમિ વિશે, સ્થીર રહીને ધૂણી તાપતા હે;
મુન્ય ધરે મનસેં નહિ બોલે, મોહોટપણેમાં આપ તો માહાલતા હે;
પંચાગ્નીકુ પાસ રખે, દુનિયાકું સબ દેખલાવતા હે;
જ્ઞાન હીણ તો મુક્તી નહી મળે, ચકલરામ તો સત્ય બતલાવતા હે. ૧
બોમે રહે ભગવાન મિલે, બોરંગ તો બોમે સમાતા હે;
સ્થીર રહે હરી આઈ મિલે, ઝાડ પહાડ તો સ્થિર પાતા હે;
અગ્ની તપે અવિનાશ મિલે, તો લહુવાર સોની કામ કરતા હે;
વિવેક વિના સાધન સબે, ચકલરામ કહે તે દુખ પાવતા હે. ૨
બેદકો ભેદ તો નહી પાયો, પૂરાણકો પાર નહિ આવતા હે;
શાસ્ત્રમાં સાર તો નામ તણુ, અટકળમાં સબ અથડાતા હે;
દુધમાં ઘૃત જો છુપ રહ્યા, જગત બીચ તો ચૈતન્ય ભાસતા હે. ૩
અનુવસે તત્વ દેખ પ્યારે, ચકલરામ તો સત્ય સમજાવતા હે;

## મનહર.

જાતરા તિરથ ફરી, આતમાને કષ્ટ કરી;

સમજ્યા વિના સુખ નથી, જુઠી જંજાળમાં;
દરશનમાં સુરો પુરો, જ્ઞાન હિણુ છે અધુરો;
પગે લુલો આંખે અંધો, કેમ સમજે સાનમાં;
વિવેકનો પગ ધરી, અનુભવ જોને ફરી,
દેહને કષ્ટ કરે, મુક્તી નથી તે પુરાણમાં;
કાસી જગન્નાથ ફરી, દ્વારકાંમાં ધ્યાન ધરી;
પણ તત્વ જાણ્યા વિના, નહિ મુક્તી કુરાનમાં. ૧

## કુંડળિયો.

ગાંજા પીએ ગાંડિયા, અફીણ ખાય છે ઊંટ;
ભાંગ પીએ ભંગી બને, સૌ જુવે તેની પુંઠ;
સૌ જુવે તેની પુંઠ, ગંજેરી ખુર ખુર કરતા;
ચડસ કરે ચંડાળ, ઘસી પગ તે જન મરતા;
કહેત ચકલરામ, નિશામાં નવ રહે માઝા
નિશા કરે બેભાન, ગુણહીણ પીતા ગાંજા. ૧

## દોહરો.

જો સુખ નિત્ય તું ચા'ત હે, કર સતસંગ નિરવાણ;
દુખહરણ મુક્તિકરણ, ગુરૂ મહિમા તે જાણ. ૧

## બેએત. ક.

કે કકા કારણ કોણ સચ્ચા, રામકૃષ્ણ ઈશ્વર માનનેકા,
અલ્લા ખુદા ઈશુ કહે, અંધા જયુ લાકડી ઝાલનેકા;
જુગે જુગમાં સબ મર ગએ, વાંકા પત્તા કોઈ નહી પાવનેકા,
ચકલ કહે ચૈતન્ય ગુરૂ મલે, પારસસેં લોહો હીંમ થાવનેકા. ૧

## ખ.

ખે ખખ્ખા ખેલ ખેટા દીસે, ગાંધ્રવનગર જો ભાસતા હે,
ઠુંઠેકા ચોરકો ડર પાયો, રેતનકા નીરમેં નહાવતા હે;
સુપનમેં ભોજન ખુબ પાયો, જાગી કર ફીર તું ખાવતા હે,
ચકલ અચળ તું નહિ રહ્યા, રોમસરૂપી પણ જાવતા હે. ૨

## ગ.

ગે ગઈ દેહે ફીર નહી આવનેકી, હુર દેખને યાર દેખાય દીઆ,
ચાહ્યા જાગીતી બ્રહ્મ દેહ પાવનેકી, જીવ સીવકા ભ્રમ ઉઠાય દીઆ;

અબ દેખ્યા એક અનેક તહીં, ભે જમકા સબ ચુકાય દીઆ,
ચકલ ચૈતન્ય પરતક્ષ દિસે, ચિદાઘન તો આપ જગાય દીઆ. ૩

ધ.

ધે ધાંધીવટાકુ છોડ બંદા, હળદરકા ગાંઠિયા હાથ લિયા,
બીંછુકા ઊતાર નહી જાણે, ભુજંગકા ઝેરમેં ઊતાર દીઆ;
દેહ બીચ તો રોગ અનેક ભરે, હકીમપણા તો આપ લીઆ,
ગુરૂ કચ્ચા છોડ ચકલ કહે, કયાં દુસરેકા ભ્રમ દુર નહી કીયા. ૪

ન.

ને નન્ના નેનસેં નહી ન્યારા, તત્વદર્શી આપકું દેખતા હે,
પામરકી આંખ્યાં પુર ગઈ, જ્ઞાન અંજનસે આંખ ખુલતા હે;
વિષઈ તો વહા જગ વિષે, મુમુક્ષ તો મોઝમાં માહાલતા હે,
સતચીત આણંદ ચકલદાસા, જીવણમુક્તિ મોઝકું પાવતા હે. ૫

ચ.

ચે ચચ્ચા ચિંતા છોડ બંદા, કોણ મરતા હે કોણ જીવતા હે,
માયા કે બિચમેં મોહી ગઆ, ચિત્ત જરા આરામ નહી લાવતા હે;
જલ હલ તે સુખ તો નહી દીસે, સ્થીર રહેસેં ચહેરા પાવતા હે,
વર્તિકા વિષય છુટ ગઆ, આપે આપમેં આપ સમાવતા હે. ૬

છ.

છે છછા છોગ શીર ધરે, ટેડી પાઘ તે મુખ મરોડતા હે,
શોભાકી શોભા ખુબ બની, મુંછપર તો તાર લગાવતા હે;
નહી જાણતા કાલકા હે ચારા, તેતરકું બાજ ભગાવતા હે,
ચકલ ચતુર નર ચેત ભાઈ, સુપનકા સુખ જગાવતા હે. ૭

જ.

જે જજ્જા જમકા ભય ટળે, ગુરૂ જ્ઞાનિજણ કોઈ મીલતા હે,
અહંગ મમતાકુ તું છોડ પ્યારે, સ્થુલ સુક્ષમકે કપાર લાવતા હે;
સુષુપતી અનુભવ કરે, તુર્યાકુ આપ જગાવતા હે,
ચકલ અચળતો આપ રહે, જમ શીર તો જુતીયા મારતા હે. ૮

ઝ.

ઝે ઝવેર સચ્ચા જો મિલે, નંગકી પરીક્ષા પાવતા હે,

ભાજીકી કીંમત નવ મળે, મહાનત હોઈ મનમાં માહાલતા હે;
જ્ઞાન ધ્યાનકી બાત તો નવ જાણે, અધ્યાતમકે તાપસે જલતા હે,
ચકલ ઝવેરી જો મિલે, સચા નંગ તો દેહ બીચ પાવતા હે. ૯

ટ.

ટે ટટ્ટા તુર્યા દેખ પ્યારે, ધાતા ધ્યાનસે ધેરૂપ પાવતા હે,
જ્ઞાન અજ્ઞાનકું છોડ દિયા, વિજ્ઞાન સ્વરૂપ ચીત લાવતા હે;
દેશ કાલકે બિચ વસે અવશેક, ચિદા આકાશમેં નિશ્ચે ધારતા હે,
ચકલને મુદ્દા દેખ લિયા, ભુજંગ જુઠા રજ્જુ સત્ય ભાસતા હે. ૧૦

ઠ.

ઠે ઠામ તો ઠેઠકા નહી દેખ્યા, કુટુંબ કે કાજ ભટકતા હે,
દેહ મુનષ્યકી તુજ હાથ આઈ, આખર તું ખાળમાં ડાલતા હે;
દેશ ફરે પરદેશ ફરે, તૃષ્ણસેં સંદેહકું બાળતા હે,
ચકલ કે' ચિંતા મત કરો, વિશ્વાસકા ફળ નહી જાવતા હે. ૧૧

ડ.

ડે ડડ્ડા દેહ બિચે દેખ દ્રષ્ટા, વ્યાપક તો બ્રહ્મહી ભાસતા હે,
ઘટ ઘટમેં રચાના રચ રહ્યા, હુન્નરી જો હુન્નર કરતા હે;
જાગ્રત સ્વપનકા ખેલ કરી, સુષોપ્તીમાં આણંદ ધરતા હે,
ચકલ કહે ચિંતા તબ મીટે, જ્ઞાન ખડકસેં આપહી મરતા હે. ૧૨

ઢ.

ઢે ઢઢ્ઢા ધે રૂપ દેખ પ્યારે, ગયા અવસર ફીર નહી આવનેકા,
ભેદકા ભેદકુ દ્દઢ કરી, સત સંગમેં ફળ તો પાવનેકા;
પુરાણ કુરાનકા પાર નહિ, હલકાસે ભારે થાવનેકા,
ચકલ કહે ચિંતા મત કરો, દેહ મટ્ટી બિચ મીલાવનેકા. ૧૩

ણ.

ણે ણણાં નિરગુણરૂપ સચ્ચા, કચ્ચા તો સગુણ જાણનેકા,
ગુણ નહિ, ગુણીભાવ નાહી, અધ્યારોપમાં સબહી ગાવનેકા;
અપવાદમાં વાંકી રેખ નહી, માયા માકું જગત સબ ધાવનેકા,
ચકલ કહે ચોદ લોક વિષે, સાકાર સગુણ સબ જાવનેકા. ૧૪

ત.

તે તતા તાર સબ એક દીસે, સ્થુળ વૈરાટમાં જાવનેકા,

સૂક્ષ્મ તેજસમાં ભેદ નહી, અસ્થીતિ અવસ્થા પાવનેકા;
સુષુપ્તી કારણ મળી, પ્રાજ્ઞા સ્વરૂપ તો થાવનેકા,
ચકલ કહે દેહ તત્વ છુટી, મહા તત્વમાં તત્વ સમાવનેકા. ૧૫

થ.

થે થથ્થા વર્તિ સ્થીર કરી, જ્ઞાનકી ગોળી ખાવનાજી,
બ્રહ્મજ્ઞાનકી નિશા જો ચઢે, આણંદ સ્વરૂપકું પાવનાજી;
બીજ વાસનાકા તો જબ બળે, સંસારમાં ફીર નહી આવનાજી,
ચકલ કહે ચૈતન્ય દેખ લીયા, વૃતિકું જઈ ઠરાવનાજી. ૧૬

દ.

દે દેખલે દેખલે દેખ યારો, કોણ બાતપર નિશ્ચે પાવતા હે,
સાકાર કહે નિરાકાર કહે, જ્યોતિશ ઓર નુરકું માનતા હે;
પંડિત તો પુરા નહિ પાયા, અનુભવકું તત્વ સબ ભાસતા હે,
ચકલ કહે ચૈતન્ય સબી, તુહી જરા દુર નહી બેદ બતલાવતા હે. ૧૭

ધ.

ધે ધરમકી બાત તેં નવ ધરી, કરમકી બાત તું કરતા હે,
પામર પુરસકી પેઠ તુંહી, આપુકા ઉદર ભરતા હે;
ખાના પીના ઓર ખુબ રહેના, ઊલ્લુકી માફક ફરતા હે,
ચકલ કહે દીન ચાર બીતે, સાહેબકા ધ્યાન નહી ધરતા હે. ૧૮

ન.

ને નન્ના નારાયણ દીસે, નિર્ણય તું કયું નહી કરતા હે,
વેદાંતકા સિદ્ધાંત નવ જાણ્યા, પુરાણકી પોળમાં ફરતા હે;
વિવેક વિના સાધન સબી, ધૂળપર તો લીપણ ધરતા હે,
ચકલ કહે ચૈતન્ય તુંહી પ્યારે, નર જડ પુજી કયું મરતા હે. ૧૯

પ.

પે પપ્પા પ્રાણ અપાન મિલિ, સ્વાસોસ્વાસ તો કરતા હે,
એકવીસ હજાર છસો મળી, આઠ પહોરમાં ફેરા ફરતા હે;
ઉદાન તો કંઠ બીચવસે, અન્ન જળને જુદા ધરતા હે,
બ્યાન હીરદે સમાન નાભી વિશે, ક્રીયાબંધ તે ચકલ સબ મરતે હે. ૨૦

ફ.

ફે ફફ્ફા ફરતા કાળ જગમાં, સબ દુનિયાકા સંહાર કરતા હે,

સમુદ્ર કે તરંગ ફુટે, એસે તો સબ કુચ મરતા હે;
દેખ દેવ દાનવ સબ મર ગએ, હુંગ બંધમાં કાયકું ફરતા હે,
ચકલ કહે ચિંતા મત કરો, તત્વજ્ઞાની નહિ કોઈ મરતા હે. ૨૧

બ.

બે બોલબે બોલબે બોલ પક્ષી, કોઈ અનુભવકી બાત બોલનાજી,
જ્ઞાન વિજ્ઞાનકા પાન કર કર, અમર હોઈ જગમાં ફરનાજી;
સ્થુલ સૂક્ષ્મ કારણ પાળ જઈ, તુર્યામાં નિશ્ચે ભરનાજી,
ચકલ કહે ગુરૂ ગમ જડી, કોઈ કાળમેં ફીર નહી મરનાજી. ૨૨

ભ.

ભે ભમતા ભમતા ભમ ગયો, ચોરાસી કોટમેં પડતા હે,
મનુષ્ય દેહ રૂપી મોક્ષ દ્વાર, વિષયમાં જા ચિત ધરતા હે;
દ્વાર તો પીછા રેહે ગયા, સંસારકા કોટમાં ફરતા હે,
ચકલ કહે જ્ઞાન લોચન વિના, અંધા તો કોટ બીચ ફીરતા હે. ૨૩

મ.

મે મમા માયા બહોત બડી, શિવરૂપકું જીવકર ડાલતી હે,
મળ વિક્ષેપ આવ્રણ સંગ લેકર, વિષય આવ્રણ સબ ધારતી હે;
તૃષ્ણા પુત્રીકું સંગ લેકે, સંસારની મોઝમેં માહાલતી હે,
ચકલ કહે ચૌદ લોક વિશે, સબ લોકકી ચોટી ઝાલતી હે. ૨૪

ય.

એ આપણા આપમાં સમજ ભાઈ, કોણ વસ્તુ તુંજને સત્ય પાઈ,
દેખ મનકા ગુરૂ મન કરે, ભ્રમણાં તો મનકી તબ જાઈ;
અનેક ઊપાય કરી જુવો, દર્શા વિના સુખ નવ થાઈ,
સત્ય ચીત્ત આણંદ ચકલદાસા, વેદાંતકા સિદ્ધાંત દેખ ધાઈ. ૨૫

ર.

રે રમતે રમતે રમ રહ્યો, જગત બાજીકું રમતા હે,
વિદ્યા અવિદ્યા સંગ લેકે, ચાર જુગમાં જીવ તું ભમતા હે;
જુગે જુગે અવતાર ધરી, ધરમ સ્થાપન ધરતા હે,
ચકલ કહે કર્ત્તા તુંહિં સૌઈ:, અકર્તા હોકે ફરતા હે. ૨૬

લ.

લે લાલ લેહેર મનકી સબી, સુપનકા સુખ તું પાવતા હે,

સત સંગકા સાર સમજ્યા નહિ, તિરથ ગંગાકું ધાવતા હે;
રસ્તા છોડકે ઊરસ્તે ચઢયા, રેણુંકા નિરમાં ન્હાવતા હે,
ચકલ કહે ચાર બેદ માંહિ, મહા વાયક સત બતલાવતા હે. ૨૭

વ.

વે વચન વિવેક કર દેખ ભાઇ, વિધિ નિષેધ મનકી જાઈ,
વચનમાં વિવાદ બહોત રહા, વસ્તુની ગત તો નવ પાઈ;
વચનમાં બંધ મોક્ષ રહ્યા, વચનમાં સુખ દુઃખ છે ભાઈ,
ચકલ વચન વિવેક કરો, જ્ઞાન આકાશ ચૈતન્ય સબ માંહી. ૨૮

શ.

શે સુખ સ્વરૂપ એક જ્ઞાન સચ્ચા, કરમમાં દુઃખ અત્યંત પાઈ,
ભ્યાનક વચનમાં ભેદ રહ્યા, રૂચિમાં રંગ પતંગ લાઈ;
જથાર્થ વાયક વેદ માંહી, આપે આપમાં આપ રહ્યો સમાઈ,
ચકલ ચૈતન્યમાં ભેદ નહી, ચિદાઘન સ્વરૂપકું દેખ ધાઈ. ૨૯

હ.

હે હીરા તો હીરદે દેખ હરી, હાટોહાટ બજારકું ફરતા હે,
પરખતો નંગકી નહી પાઈ, તૃષ્ણા અગ્નિસેં બળતા હે;
દેખ મુલકા ભાણુ તુ ભુલ ગયાં, તૃષ્ણાકી જારમેં મરતા હે,
ચકલકા ચિત તો નવ ઠરે, બેદાંતમેં ચિત નહી ધરતા હે. ૩૦

અ.

એ અચ્યા અમૃતકી તું પાસ રહે, પાન કીયા બીના અમર નવ હોઈ,
પુરૂષાર્થ વિના સુખ નહી, વૃથા મનુષ્યકી દેહ ખોઈ;
શાસ્ત્રકા સિદ્ધાંત નવ જાણ્યા, કલ્પિતમેં મન રહ્યા મોહી,
ચકલ કહે ચાર સાધન કરી, આવ્રણ તો મનકા નાખ ધોઈ. ૩૧

ઊ.

ઊ ઊલટ સુલટ સબદ વિષે, પામરકી બુદ્ધી તબ બોઈ,
શબ્દ કે મારે મર ગયે, શબ્દસેં રાજગાદી ખોઈ;
શબ્દકા સાર કોઈ નવ જાણ્યા, બ્રહ્મ નામે મન રહ્યા મોહી,
ચકલ શબ્દ પિછાન લીયા, જીવનમુક્તિ સુખ લેતા સોહી. ૩૨

ઈ.

ઈ ઈંડ બ્રહ્માંડમાં ભેદ નહી, બ્રહ્મરૂપકી રચના દેખ જાઈ,

જેસા મુખ તેસા પ્રતિબિંબ દિસે, ઊપાધી દરપણ બીચ પાઈ;
ચસ્મા તો દિવા આંખ વિષે, છોટાસેં બડા દેખ માંહી,
ઐસે બ્રહ્મ ચૈતન્ય વિષે, આરોપ જગતકી એક રાઈ. ૩૩

ક્ષ.

ક્ષે ક્ષર ક્ષરસે પાર પહોંચે, ક્ષરાતિત તો આપ તું પાવતા હે,
કરમ ઊપાસના બંધ લીયા, જ્ઞાન વિના સુખ નહી આવતા હે;
સુપનામાં સિદ્ધિ નવ મિલિ, જાગી કર આટા લાવતા હે,
ચકલ કહે જાણ વિના જપે, જેસે લુણ વિના અન્ન ખાવતા હે. ૩૪

જ્ઞ.

જ્ઞે જ્ઞાન વિજ્ઞાનકા રૂપ દર્શી, જગત નહિ જુગદિશ માહાલતા હે,
એક રંગકા ચિત્ર અનેક બને, હુન્નરી જો કલમ ઝાલતા હે;
ઊપાદાન કારણ તત્વ સચ્ચા, નિમિત તો જગત સબ ભાસતા હે,
ચકલ પરોક્ષકું છોડ દિયા, પ્રગટ તો આપ રૂપ ધારતા હે. ૩૫

રાગ—વેળાવળ.

જ્ઞાન વિજ્ઞાન નિશ્ચે કરી, ઘાટ હરીનાજ ઘડીયા;
તાંબુ અભિમાન તન તણું, ઘાટ ઘડનાર જડીયા. જ્ઞાન. ટેક.
સ્થુળ સુક્ષ્મ ને કારણ પાસે, તુર્યાને લીધી તાણી;
મુક્તિ અમુક્તિ તો ત્યાં નથી, વેદની વાણી અજાણી. જ્ઞાન. ૧
પાંચ તત્વનું પાંજરૂં, ચૈતન્ય પોપટ જાણો;
બહીરંગ સાધન પરહરો, અંત રંગ તત્વ માનો. જ્ઞાન. ૨
વૈદ્ય રોગી ગુરૂ મળ્યા, દુઃખનો નહી આવે આરો;
ખરૂં તત્વ ખોટું કર્યું, કલ્પીતને શીદ ધારો. જ્ઞાન. ૩
કસ્તુરી મૃગના પેટમાં, જાણ્યા વિના વન ફરતો;
સિંહ અજાના ભેગો ફરે, સોબતનો અસર ધરતો. જ્ઞાન. ૪
એમ જીવ તું જો તહારા રૂપને, અવિનાશ છે પાસે;
ખોળતાં તુંતો ખોવાઈ ગયો, જ્યારે થયું જ્ઞાન ભાસે. જ્ઞાન. ૫
અનુભવી ઊદે થયો રવી, જળહર જોતો પ્રકાશે;
વિજ્ઞાન દર્પણ કર ધર્યું, તત્વ રૂપ ચેહેરો ભાસે. જ્ઞાન. ૬
તે રૂપ જોઈને નિર્ણય કર્યું, ઘટમાં દિઠા અંતરજામી;
જીવણમુક્તિ ચકલ ફરે, મળ્યા સદગુરૂ સ્વામી. જ્ઞાન. ૭

---

## છપ્પો.

નથી જગતમાં સાર, ખેલ ખ્યાલીનો ખોટો;
નથી જગતમાં સાર, દુઃખનો દરીયો મોટો;
બ્રહ્મ જળનિ માંહિ, જીવ આવીને પડીયો;
કામ ક્રોધરૂપી મચ્છ, કહુડાવે તેને હુડીયો;
સુખે બેસવા ના દે તેહુને, આઠ પહોરમાં એકે ઘડી;
ચકલરામ કહે સુણ મુરખા, દેહ લેહેરો જસે પડી. ૧

## કુંડળિયો.

ભેખ ધરી સાધુ બન્યા, નહી જાણ્યો અલેક;
જ્ઞાન ધ્યાન જીસમે નહી, ફીર ચોરાસી દેખ;
ફીર ચોરાસી દેખ, નરહરી નરખો નેણે;
ભેખકા છુટે ટેક, સ્વરૂપ જબ દેખ્યા તેણે;
કહેત ચકલરામ, નામ નામીકું દેખ;
દેખ્યા વિના નહી છુટે, અનેક ધરે તું ભેખ. ૧

## ચરચરી છંદ.

સમજ સમજ સંસાર સાગર, જ્ઞાન બોટે જશો તરી;
ચાર દેહથી અવિછીન્ન આતમા, જ્ઞાન તત્વ રૂપે હરી. ૧
ચાર વેદ ખટ શાસ્ત્રમાં, સિદ્ધાંત સર્વનું નિશ્ચે કરી;
ઊપનિષધના અરથથી કાંઈ, જ્ઞાન તત્વ રૂપે હરી. ૨
નિર્ગુણ નિત્ય અનિત્ય જગત હે, સુરતીની વાત છે ખરી;
વ્યાપીક બ્રહ્મ અખંડ એક રસ, જ્ઞાન તત્વ રૂપે હરી. ૩
કાર્ય કારણ રૂપ જોતાં, આણંદથી મન રહ્યું ઠરી;
વિવેક વૈરાગ્ય વિચાર કરતા, જ્ઞાન તત્વ રૂપે હરી. ૪
સ્થુળ સૂક્ષ્મ કારણમાં જઈ, ચૈતન્યને જુવો ફરી ફરી;
સાક્ષીવત્ એક આતમ પુરણ, જ્ઞાન તત્વ રૂપે હરી. ૫
કામ ક્રોધ લોભ જાય મન થકી, ઇંદ્રીયો સૌ રહી ડરી;
તુર્યાતિત અતિત એક રૂપ, જ્ઞાન તત્વ રૂપે હરી. ૬
ચરચરી ચીત્તમાં થઈજ જયારે, ચકલની ચીંતા ટરી;
અનામી એક નામ સબ ઘટ, જ્ઞાન તત્વ રૂપે હરી. ૭

## રાગ—ધોળ.

સદ્ગુરૂજીએ મોઝ કરાવી છે ભારેરે;

નામ તણો બતાવ્યો શબ્દ આધારરે. ૧
રવી ઊગે રજની થાય જેમ નાશરે;
નાશ કીધો અવિદ્યારૂપી મહારો પાસરે. ૨
કાયા માયા વાડીને મિથ્યા જાણોરે;
પુરણ બ્રહ્મ અંતરજામીને માનોરે. ૩
કામ ક્રોધ લોભ મનમાં થકી ટાળોરે;
જ્ઞાન તત્વરૂપ હરીને નિશ્ચે ધારોરે. ૪
રૂપ જોતા હરી તો દીઠા ઠામો ઠામરે;
શીળ સંતોષ ઘરમાં જઈ કર્યો આરામરે. ૫
જગત જળમાં ડુબતા ઝાલ્યો માહારો હાથરે;
એવા મળ્યા સમરથ સદગુરૂ નાથરે. ૬
કોઈ વાતનો સંદેહ ના રહ્યો મન માહારેરે;
બ્રહ્મ પુરણ પાંચ તત્વને નિશ્ચે ભાળેરે. ૭
વાદ વિવાદ છુટી જશે મને તારોરે;
ત્યારે જાણો સદગુરૂની કીરપા ધારોરે. ૮
રામકૃશ્ન ચૌદ ભુવનના છે ભુપરે;
તેમને પણ વશિષ્ટને પુછા પ્રશ્ન અનુપરે. ૯
માટે સદગુરૂ એ છે પારસ મણીરે;
દાસ ચકલને મળ્યા છે સાચા ધણીરે. ૧૦

## પદ ૧.

શું કર્યું ગીતા ગાઇનેરે, તેં શું કર્યું ગીતા ગાઇને. એ રાગ.
વીજ્ઞાન પદને ભાળો, હો પંડિતો વિજ્ઞાન પદને ભાળો. હો પં૦ટેક.
વિધિ નિષેધનો ભેદ સમજીને, કામ ક્રોધને મારો;
જડ ચૈતન્યની વૃત્તિ ઊઠાવી, અશીપદમાં ચીત ધારો. હો પં૦ ૧
મન બુદ્ધિનું બળ ન પહોંચે, અનુભવની આંખે ન્યાળો;
સાકાર નિરાકારની વૃત્તિ ઊઠાવો, સ્વપ્નના ભેદને ટાળો. હો પં૦ ૨
વેદની વાતમાં ભેદ ભર્યા છે, લક્ષણાની તરવાર મારો;
ઘે ધોતાની પાળે પહોંચીને, સીદ મારોછો ખોટી ફાળો. હો પં૦ ૩
જવા આવવાનો મારગ છે શુધ્ધો, ને અવિદ્યાના બીજને બાળો;
પોથા વાંચે તો પાર નહી આવે, શાક્ષી પુરૂષ હરી ધારો. હો પં૦ ૪
આંધળાને મુખે આરસી ધરીને, તેવું ગુરૂવિનાનું જ્ઞાન ધારો;
ચકલ કહે ચૈતન્ય રૂપ પાસે, આકાશમાં હરીને ભાળો. હો પં૦ ૫

## કુંડળિયા.

ડાઘ લગ્યા જબ *તકા, *સોમણ સાબુ ધોય;
જુકતીસેં પરમોદીએ, બગલા હંસ ન હોય;
બગલા હંસ ન હોય, મુરખકું ફેર નહી કહેના;
સો કાગો કે બિચ, કોયલકું ચુપ હો રહેના;
કહેત ચકલરામ, દ્વૈત વાદી સબ કાગ;
આકાશકું કુચ નવ લગે, કોઇ તરફકો ડાઘ. ૧
ખટ દરશન કે ભેદમાં, ભમતા ભોળા લોક;
ભુલ ન ભાગે આપણી, વાતો કરે અથોક;
વાતો કરે અથોક, એકનું થાપ્યું ઊથાપે;
પોતાનું કરે સિદ્ધ, જન બીજો કોઈ કાપે;
કહેત ચકલરામ, મન થાય નહી પરસન;
સમજ જ્ઞાન વિજ્ઞાન, થાય ચૈતન્યકો દરશન. ૨
ચોથા પદ વિજ્ઞાનકા, સમજે સાચી રીત;
ભેદાભેદ ન દેખીએ, એસી કરે પરતીત;
એસી કરે પરતીત, વેદકા વાયક સચ્ચા;
ભણી ગયા ચારે વેદ, ભેદ સમજ્યા વિણ કચ્ચા;
કહેત ચકલરામ, જ્ઞાન બિન હે સબ થોથા;
સમજ દેખ વિચાર, તુર્યાપદ હે ચોથા. ૩
ગ્રહી નીસંડી જ્ઞાનકી, ચઢે મેહેલ નિજ દેશ;
આતમપર આતમ મિલે, તેજ વિજ્ઞાનકો વેશ;
તેજ વિજ્ઞાનકો વેશ, લેશ સંસાર નહી સચ્ચા;
ભણી ગએ ચારે વેદ, ગુરૂ વિના રહ્યા નર કચ્ચા;
કહેત ચકલરામ, ઠામ ઠામ દેખો ભવઈ;
કરી લે સમાગમ, નિસંડી જ્ઞાનની ગ્રહી. ૪

## કવિત.

પિંડને બ્રહ્માંડ બીચ, વસ્તુતામાં ભેદ નહી,
ખંડને અખંડ બિચ, અરૂપ અવિનાશ છે;
નરક અને સ્વરગ વાકી, ભ્રાંતિ રૂપ ભાસે જઇ,
નહી કોઇ ઊપની હેને, નહી કોઇ નાશ છે;
જળની તો લહેરો બીચ, જળમાં સમાઇ રહી,

નિરથી તો ભેદ નહી, વસ્તુ તાહારી પાસ છે;
તત્વ સંગ તત્વ મિલી, દેહ એવું નામ પડયું,
ચેતી લે ચકલ કહે, ધણી તાહારી પાસ છે. ૧
સમજ સમજ નર, જીવ નહી શીવ તુંહી,
મુક્તિ અને અમુક્તિ, અધ્યાસમાં ભાસે હે;
શબ્દકો સાર કોઈ, સારા જન સમજે જઈ,
જમી અશમાન બિચ, ચૈતનહી ભાસે હે;
આપમાં તો આપ મિલી, રસ હેવી સંજ્ઞા થઇ,
પવનમાં પવન મિલી, તેજ રૂપ ધારે હે;
જીવકી તો જયોત જઈ, આકાશમાં મીલ રહી,
ચકલ અચલ રૂપ, વૃત્તિ તો સમાઈ હે. ૨

## વા આવ્યાથી નેવું ખસ્યું, તે દેખીને કુતરૂં ભસ્યું.

## એ રાગના છપાનો કકો કર્યો છે.

### ક.

કક્કા કાયા ખોટી મઢી, પાંચ તત્વ ત્રણ ગુણની જડી;
સ્થુલ સુક્ષ્મને કારણ માંહી, ચૈતન્ય વ્યાપિક રહ્યો સમાઈ;
અહુંગ મમતાથી થયો જીવ, જ્ઞાન વિચારો સર્વે શીવ;
વિધિ નિષેધનો ભેદજ લહ્યો, ચકલ ચૈતન્ય આપે થયો. ૧

### ખ.

ખખ્ખા ખાંણ માટીની દેહે, પાંચ કોસમાં આતમ રેહે,
અન્નમાં કોસ પ્રાણમાં જાણ, મનોમાં વિજ્ઞાન પ્રમાણ;
આનંદ કોસમાં આપે રહ્યો, જનમ મરણનો ફેરો ગયો;
ચકલ ચોપાસ રહ્યો સમાઈ, જ્ઞાનિ પુરૂષની સાચી કમાઈ. ૨

### ગ.

ગગ્ગા જ્ઞાનહિણ જગમાં ભમે, કરમ કેરી ઇંદ્રીને દમે,
જેમ જેમ અદકું કરવા જાય, મનની તૃષ્ણા જાડી થાય;
શબ્દ જાળનો મોટો કુવો, માંહી પડયો તે નિશ્ચે મુવો,
ચકલ સમજે તેને સુખ, ઠુંઠાના ચોરનું માન્યું દુઃખ. ૩

### ઘ.

ઘઘ્ઘા ઘુવડ ન દેખે ભાણ, અજ્ઞાનીની તેવી વાણ,

કળજુગમાં હરી ક્યાંથી મળે, હેવા બોધમાં ચીત જઈ ભળે;
પંડિતનું પેટ ભરવા માટ, જીવને બતાવી ઊંધી વાટ,
ચકલ સુખીયાનો દુખીયો થયો, અંધ ગામમાં કાંણીયો ગયો. ૪

ન.

નન્ના નેણમાં જાગ્રત હરી, સુપનમાં કંઠમાં રહે ફરી,
સુષુપ્તીમાં લય જઈ થાય, આણંદમાં જઈ વૃત્તિ સમાય;
પોતે પોતાને આનંદ કરે, પક્ષી આકાશમાં નીર્ભે ફરે,
પાંચ તત્વનું દિસે ગાલ, જીવ સીવ કહેવાય છે માલ. ૫

ચ.

ચચ્ચા ચંડાળ [illegible] એક, વિધિએ માંડયાં જુદા વિવેક,
નિષેધ વાયકમાં મન જો ધરૂં, જગત જાળમાં શીદને ફરૂં;
બ્રહ્મરૂપ તો આપે થયો, તુંમપદ તત્પદ આપે લહ્યો,
ચકલ ચૈતન્ય આકાશ સહી, તે ઊપર કાંઈ વસ્તુ નહી. ૬

છ.

છછ્છા છોટો જગમાં થાય, બ્રહ્મજ્ઞાનમાં વૃતિ જાય,
કર્મકાંડિ તુંજને દમે, ઉપાસનામાં ચીતડું ભમે;
શબ્દ દોરીનો બાંધ્યો બંધ, પાપનો ભાર મુકયો છે કંધ,
ચકલ ચૈતન્ય આપે ખરો, અક્ષરાતીતમાં ચીત્ત જઈ ધરો. ૭

જ.

જજ્જા જગત જેવડીનો સાપ, ના સમજે તેનો ઉપજે તાપ,
જ્ઞાન દીવાથી જેવડી જડે, ભવની ભાવટ નિશ્ચે ટળે;
રજ્જુ જોઇને દુઃખ ના ધરૂં, તત્વ બ્રહ્મમાં ચિતડું ભરૂં,
ચકલ તો ત્રણ કાળમાં નથી, તત્વની સંજ્ઞા જો જો કથી. ૮

જી.

જી જીવ નામ તો જગમાં નથી, વિધિએ મન કલ્પ્યું છે કથી,
તત્વ દેહના જુઓ એક ધાર, ખરી વાતમાં શેનો ખાર;
દેખાદેખી વાતો કરે, જીવણમુક્તી નિર્ભે ફરે,
ચકલને ચોટ લાગી ખરી, મહા વાયકમાં નિશ્ચે કરી. ૯

ઝ.

ઝઝ્ઝા ઝવેરી સાચો જડે, તત્વ નંગની પારખ પડે,

પાંચ તત્વ તે સાચા નંગ, જ્ઞાની પુરૂષને ચઢશે રંગ;
લાલ પાના હીરાકણી, આકાશ તત્વ તે સાચો મણી,
ચકલ ચિંતા જુઓ ટળી, જ્યાં જોઉ ત્યાં સરવે હરી. ૧૦

ટ.

ટટ્ટા તું કાંઈ તરવા જાય, ઝાકળ પાણીથી શું થાય,
સ્વપનામાં પામ્યો બહુ સુખ, જાગે લાગ્યું અદકું દુઃખ;
સુખ દુઃખ તો દેહનો ધરમ, તત્વ જોતાં મિથ્યા કરમ,
સમજી ચકલ રહ્યો ચૂપ, છાંયા કુવાની સમાઈ કૂપ. ૧૧

ઠ.

ઠઠ્ઠા સ્થુળ દેહનો ઘાટ, પુરૂષ પ્રકૃતિએ માંડયો હાટ,
બાજીગરે બાજી ધરી, જંબુરાએ નિશ્ચે કરી;
જંબુરો તે જ્ઞાનિ જાણ,અજ્ઞાની શું જુએ ભાણ,
ચકલ ચાક કુંભારનો જેમ, સ્થુળ દેહ ભમે છે એમ. ૧૨

ડ.

ડડ્ડા ડહાપણ છોડી દે, તત્વ રૂપને પરખી લે,
ભેખ ધરા તે લાગ્યા ભોગ, અરોગીને લાગ્યો રોગ;
સમજણ વિના ગયા ખસી, જઈને રહ્યા વનમાં વસી,
ચકલ એમ કરે શું સુખ, તૃષ્ણા નાગણી દે છે દુઃખ. ૧૩

ઢ.

ઢઢ્ઢા ઢોલ વગાડી દે, ધ્યાતા ધ્યાનને વચમાં ધે,
ધેરૂપ તે સાચો ધણી, ચૈતન્ય આતમા હીરાકણી;
ત્રણ લોકમાં અજવાળું કરે, જ્ઞાનરૂપી દીપક બળે,
સમજીને મન નિશ્ચે કરો, ચકલનો અનુભવ છે ખરો. ૧૪

ણ.

ણુણા નિર્મળ જેની દશા, ચાર આશ્રમથી વેગળા ખસ્યા,
પર્મહંસ દશા થઈ ગઈ, જીવનમુક્તી દાશી થઈ રહી.
બ્રહ્મ રસમાં તો ન રહે, ચકલ ચૈતન્ય તત્વ કહે. ૧૫

ત.

તતા તંતનું વસ્ત્ર થયું, તેમ બ્રહ્મનું જગત દર્શાવ્યું,

કારણ તંતુ નિશ્ચે કરે, વસ્ત્ર કાર્યમાં ચિત્ત ના ધરે;
કારણ ઊપર વૃતિ ધરે, જનમ મરણની ભ્રાંતિ હરે,
ચકલ ચાદ લોક ચિલામણ, પાંચ તત્વના રંગ પ્રમાણ. ૧૬

થ.

થથ્થા સ્થાવર જંગમ સૃષ્ટિ ઘડી, અસલ જાત તો તેની જડી,
જડ ચૈતન્યની ગ્રંથી પડી, ત્રણ ગુણમાં માયા અડી;
તે માયાથી ભુલી ગયો, સિંહ અજાના ભેગો રહ્યો,
ચકલ સિંહ જો ગુરૂ ધરે, તો અજા અવિદ્યાનું ભક્ષણ કરે. ૧૭

દ.

દદ્દા દ્વૈત અદ્વૈત તો બ્રહ્મજ નથી, એતો વેદ વાણી કથી,
ગુરૂ ગમ જેને જો પડી, બ્રહ્મ ખુમારી તેને ચઢી;
પંથ પંથમાં વદીયા વાદ, નથી વેદનો મળ્યો સંવાદ,
કલ્પવૃક્ષ કંગાલને મળે, ચકલ તત્વમાં તત્વ ભળે. ૧૮

ધ.

ધા ધાતા ધ્યાન જો ધેને મળે, જીવ શિવ તો ભેગા ભળે,
તુંમપદ તત્વપદ કરો વિચાર, અશીપદનો પામો પાર;
અપ્રોક્ષ પોતાનું રૂપ, પ્રોક્ષ વાચક માયાનો કુપ,
ચકલ નામ વચમાંથી ટળ્યું, માહાસાગરમાં લુણજ ભળ્યું. ૧૯

ન.

નન્ના નેણ અનુભવના કર, ઊપનિષદમાં ચિતડું ધર,
આતમ જગ જો નજરે પડે, તેમ માહાસાગરના મોજા ચડે;
ઘટ ઊપાદાન માટી જેમ, તત્વ ઊપાદાન જક્ત તેમ,
ચકલ ચૈતન્ય નજરે પડયું, શોધતાં શોધતાં આકાશ જડયું. ૨૦

પ.

પપ્પા પામર પુજે પહાણ, જડને જઇને આપે દાન,
હાથ જોડીને વગાડે ગાલ, કાગળની જેમ ધરે છે ઢાલ;
એતો શું બચાવશે ઘાવ, જડ પૂજે શું કલ્યાણ થાવ,
ચકલ ચૈતન્ય આપે જડયો, તારા હાથે તેને ઘડયો. ૨૧

ફ.

ફેફા ફક્કડ જે જન થાય, જ્યારે વેદમો આંત જણાય,

વેદના ભેદનો અરથજ જડે, ત્યારે ચઇતન નજરે પડે;
જેને તું માને છે દેવ, તે તું સાક્ષી આપે ભેવ,
જ્યાં જોઉ ત્યાં તેનું તે, અકલ બાહાર ભીતર છે એ. ૨૨

બ.

બબ્બા બહારનાં સાધન જે, જગત રીઝવાને કીધા તે,
ટીલા ટપકાં કંઠી ધરે, બગભક્તિ તો તે જન કરે;
વેશ ધર્યાથી કલ્યાણ થાય, તોતો ભવઇયા વૈકુંઠ જાય,
અકલ એમ કરે શું થાય, જ્ઞાનીજનને નીરખે થાય. ૨૩

ભ.

ભભ્ભા ભ્રમણા જેને થઇ, અવિદ્યા તો વધતી ગઈ,
સાંભળ્યા સાંભળી સ્વાનજ ભસ્યું, તેને મન નિશ્ચે નહી કસ્યું;
કોણ આવ્યુંને કોણજ ગયું, જગત કેહેતા કેહેતી થયું,
ફાટી બોખને ઊંડો કુવો, અકલ ભુત વનાનો બૂંબે ભુવો. ૨૪

મ.

મમ્મા મોહ જાળમાં ફસાઈ મુવો, અંતઃકરણના મેલને ધૂવો,
સમ દમ મન ધીરજ ધરી, વિષય વાસના અળગી કરી;
જયારે અધીકારી જ્ઞાનનો થાય, શબ્દ બોજ તેનાથી જણાય,
અકલ શાણાજનની શાણ, વેદાંતશાસ્ત્રી અમૃત ખાણ. ૨૫

ય.

યય્યા અણછતાં જે હતાં કરમ, વાણીએ બાંધ્યા સાચા ધરમ,
સ્વર્ગાદિક બતાવે ભોગ, માંદા માણસને વળગાડયો રોગ;
રૂચી વાયકમાં જઇને મરે, જથારથમાં ચીત ના ધરે,
અકલ વૈદ્ય ગુરૂ વિના રોગ ન જાય, આંધળા દળેને કુતરા ખાય. ૨૬

ર

રર્રો રકાર મકારને ભેગા કરો, રામ શબ્દ તો તે છે ખરો,
રામ રામ તું મુખે પઢે, તે તો તારી નજરે ન ચઢે;
નિષ્કામથી સમરણ કર, અંતઃકરણના પાપને હર;
અકલરામ તો આપે થયો, ખોળતાં ખોળતાં ખોવાઈ ગયો. ૨૭

લ.

લલ્લા લવ તું સત્સંગ કર, મન નિશ્ચેથી ધારણા ધર,

એક ઘડી સત્સંગજ કરે, દેહ ધરાનું ફળજ મળે;
મનુષ્ય દેહનો મોટો લહાવ, જીવ શીવમાં ભેગા થાવ,
ચકલ કામદુરઘાને કલ્પજ તરૂ, સત્સંગમાં ફળ છે ખરૂ. ૨૮

વ.

વવ્વા વેમ જગતમાં ઘણા, ભુવા જતીએ ન રાખી મણા,
પેટ ભરવાના સૌ ઉપાય, આંધળા સામા કાણા ધાય;
માટે સત્સંગ નિશ્ચે કરો, ખોટા વેહેમમાં શીદને મરો,
ચકલ જોયામાં ન રાખી મણા, ટાહાડા પોહોરના ગપ્પા ઘણા. ૨૯

શ.

શશ્શા શાણ ગુરૂની જાણ, ચિદાકાશને નિશ્ચે માન,
તે પાર કાંઈ વસ્તુ નથી, વેદાંત શાસ્ત્ર જો જો કથી;
પ્રતક્ષ પ્રમાણ નજરે પડે, લક્ષણા જોતાં વસ્તુ જડે,
શબ્દ જાળની મોટી વાટ, ચકલને જડયો ગુરૂનો હાટ. ૩૦

હ.

હહા હુંપણાને અળગુ કર, જ્ઞાની પુરૂષના સંગમાં ભળ,
જ્ઞાન અમૃતનું પાનજ કરે, અમર થઇને જગમાં ફરે;
મહા સુખી જ્યારે મન થાય, નદી નીર સાગરમાં જાય,
ચકલ ચૈતન્ય નિશ્ચે થયો, ટાઢા પાણીએ ખોડો ગયો. ૩૧

અ.

અઅ્આ અનહદ શબ્દ જે, આકાશ તત્વને માનો લે,
કબીરની નિશ્ચેની ચોટ, શબ્દનો બાંધ્યો છે કોટ;
તે પણ આકાશનો છે ભાગ, તેના આ દેખાય છે બાગ,
ચકલ સરવે પંથમાં ફરયો, ચકલે ચકલને નિશ્ચે કરયો. ૩૨

ઊ.

ઊ ઊંડી વરતી કર, અનુભવની ચોટ નિશ્ચે ધર,
શબ્દ બોલે તેનો સમજે સાર, તો તો આવે ભવનો પાર;
શબ્દ બંધથી બંધાયો જીવ, બંધ છુટે તો થાએ શીવ,
જીવ શીવપણે કેહેવા માત્ર, ચકલ ચૈતન્ય દીસે આ ગાત્ર. ૩૩

રે.

ર રૂચી શબ્દ સૌને ગમે, વિષય વાતમાં ચીતજ ભમે,

પણ સ્વપનના જેવા ભોગ, રોગ વિનાનો માન્યો છે રોગ;
પંથ ગુરૂને જે જન કરે, રોગ વધારી ધનજ હરે,
ચકલ સરવે પંચમાં ફરે, સામાના દુખે પોતે બળે. ૩૪

શ્રી.

શ્રી શીકારમાં શીકાર તત્વજ્ઞાન, રામનું ન ફરે પાછું બાણ,
જ્ઞાન બાણ લાગે જે તન, ચૈતન્ય ભ્રમ થાય છે મન;
ઊપાધીથી અળગો થયો, નીઃશંશય થઈ આપે રહ્યો,
ચકલ ભજતો તો જેને સહી, તે તો નજરે દીઠો અહી. ૩૫

ક્ષ.

ક્ષર અક્ષરથી વસ્તુ પાર, ચિદાકાશને નિશ્ચે ધાર,
ક્ષર નામ માયાનુ ધરયું, અક્ષર નામ ઇશ્વરનું કરયું;
વિધિએ વેદમાં જુક્તિ કરી, માયા મુળમાં નથી ખરી,
ચકલ માયા સૌકો કહે, પણ તેને નજરે કોઈ ના લહે. ૩૬

જ્ઞ.

જ્ઞાતા જ્ઞાનને જ્ઞે પણ નહી, જડ ચૈતન્યની ભ્રાંતિ ગઈ,
જ્ઞાન વિજ્ઞાન પણ નથી ખરૂં, તે પણ સમજવા માટે કરયું;
જુઠે જુઠી જુગતી કરી, કોઈ વિરલાએ નિશ્ચે કરી,
ચકલ ચૈતન્ય આકાશ જ્ઞાન, નિશ્ચે ચોટાડો તેમાં ધ્યાન. ૩૭

અખાના છપ્પાના રાગનો કકકો સંપૂરણ.

રાગ ધોળ. ૧

આજ ગયાતા અમો સંતસભામાં,
જ્ઞાનઅમૃતરસ પીવારે;આજ બ્રહ્મરૂપ દીઠા. ટેક.
નિશ્ચેનાં મોહોલમાં જઈ હુતો બેઠી,
વિવેક બિછાનું નાખ્યુંરે. આજ. ૧
વસિષ્ટ રૂષીએ રામને પાયો,
અષ્ટાવક્ર જનક રાયરે. આજ. ૨
પારાશરે મૈલને પાયુ,
ઓધવે પાયુ વ્રીજનારીરે. આજ. ૩
જ્ઞાન અમૃતરસ જે જન પીસે,
અમર થઈ જગમાં ફરસેરે. આજ. ૪

જનમ મરણની ભ્રાંતિને ટાળી,
જીવનમુક્તિ સુખ ધારેરે. આજ. ૫
વૈરાગ્ય પ્યાલો હાથમાં રાખી,
તત્વમાં શ્રી રસ ચાખેરે. આજ. ૬
સ્થુલ સુક્ષ્મની પાર પો'ચાડી,
તુર્યામાં જઇ ચીત્ત ચોટેરે. આજ. ૭
પરા પસંતી મધ્યમાને વૈખરી,
તે ચારેથી પાર પો'તીરે. આજ. ૮
ચકલ ચૈતન્ય જ્ઞાન ચિદારૂપ,
દેહ અભીમાન તારૂં તુટુરે. આજ. ૯

## ધોળ. ૧

સતગુરૂએ દયાઓ કરી છે ભારેરે,
તત્વમસી ઊચ્ચાર આલ્યો નિરધારરે. ૧
દેહ અભિમાન તો ના રહ્યું મારૂંરે,
જેમ દેવતામાં ઊડી જાય દારૂરે. ૨
ચાર ચોર લુટતા આતમ નાણુંરે,
સતગુરૂએ અનુભવી બતાવ્યું છે બાનુંરે. ૩
માટે ચાર ચોરનું જોર નવ ફાવેરે,
એંતો તેને જ્ઞાન સ્વરૂપ રૂપ ધારેરે. ૪
સતગુરૂની સાને સમજે નર જેહરે,
તત્વ તત્વમાં ભળશે નર તેહરે. ૫
માટે હુંતો જીવણમુક્તિ સુખ મહાલુરે,
પછી વીષયવાશનામાં ચિત નવ ધારૂરે. ૬
એવા બ્રહ્મરસમાં રહે મન માહારૂંરે,
પ્રોક્ષ અપ્રોક્ષની ગરજ નવ ધારૂંરે. ૭
જગત જગત નામ ઠરાવ્યું છેઠાલુંરે,
અણછતું વળગ્યું છે જેમ લા'રૂંરે. ૮
વેદ વિધિમાં રહ્યા છે સહુ ભટકીરે,
નિષેધ સમજ્યાથી ચીત રેહેસે ફટકીરે. ૯
જેમ કોઇ વાહાણે ઉઠીને જાય ગામરે,
પુરવ છોડીને પશ્ચિમ દીસાય જાયરે. ૧૦
એમ બ્રહ્મનું નામ જગતે ઠરાવ્યુંરે,

એમાં એક ચૈતન્ય બ્રહ્મ સત્ય ધાર્યુંરે. ૧૧
તેમાં કારણ રૂપી ચિદાઘન સાચું રે,
શાણાજને શોધી નથી રાખું કાચું રે. ૧૨
સંવત ઓગણીસેં છેતાલીસની સાલરે,
માસ અષાઢ સુદી ( ૩ ) ત્રીજ રવીવારરે. ૧૩
ચકલને ચિંતા ઉઠી છે ભારેરે,
પામર જીવને જોઇને ચીત બહુ બાળેરે. ૧૪

(સુરતા લાગી છે જેની ભ્રમણા ભાગી છે.) એ રાગ.

સતગુરૂ મળીયા મુને સાચા દેવ જડીઆ,
દેહ દેવળમાં દેવ દીઠારે. આજ સતગુરૂ મળીયા.ટેક.૧
જાગ્રત રહીને વૈરાટ દેખું,
તેજસ સુપનમાં હું નવ પેખું રે. આજ. ૨
સુષુપતીમાં સંતાપ ટળીઆ,
સ્થુલ સૂક્ષમની પાળેરે. આજ. ૩
તુંપદ તત્વપદનાં ભેદજ ટળીઆ,
અસીપદ તત્વ સાચા મળીઆરે. આજ. ૪
લક્ષણા તો લક્ષની સાથેજ લાગી,
ત્યારે ચિદાઘન દર્શારે. આજ. ૫
જીવપણાની જગિયાઓ નથી,
કેહેવા કેહેવા જીવ બનીયારે. આજ. ૬
ગુરૂ વિજ્ઞાનીને શિષ્ય છે ડાહ્યો,
દુધ સાકરમાં મળિયારે. આજ. ૭
આંધળાને લોચન એકદમ આવે,
તેના આનંદની શી બાકીરે. આજ. ૮
તૃષ્ણાનો તાગો તરતજ તોડયો,
શાંતિ સરોવરમાં નાહ્યારે. આજ. ૯
ભવ ભવની ભાવટો ભાગીરે,
કરમ ધરમથી રહ્યો હું ત્યાગીરે. આજ. ૧૦
કોણ મરે ને કોણ જીવેરે,
ચિલામણ સરખું જગત દીસેરે. આજ. ૧૧
અંધારી રાતે રજ્જુ દીઠીરે,
સરપ ભેથી જાગીને મરીયારે. આજ. ૧૨

સતગુરૂએ જ્ઞાન દીવો અજવાળ્યોરે,
ભય તજીને નીરભે હું ફરીયોરે. આજ. ૧૩
જ્ઞાન કપાટ સતગુરૂએ ખોલ્યા,
ચકલને ચિદાધન દરસ્યોરે. આજ. ૧૪

(કારતકે કૃષ્ન ગયા કાસી, ભઈ હું તો સતગુરૂની દાશી.) એ રાગ.

કાયાનો કારીગર જડિયો, જીવ તું નકામો ફરીયો;
સમજ વિના શીદ કાડે હડીઓ. કાયાનો. ૧
સતગુરૂ રંગ જઈ રમશે, અવીદ્યા અંતરથી ટળશે;
પછી ચીત્ત તારૂં નહી ફરશે. કાયાનો. ૨
કારીગર કલમ માયા પાસે, રંગ પાંચ બનાવ્યા લાસે;
જગત તત્વ બન્યું છે પાસે. કાયાનો. ૩
છબીમાં નથી કાંઈ ખામી, જુવો સૌ નિશ્ચે ચિત નામી;
ચોરાસી લક્ષ જાત કામી. કાયાનો. ૪
એક એકનો કેવો રંગ કીધો, સતોગુણ રૂપ રાતો દીધો;
બીજો તમોગુણ સ્યામ કીધો. કાયાનો. ૫
તત્વરૂપ કારીગર સાચા, ગુરૂહીણ શું જાણે કાચા;
ચકલને સંત મળ્યા સાચા. કાયાનો. ૬

પદ. ૨—રાગ ઉપર પ્રમાણે.

બંગલા ખુબ બન્યા બારિક, દરવાજા દસની છે તારીફ;
દરવાજે ચોકી કરે સારીફ. બંગલા. ટેક. ૧
બ્રહ્મા વિષ્ણુ ચોકી કરે સોવાર, શીવ શકિત રહ્યા છે નિરધાર;
શૂરવીર હાથે બેઠા છે સાર, બંગલા. ૨
અંત:કરણ ચોક રહ્યો પાસે, મન મારૂં તેમ જઈ નાહાશે;
વરતીઓ સનમુખે થાશે. બંગલા. ૩
બંગલા બીચે ચેતન તો ફરશે, સત્ય અસત્ય ન્યાય તો કરશે;
અદલ ન્યાય ત્યાંતો ચુકવશે. બંગલા. ૪
કાયારૂપી બંગલાને જાણો, જ્ઞાન ચૈતન્યને પ્રમાણો;
તે સમજી જીવપણું નામણો. બંગલા. ૫
હુંપણું હુલારી મુકો, મનુષ્યદેહ અવસર નવ ચુકો;
ચકલ કહે ભુંડા શીદ ભુંકો. બંગલા. ૬

———

## રાગ ચબોલાનો.

દેહ અભીમાનનો ત્યાગ ન કીધો, કાસી દવારકા ફરીયો;
જ્ઞાન વિના મુક્તિ નહી પામે, કેહે છે ચકો કડીયો. ૧
વેહેપાર ડોળે દશધણો, લાભ કશો ન જડિયો;
ખાદનો વેહેપાર શીદ કરે છે, કેહે છે ચકો કડીયો. ૨
સત ચિતને આણંદ છોડી, માયા રંગે ચઢિયો;
અમૃત છોડી ઝેર પીએ છે, કેહે છે ચકો કડીયો. ૩
રામ નામનું નાણું છોડી, દેશો દેશ તું ફરીયો;
અધ્યાત્મના તાપે બળે છે, કેહે છે ચકો કડીયો. ૪
રાગ કાઢીને તાલ વગાડી, શબ્દ રંગે ચઢિયો;
જ્ઞાન કેરો ગુણ ન જાણ્યો, કેહે છે ચકો કડીયો. ૫
દેવસ્થાને દોડતો ફરે છે, સીદ મુકે છે હુડીયો;
જડને જાચે શું થવાનું, કેહે છે ચકો કડીયો. ૬
બેઠા સુતા બોલે નહીને, ઊભો નથી બળિયો;
ગાડરીયો પરવા ચાલ્યો છે, કેહે છે ચકો કડીયો. ૭
દેખાદેખી સંગ કરે છે, સાર કસો ન મળીયો;
એમ કર્યાથી જ્ઞાન નહી પામે, કેહે છે ચકો કડીયો. ૮
અધ્યારૂપે આધો ઠેલ્યો, અપવાદમાં પાછો વરીયો;
શબ્દ જાળે બાંધીનાખ્યો, કેહે છે ચકો કડીયો. ૯
હુળદરનો ગાંઠીઓ લેઇને, ગાંધી થઇને બેઠો;
સાચુ કરીઆણું ના મળે, તો સીદને પંથમાં પેઠો. ૧૦
પેઠો તોતો પામવા માટે, સાર કશો ન મળીયો;
આંધળાઓને લુટી લે છે, કેહે છે ચકો કડીયો. ૧૧
વેદ ભણ્યો પણ ભેદ ન જાણ્યો, તોલનો ન રાખ્યો ધડિયો;
તુંમ તત્વનો ભેદ ન જાણ્યો, કેહે છે ચકો કડીયો. ૧૨
મહાવાયનું મૂળ ન જાણ્યું, માયામાં જઈ પડીયો;
સવળાનું તે અવળું કીધું, કેહે છે ચકો કડીયો. ૧૩
અખંડ આકાશ જ્ઞાન સ્વરૂપે, નામ રૂપમાં જઈ ઠરીયો;
અહંમમતાનો ત્યાગ ન કીધો, કેહે છે ચકો કડીયો. ૧૪
ડાહ્યો થઈ દુનિયામાં ફરે છે, તેમાં શું ઝાઝું રળિયો;
ચાર દીવસનું ચાદરણું છે, કેહે છે ચકો કડીયો. ૧૫
અકાર ઊકાર મકાર મળીને, ઓંમ શબ્દ તો ધરિયો;

ઓહં સોહં ઘટમાં બોલે, કેહે છે ચકો કડીયો. ૧૬
આહાનતપણામાં મોંધો થયો, હરીજનોને નડીયો;
પેટ ભરવાને ઢોંગ કરે છે, કેહે છે ચકો કડીયો. ૧૭
હુંપણાને ઊંટે ચઢીયો, જ્ઞાન મારગ ના જડીયો;
હવે તારી મોતની દશા, કેહે છે ચકો કડીયો. ૧૮
પાંખ વનાનું પંખી ઊડે, સરવે ઠેકાણે રહે છે;
લક્ષણાવડે લક્ષજ જડીયો, કેહે છે ચકો કડીયો. ૧૯
વૈરાગ્યરૂપી વૃક્ષે ચઢિયો, ડાળે ડાળે ફરીયો;
જ્ઞાન વિજ્ઞાનથી તત્વ દર્શા, કેહે છે ચકો કડીયો. ૨૦
પાંચ તત્વ તો પરમાત્મા છે, ઝવેરી સાચો જડીયો;
વિધિ નિષેધનો ભેદ બતાવ્યો, કેહે છે ચકો કડીયો. ૨૧
ભેદ વનાનો ભુંકયા કરે છે, એમાં દીસ્યો વરિયો;
પંચીકરણનો વિચાર કરજો, કેહે છે ચકો કડીયો. ૨૨
દેહેના તત્વ વિચાર કરતાં, જીવ તેમાં ના જડીયો;
જીવ નહિ તો મુક્તિ સેની, કેહે છે ચકો કડીયો. ૨૩
કેહેવા કેહેવી જીવ બન્યો છે, કેહેવા કેહેવી વઢીયો;
ઢુંઢું જોઇને જાગી મરીયો, કેહે છે ચકો કડીયો. ૨૪
પાંખ વિનાનું પંખી ઊડયું, પાંચ પાનાનો દડીયો;
દેહરૂપી તો દડીયો બન્યો છે, કેહે છે ચકો કડીયો. ૨૫

## રાગ સઇદીનના ઝુલણાનો.

બાળપણા, જવાનપણા, બુઢ્ઢાપણા, ફીર જાવનેકા;
શરીરકી રચના, છીબ ગઈ, ઓ ચિંતા કાળ આવનેકા.
બુદ્ધીકા બળતો, છુટ ગયા, ઓચિંતા મોત તો થાવનેકા;
તેરે ચેતના હોય તો ચેત પ્યારે, ચકલરામ તો સત્ય બતાવનેકા. ૧
નદીકા પ્રવાહ, ચલ ગએ, દેહધારી સબ કુચ જાવનેકા;
પક્કા ફળતો ગીર પડે, મનુષ્ય દેહ ફીર નહીં આવનેકા.
પવનસો પલ ઊડગએ, ઘડપણમાં કુચ નહિ ફાવનેકા;
તેરે ચેતના હોય તો ચેત પ્યારે, ચકલરામ તો સત્ય બતાવનેકા. ૨
બુઢ્ઢાપણામાં બુધ ગઈ, શક્તિકા બળ પણ જાવનેકા;
તૃષ્ણાકા બળ તો બહોત ચલે, શાંતિકા સુખ નહી પાવનેકા. ૩
ક્રોધકા બળ તો બહોત વધે, અનુભવીકુ દુખ નહિ આવનેકા;
તેરે ચેતના હોય તો ચેત પ્યારે, ચકલરામ તો સત્ય બતાવનેકા. ૪

મોતરૂપી તો નિદ્રા આવી, ખાંશી ઊંદર પણ આવનેકા;
વ્યાધિરૂપી તો ચોર મિલે, ફીર ગયા અવસર નહી ફાવનેકા. ૫
દેહ તો જડરૂપ હોગઈ, સુકા ઝાડની માફક થાવનેકા;
તેરે ચેતના હોય તો ચેત પ્યારે, ચકલરામ તો સત્ય બતાવનેકા. ૬

( શું કર્યું ગીતા ગાઇનેરે તેં શું કર્યું ગીતા ગાઇને ) એ રાગ.

નામ જાણ્યું પણ રામ લહ્યો નહી,
ત્યાં સુધી ખોટી ભવાઇરે. ભાઈ. ૧
વેદ ભણ્યો પણ ભેદ ન જાણ્યો,
ધીક પડી ચતુરાઇરે. ભાઈ. ૨
વર્ણાશ્રમના ભેદમાં ભુલ્યો,
સ્વપનાની છે તે સગાઇરે. ભાઈ. ૩
પોથી વાંચે તો પાર નહી આવે,
ભાગવતની કરી તેં ભવાઇરે. ભાઈ. ૪
પુરાણ વાંચીને પુરણ ન જાણ્યું,
નથી આવી પંડીતાઇરે. ભાઈ. ૫
ગીતાનો સાર તો નથી જાણતો,
શંશય રહ્યો તુંજ માંહીરે. ભાઈ. ૬
મનનો મેલ તો મટતો નથી,
શું થયું ગંગાજી નાહીરે. ભાઈ. ૭
મળ વિક્ષેપ, ને આવરણ તજીને,
અંતઃકરણ તું કરને સફાઇરે. ભાઈ. ૮
વિવેકરૂપી વેહેલે બેસીને,
જ્ઞાનની રાશ્યો સાઇરે. ભાઈ. ૯
દાસ ચકલ કહે આપ જાણ્યા વિના,
ત્યાં સુધી મરે ભટકાઇરે. ભાઈ. ૧૦

રાગ ઝુલણું.

પાંચકો પાર, પચીસકો દેખ, સ્થુલ સુક્ષ્મ કે પાર આવનેકા;
દેહ દેવલમાં શબ્દ દેખ્યા હે, તુર્યામેં સુખ તો પાવનેકા;
કાલ કરમકા ભે ટળ ગયા, નિરભેકા નિશાન બજાવનેકા,
તેરે દેખના હોય તો દેખ પ્યારે, ચકલરામ તો સત્ય બતાવનેકા. ૧

## રાગ લોલ.

મનરાજ મુસાફરી નીસર્યોરે લોલ,
ફર્યા સંસાર ચોરાશી દેશરે;
મનરાજ મુસાફરી નીસર્યોરે લોલ. ટેક.
સંગ તો ચાર ચોરનો મળ્યોરે લોલ,
નાખ્યા ચોરાશી કેદની માંહરે. મનરાજ. ૧
મોહરૂપી બેડી જડીરે લોલ,
લક્ષણાની બેડી તે સાથ. મનરાજ. ૨
અધ્યાતમનો તો માર પડે ઘણોરે લોલ,
દેહ પડે ને બીજી થાય. મનરાજ. ૩
નિવૃત્તિ નારીને ખબર પડીરે લોલ,
માહારો સ્વામી પડયો છે કેદ. મનરાજ. ૪
શાંતિ દયા દિનતા છે સાહેલડીરે લોલ,
ગઈ ચઈતન્ય રાજાની પાસ. મનરાજ. ૫
અનુભવનો તે દંડ ત્યાં આપીયોરે લોલ,
છોડી લાવી છે મન ભરથાર. મનરાજ. ૬
લેઈ શાંતિ તે ઘર બન્ને ગયારે લોલ,
આવી આનંદ હીંડાળો ઘાલીયોરે. મનરાજ. ૭
જઈ બ્રહ્મ વિધા રૂપી દરપણ ધર્યુંરે લોલ,
નિત્ય તત્વનું દરશણ થાય. મનરાજ. ૮
ચકલ ચોરાશી મનની મટી ગઇરે લોલ,
મનરાજ બ્રહ્મ રૂપ થાય. મનરાજ. ૯

## ગરબી ૧ લી.

હાવડી નિદ્રા ક્યાંથીરે, જીવરાજ તુને આવડી નિદ્રા ક્યાંથી. ટેક.
પાંચ તત્વનો પલંગ બનાવી, ત્રણ ગુણની પાટી;
તૃષ્ણારૂપી તળાઈ પાથરી, હું પણ નાખ્યું કાટી. જીવરાજ. ૧
સંસાર રૂપી રાતને વિષે, પરવૃત્તિ નારી સાથે સુતો;
મોહરૂપી મધ્ય રાતને સમે, અવિદ્યાએ લુટયોરે. જીવરાજ. ૨
પ્રવૃત્તિને પાંચ પુત્ર છે, મહા બળિયા તે કાહાવે;
બાપને તે માહા દુઃખ દેવા લાગ્યા, અન્ન જળ ના ભાવેરે. જીવરાજ. ૩
દુઃખી છું પણ હીંમત રાખજે, ધીરજ રાખજે ધારી;

અનુભવી વાહાણું વહાય ત્યારે, છોડી દેજે યારીરે. જીવરાજ. ૪
સુતો હું પણ સુઈ જાણજે, સ્વપનની બાજી માંડી;
અનુભવ ઊદે થાય ત્યારે, પ્રવૃત્તિને મુકજે કાઢીરે. જીવરાજ. ૫
દયારૂપી તું દાતણ કરીને, શાંતિ જળમાં નાહી;
વૈરાગ્યરૂપી વસ્ત્ર પેહેરીને, નિવૃત્તિને મળતું ભાઇરે. જીવરાજ. ૬
નિવૃત્તિ તુંને નાહાલ કરશે, માહા આણંદમાં પેઠો;
ચકલ કહે સો ચેતી ચાલો, નિરભે પદમાં જઈ બેઠો. જીવરાજ. ૭

## ગરબી ૨ જી. રાગ ઉપર પ્રમાણે.

જીવરાજ તાહારૂં ખેતર હરણાં ખાય;
રળીને ઘેર શું લેઈ જાય રે. જીવરાજ. ટેક.
ત્રણ હરણતો તાકી રહ્યાં છે, પચીસ તો માંહી પેઠા;
ત્યાસીની ટોળી મળીને, ખેતર મધ્યે બેઠા રે. જીવરાજ. ૧
વૈરાગ્યરૂપી વાડો તોડી, સમતા છીંડુ ભાગે;
દયારૂપી તાહારા દાણા ખાઇને, પેટ ભરે જોઈ લાગેરે. જીવરાજ. ૨
ઊઠ અભાગી વિચાર કરને, સમજણ મારગ સાહી;
જ્ઞાનરૂપી તો ગોફણ મારી, શાંતિ સીરોઇ લે તું ભાઇરે. જીવરાજ. ૩
ભેદ ભાગ્ય બંદુકડી સાઈ, અભેદ અવાજો થાશે;
પરવૃત્તિને દુર કરીને, નિવૃત્તિ આવી ધાશેરે. જીવરાજ. ૪
સતસંગ સુધો મારગ છે, વેદાંત મારગ લે ઝાલી;
દેહનો અધ્યાસ છોડી દઇને, તત્વ ચૈતન્ય લે ન્યાળીરે. જીવરાજ. ૫
ધે ધાતાથી પાર પોહોંચી, જ્ઞાન આકાશ લે સાહી;
જીવણમુક્તિનો લાહાવો લેઈ,ધન્યછે બુદ્ધી તાહારીરે ભાઈ.જીવરાજ. ૬
મુક્તિ અમુક્તિ બન્ને નાઠા, જગત નથી ત્રણ કાળે;
ચકલ કહે છે ચૌદલોકમાં, એક બ્રહ્મ સબ ભાળેરે. જીવરાજ. ૭

## રાગ મરશીયા.

જીવરાજ જુવો જગતમાં જાગી, જાગી જાગી જાગી,
જીવરાજ જુવો જગતમાં જાગી. ટેક.
ખોટા ખેલમાં તુતો ખેલે, જાય અમુલ્ય મનુષ્ય દેહે એળે;
કર સતસંગત ચિત્ત ભેળે. જીવરાજ જુવો. ૧
ગુરૂ શબ્દના ઘોડે બેશી, ચઢ ચિદાકાશમાં પેશી;
ચિત ચૈતન્યમાં લે ખેંચી. જીવરાજ જુવો. ૨

દેહેરૂપી ખેતર છે તારૂં, તેમાં ન રાખ્યુ રખવાળુ;
ચાર હરણ ચુંટી ખાય સારૂં. જીવરાજ જુવો. ૩
ચાર હરણની નારી હરણી, તેનું નામ અવિદ્યા ધરણી;
તારી સારી વસ્તુ ખાય કરડી. જીવરાજ જુવો. ૪
ગુરૂ રખવાળ રાખ તું પાસે, જ્ઞાન ગોફણથી તે લાસે;
વૈરાગ્યના તીરથી નાસે. જીવરાજ જુવો. ૫
પરાપાર પરમાત્મા જાણો, ચિદાધન ચૈતન્યને માનો;
સમજી જીવ તું થા શાણો. જીવરાજ જુવો. ૬
ચકલની ચિંતા ભાગી, સતસંગતમાં ચીત્ત રહે લાગી;
તત્વ દરશાને દેહને ત્યાગી. જીવરાજ જુવો. ૭

( આવો હરી શીવશંકર ભોળા. ) એ રાગ.

કાતકે કાયા છે કાચી, માયામાં શું રહ્યો જાચી;
માટે જીવ તારી થશે હાસી. કારતકે કાયા છે કાચી. ૧
માગસરે મન મારૂં ભટકે, સંસાર મને લાગે છે ચટકે;
અવિદ્યા મારે છે ઝટકે. માગસરે. ૨
પોસે તો પામરપણું ટળો, જઈ સુમુક્ષુપદ ધારો;
જઈ સતસંગમાં ચિત્ત ધાલો. પોસે. ૩
માહાએ તો માહાવાયક જાણો, વેદના અર્થજ પરમાણો;
માહો માયામાંથી મન તાણો. માહાએ. ૪
ફાગણે ફોગટ શું ફરીયો, જોને આ બ્રહ્મ અખંડ ભરીઓ;
જાણે ફુલ ગુલાબની કળીયો. ફાગણે. ૫
ચઈતરે ચૈતન્ય છે ઘટમાં, તંતુનું વસ્ત્ર બન્યું પટમાં;
એ આ આકાશ છે ઘટમાં. ચઈતરે. ૬
વઈશાખે વૈરાગ્યમાં છે સુખ, વિવેક વિના પામે છે માહા દુઃખ;
જ્ઞાન તત્વ દરશે ભાગે ભુખ. વઈસાખે. ૭
જેઠે તો જક્ત નથી ત્રણકાળ, પાંચ તત્વ પરમાત્માને ધાર;
સમજ જ્ઞાન આવે પંથનો પાર. જેઠે. ૮
અશાડે અનુભવ જો જાગે, કામ ક્રોધ લોભ મોહ ત્યાગે;
તત્વ જોતાં મરણનો ભય ભાગે. અશાડે. ૯
શ્રાવણે સમજે નર શાણે, સદગુરૂ શબ્દના બાણે;
સમજીને સત સંગમાં ચિત્ત આણે. શ્રાવણે. ૧૦
ભાદરવો તો બ્રહ્મ સ્વરૂપ ભાસે, અવિદ્યા જે જનની નાસે;

જેને ખોળે તે તારી પાસે. ભાદરવો. ૧૧
આસોએ માહા આનંદ મળિયા, જીવણમુક્તિ સુખમાં જઈ ઠરીયા;
ચકલ કહે ચૈતન્ય ધન રળિયા. આસોએ. ૧૨

## રાગ ઊપર પ્રમાણે.

પડવે તો પરમાત્મા જાણો, પાંચ તત્વ પરમાત્મા માનો,
માયારૂપી મોટો છે પાનો. પડવે. ૧
બીજે તો બાવનથી છે બાહાર, અશિપદ નિશ્ચે મનમાં ધાર,
સમજ તારી તૃષ્ણાને પાછી વાર. બીજે. ૨
ત્રીજે તો ત્રણ દેહનો જાણનાર, કાળ કેરો એ છે મોહોટો કાળ,
તે તું બ્રહ્મને નિશ્ચે જાણ. ત્રીજે. ૩
ચોથે તો ચૌદ લોકમાં એક, વિધિ નિષેધનો કર તું વિવેક,
છોડી દે તું પંથ તણો એક ટેક. ચોથે. ૪
પાંચમે પરિબ્રહ્મ નિરખ્યાં, રૂપ જોઈ ચિત્તડા તો હરખ્યા,
તત્વરૂપે સાચા તો પરખ્યા. પાંચમે. ૫
છઠે તો છો સર્વના ઘટમાં, તંતુનું વસ્ત્ર બન્યું પટમાં,
માહા મુની બોલ્યા રહી મઠમાં. છઠે. ૬
સાતમે સુખ દુખને ના માને, તેતો દેહનો ધરમ છે પરમાણે,
શાણાજનની સમજી લેને વાણે. સાતમે. ૭
આઠમે આણંદમાં ફરતો, તત્વ જોઇને ચિત મારૂં ધરતો,
મોટા કાળથી હું નવ ડરતો. આઠમે. ૮
નોમે તો નિરગુણ છે સાચા, સમજણમાં નથી રહ્યાં કાચા,
શાસ્ત્રમાં બહુ રહ્યા ખાંચા. નોમે. ૯
દશમે દેહ ધરે જગમાં, સમજ વિના આવેને જાય ભગમાં,
ભયાનક વચનથી ડગમાં. દશમે. ૧૦
એકાદશી અજ્ઞાનને તું ટાળ, જગત નથી બ્રહ્મને તું ભાળ,
જ્ઞાન હિણ બુદ્ધી તારી બાળ. એકાદશી. ૧૧
બારશે બહુ ભણ્યો તું વેદ, મનમાંન્યો નથી જતો તાહારો ખેદ,
ભણ્યો પણ ના ભાગ્યો તારો ભેદ. બારસે. ૧૨
તેરસે ત્રષ્ણા નાખો રોળી, ગુરૂજીએ બુદ્ધી તો ખોલી,
ગુરૂજીએ તો અનુભવની આપી ઝોળી. તેરસે. ૧૩
ચૌદસે ચૌદ લોકનો નાથ, મેતો તે સાથે ભરાવી બાથ,
નિરગુણ આવ્યો માહારે હાથ. ચૌદસે. ૧૪

પુનમે પુરણ રૂપ જોયું, જોઇને માહારૂં અજ્ઞાન તો ખોયું,
ચકલ કહે મન મારૂં મોહ્યું. પુનમે. ૧૫

## રેખતો.

સમજ લે સમજ લે મોજ ગુરૂકી, ગુરૂદેવે કીરપા કીધી,
શબ્દકો સારકો સાર બતાવીયો, જગતકી ભરમણા દુર કીધી;
રવી પરકાશ ભયો, અંધકાર નાશ ભયો, હોય ગુરૂકી મેહેરબાની,
કહે ચકલરામ ગુરૂ પરતાપસેં જ્ઞાન વિજ્ઞાનની જોત જાણી. ૧
દેખ લે દેખ લે બ્રહ્મકું દેખ લે, અંતઃકરણકે બીચ દેખો,
કામકું ક્રોધકું લોભકું માર કર, કાયાકા કોટકે બીચ પેખો;
જ્ઞાન સ્વરૂપ અનુપ ચિદાઘન, જો અનુભવકી જોત જાગે,
કહે ચકલરામ ગુરૂ પરતાપસે, દેહે અભિમાન નિશ્ચે તાગે. ૨

## સવૈયા.

દેહ ગુમાન કરે નર મુરખ, સંસારકો સુખ સુપન જાણી,
તેલ અત્તર ફુલેલ લગાવત, ઇંદ્રીકા સુખ લીધા તેં માંની;
દેહ ગુમાન કરે નર મુરખ, કાલ ચવાણું તું કયું જાએ ભુલી,
દાસચકલ અકાલ ભયે જબ, બ્રહ્મવિદ્યાકી બુદ્ધી જો ખુલી. ૧
નારીકો ચાકર રેહેતહુ તું નર, ધરત લાવીને નારીને આગે,
એ તન પ્રીત લગાવતે એ નર, ચાકર થઈ પરદેશ તું ભાગે;
વિષેકે ભેદમાં લપટી રહ્યો જબ, તૃષ્ણા તો આગેકી આગેહી જાગે,
દાસ ચકલ ઊપાય કરો નર, જ્ઞાન વિચારેથી સબ દુખ ભાગે. ૨

## ઝુલણું.

ઔર મન કહ્યાં, ઔર જીવ કહ્યાં, ચિદાભાસપણા પણ કેહેવનેકા;
ઔર રૂ કહાં, ઔર નુર કહાં, જ્યોતિપપણા પણ માનનેકા;
ચૈતન્ય તો સબમેં વ્યાપ રહા, શબ્દ જાળમાં સબ જણાવનેકા;
તેરે ચેતના હોય તો ચેત પ્યારે, ચકલરામ તો સત્ય મનાવનેકા. ૧
ઔર સાર કહાં, અસાર કહાં, મનકા ધરમ સબ માનનેકા;
ઔર સુખ મિલે, ઔર દુખ મીલે, દેહકા ધરમ સબ જાણનેકા;
સંસારકા સુખ સુપન જાણી, જ્ઞાન વિજ્ઞાન તે સુખ પાવનેકા;
તેરે ચેતના હોય તો ચેત પ્યારે, ચકલરામ તો સત્ય જણાવનેકા. ૨

---

## કુંડળીયો.

જકત કારણ રૂપ છે, કાર્ય મિથ્યા જાણ;
કાર્ય કારણ જો મિલે, ઘટ દેહમાં ચૈતન્ય માન;
ઘટ દેહમાં ચૈતન્ય માન્ય, અંતરંગ સાધન પક્કા;
બહિર રંગકો ત્યાગ, સમજ વિના ખાધા ધક્કા;
સમજે શાણા જન, હરીજન છે તે ભક્ત;
ચકલ ચૈતન્ય સત્ય, નથી દેખાતું જક્ત. ૧

## રાગ—હોરી.

ભજીલે તું બ્રહ્મને ભાઈ, ભાઇરે, ભજીલે તું બ્રહ્મને ભાઈ. ટેક.
બ્રહ્મ ભજીલે સંદેહ તજીદે, કરીલે તું સત્ય કમાઇ;
વિષય મદમાં તું લપટાણો, મોહોરૂપી મોટી છે ખાઈ;
કર સંતસંગ તું ધાઈ. ભજીલે તું. ૧
કાયા માયા મિથ્યા છે કાચી, કરીલે તું નિશ્ચે જાઇ;
સાચું કહું છું તું નહી માને, સુપનની છે સગાઈ;
સમજ વિના શીદ ભટકાઈ. ભજીલે તું. ૨
નિવૃત્તિ તો સેજે સમજી ગઈ, પ્રવૃત્તિ સમજી નહી કયાંઈ;
સમજ વિના તું દેહને દમે છે, તેમાં શી કરી તેં નવાઈ;
તેતો તારી ખોટી ભવાઈ. ભજીલે તું. ૩
પ્રાણ અપાન ઊદાન સમાનને, દેહેસંગ થઈ છે સગાઈ;
મળ, વિક્ષેપ, આવ્રણ તજીલે, વૃત્તિની કર ચતુરાઈ;
અવિદ્યાએ બુદ્ધી ભમાઈ. ભજીલે તું. ૪
જ્ઞાન ગુલાલ અતિશે ઊડાયો, અનુભવની જોળી તે સાહી;
દયા દીનતાની ચાલી પીચકારી, મારો અંત:કરણને માંહી;
તૃષ્ણાથી રહ્યો ખચકાઈ. ભજીલે તું. ૫
પાંચ તત્વની દેહ બની છે, કોણ છે આ ઘટમાંહિ;
જીવ દશા જેણે અળગીજ કીધી, ચકલ ચૈતન્ય સંગ સગાઈ;
જ્ઞાન વિના મોક્ષજ નાહી. ભજીલે તું. ૬

## ધોળ ( તુંતો રામ રટણ કર રંગમાં ) એ રાગ.

દેહેનો રંગ પતંગપર પરમાણ, વેળા તો ચુકી જાય છે. ટેક.
ખોયો હીરો તે હાથ ચઢયો તુંને, માટે સમજીલે સાર અસાર. વેળા. ૧

મોધી મુનશાદે દુલભ દેવને, તારા મૂળ સ્વરૂપને ખોળ. વેળા. ૨
તુંતો ક્યાંથી આવ્યોને ક્યાં જઈશ, તેનો કર તું સાચો વિચાર. વેળા. ૩
તુંતો તુંપદ તત્વપદ શોધજે, કાર્ય કારણનો ભેદ વિચાર. વેળા. ૪
તુંતો સોનાના ઘાટસમાન છે, ઘાટ ભાગેતો સોનું દરસાય. વેળા. ૫
તુંતો જળના બિંદુને સમાન છે, પાંચ તત્વ પરમાત્મા જાણ. વેળા. ૬
ચકલરામ કહે સુણ માનવી. ગયો અવસર નહી આવે હાથ. વેળા. ૭

( રાગ ચંદ્રાવળા. )

શ્રી ગુરૂને શરણે નમું, વળી પ્રેમશું લાગુ પાય;
આરાધુ અવિનાશને, એવા સત્યનિરંજન રાય;
આદ્ય અંત્ય મધ્ય સ્વરૂપ, માયાએ રચ્યું બ્રહ્માંડ રૂપ;
જક્તબનાવાનીઈચ્છાથાય, બ્રહ્મતે પુરૂષદર્શાય. જે જે તત્વસ્વરૂપ. ૧
પુરૂપ પ્રકૃતિ બે મળ્યા, માહાતત્વ નામ કેહેવાય;
માહાતત્વના રૂપથી, ઓંકાર નામ ધરાય;
ઓંકારથી ગુણ ત્રણ થયા, રાજસ તામસ સાત્વીક લહ્યા;
તમોગુણના ભુત પાંચ કેહેવાય, રજોગુણની ઇંદ્રી દર્શાય. જેજે તત્વ. ૨
સત્વગુણના દેવ છે, દીગપાળ રહ્યા છે કાન;
નાસિકાએ અશ્વનિકુમાર, નેત્રે સૂર્ય સમાન;
જીભ્યાએ વરૂણનો વાસ, મુખમાં અગ્નીનો પ્રકાશ,
ઊપસે બ્રહ્મા સમાય, ગુદાએ રહ્યા યમરાય. જે જે તત્વ. ૩
નાભીમાં રહે ગણેશનો વાસ, અંતઃકરણમાં વિષ્ણુ પ્રકાસ;
મુરધનીસ્થાન નારાયણ વાસ, તેનો ચૈતન્ય રહ્યો પ્રકાશ;
તે ચૈતન્ય જગત સહી, તેમાં ભેદ ન ધરશો કાંઈ;
સોનાનો ઘાટજ સોનું હોય, તેમાં સંદેહ ના કરશો કોય. જે જે. ૪
વિધિએ જુદા પાડિયા, સંસાર સમજવા છેક;
એકનું એકજ સમજાય નહી, તેમાં વેહેવાર રચિયો નેક;
તે વેહેવારમાં ભટકી મુવો, તત્વ જોઇને સંદેહ ખુઓ;
જક્ત જુઠુ ત્રણકાળમાં સહી, મુક્તિ અમુક્તિ ચકલે ગ્રહી. જે જે. ૫

ઝુલણું.

બ્રહ્મ કહે પરબ્રહ્મ કહે, નામરૂપ તે પાર જાણનેકા;
પિંડ નહી બ્રહ્માંડ નહી, સગુણપણા તો માનનેકા;
આદ્ય નહી ઓર અંત નહી, અનુભવસે ચૈતન્ય પાવનેકા;
તેરે ચેતના હોયતો ચેત પ્યારે, ચકલરામતો સત્ય સમજાવનેકા. ૬

ખાન કીયા ઔર પાન કીયા, નિદ્રા મૈથુનમાં માહાલનેકા;
સુતદારા ઔર ધન મિલા, સભી અભીમાનમાં માનનેકા;
વંઝાકા પુત્ર ખેલ કરે, તેસા જગત સુખ પાવનેકા,
તેરે ચેતના હોય તો ચેત પ્યારે, ચકલરામ તો સત્ય સમજાવનેકા ૭

કુંડળિયો.

જક્ત જુઠા જાનહી, પુરણ બ્રહ્મ અવિનાશ;
મન વચન કરમે કરી, તે માયાકો પાસ;
તે માયાકો પાસ, વાસ વૈરાટમાં પાયો;
વેદ પુરાણુકે માંહી, સાર સચ્ચા કમાયો;
બાજીગરકા ખેલ, મિથ્યામે કાયકુ બકત;
રજુ ભુજંગકી રીત, મૃગ તૃષ્ણાવત્ત જગત. ૧
મિથ્યા સંસાર સર્વદા, સવારથની છે સગાઈ;
માત તાત પુત્ર નારી, ન રળે તો કરે ભવાઈ;
ન રળે તો કરે ભવાઈ, મનમાં કહે મરે તો સારૂ;
ખરી સગાઇ છે દ્રવ્ય, મિથ્યા કહે મારૂ મારૂ;
કહેત ચકલરામ, સાચી વાત કહુ છું સર્વથા;
ચેતના હોય તો ચેત, પછાડી સર્વે મિથ્યા. ૨

રાગ—સીતાજીના મહીનાનો.

સદગુરૂજીએ સમજાવી સાન, કે સ્વરૂપ સમજાવીયું;
તેનો કરૂંછું હવે વિસ્તાર, સમજ માહારા જીવડા. ૧
સુણો સુણો કહુ એકવાર, કે સાર સંસારમાં;
મોટું અધ્યાત્મનુંજ દુઃખ, સમજ માહારા જીવડા. ૨
સ્વપનાનો છેજ વેહેવાર, જુઠાને બાઝી રહ્યો;
માટે તત્વજ્ઞાન સંભાળ, સમજ માહારા જીવડા. ૩
પુન્ય કરે અમરાપર પામે, પાછો આવે પલકમાં;
ન મળે મોક્ષ તણો ત્યાંજ પંથ, સમજ માહારા જીવડા. ૪
માટે સતસંગ સારમાં સાર, સમજી થાઓ સુખીયા;
બીજો નથી એકે ઊપાય, સમજ માહારા જીવડા. ૫
માત તાત ભ્રાતને બેન, સગા સૌ સ્વારથી;
અંતે કોઈ નહી આવે તારી સાથ, સમજ માાહરા જીવડા. ૬
હુંપણાને હાંકી કાઢ જુઠાને બાઝી રહ્યો;
દુઠાનો માન્યો તેંજ ચોહ, સમજ માહારા જીવડા. ૭

આતો રજ્જુનો સર્પ દર્શાય, ડંશ કરશે નહી;
પણ જાગી મુવો સારી રાત; સમજ માહારા જીવડા. ૮
મદારીએ રચ્યો છે ખેલ, જગત તેવું જાણજો;
ગાંધર્વનગર દીસે છે આકાશ, સમજ માહારા જીવડા. ૯
શશા સીંધ વંઝા કેરા બાળ, આકાશમાં ફુલ છે;
તેવું આ જગત દરશાય, સમજ માહારા જીવડા. ૧૦
થોડું કહે ઘણું કરી જાણ, જગત બ્રહ્મ રૂપ છે;
અવિદ્યાએ નવ ઓળખાય, સમજ માહારા જીવડા. ૧૧
તને મુળનું આવ્રુણતો જઇને અડચું;
માટે મનન કરો નિરધાર, સમજ માહારા જીવડા. ૧૨
તું તારાપણાને કાઢ, તત્વ બ્રહ્મ જાણજે;
પ્રત્તિ તત્વ સ્વરૂપમાં રાખ, સમજ માહારા જીવડા. ૧૩
તત્વ વિચારમાં છે માહા સુખ, ન મરે જીવે કોઈ;
કાર્ય કારણ એક રૂપ જાણ, સમજ મહારા જીવડા. ૧૪
ચકલની ચિંતા ટળી, તત્વ નજરે પડયા;
ગુરૂ મલ્યા છે દયાસીંગ, સમજ માહારા જીવડા. ૧૫

## પ્રશ્ન ચોપાઇ છંદ.

કોન બ્રહ્મ કહીએ ઓ સ્વામી, અંતર મત કહીએ અંતર જામી;
કોન પરિબ્રહ્મ કહિયે દેવા, ચકલ પુછે મનકો સંદેહા;
બહાર વિચાર કહો ગુરૂ દયાસિંગા, અંતર બુધ રહો કોણ ઢંગા;
નીશ કરમ કહો નિરધારા, ચકલ પુછે સતગુરૂકા વિચારા;

## ઉત્તર.

બહાર વિચાર બ્રહ્મ નહિ જાકે, ઈંદ્રી દશ વિશે સુખ તાકે;
અંતરવર્તિ હો જાવે કોઈ, ચકલ બ્રહ્મરૂપ જાણો ઓઈ.

## રાગ સીતાના મહીનાનો.

સુણો કારતકે કારણરૂપ, બ્રહ્મ આજ દરશિયા;
વ્યાપીક અખંડાનંદ, સતગુરૂજીની સાનમાં. ૧
સુણો માગશરે માયા તો અનિત, નથી ને કલપી ખરી;
તેનો તુંને થયો અધ્યાસ, સતગુરૂજીની સાનમાં. ૨
સુણો પોસ માસે પરીબ્રહ્મ, વિધિમાં કેહેવાય છે;

નામ રૂપને મિથ્યાજ જાણુ, સતગુરૂજીની સાનમાં. ૩
સુણો માહા મહીને મુળરૂપ, જ્ઞાન ચૈતન્ય ખરૂં;
ચિદાઘન આકાશ દરશાય, સતગુરૂજીની સાનમાં. ૪
સુણો ફાગણે ફક્કડ થાય, તત્વજ્ઞાન જો મળે;
જીવણ મુકતીનો આણંદ થાય, સતગુરૂજીની સાનમાં. ૫
સુણો ચઇતરે સો દેવલોક એકે બ્રહ્મ જાણવું;
સોનાથી ઘાટ જુદા દરશાય, સતગુરૂજીની સાનમાં. ૬
સુણો વઇસાખે વેદના ભેદ, ઊપનિષદના અર્થમાં;
લક્ષણા વડે સમજે જેહ, સતગુરૂજીની સાનમાં. ૭
સુણો જેઠ માસે જપે જાપ, સોહંગ સોહંગ તુંહી તું સહી;
પરોક્ષ વાચકને મનથી તાગ, સતગુરૂજીની સાનમાં. ૮
સુણો અશાડે અવિનાશ, અખંડ બ્રહ્મ રૂપ છે;
જ્યાં જોઊં ત્યાં તે દરશાય, સતગુરૂજીની સાનમાં. ૯
સુણો શ્રાવણ શાણાજન સૌનો મત એક છે;
એક અજ્ઞાનિ કલ્પે અનંત, સતગુરૂજીની સાનમાં. ૧૦
સુણો ભાદરવે ભુંડા દેખ, તત્વ નજરે પડે;
અસ્તી ભાતીને પ્રીય સ્વરૂપ, સતગુરૂજીની સાનમાં. ૧૧
સુણો આસો માસે અવિનાસ, ચકલ તો આપે થયો;
નથી રહ્યો કાળનો ત્રાસ, સતગુરૂની સાનમાં. ૧૨

ધોળ. (સતગુરૂ સાહ્ય કરોને એકવારરે.) એ રાગ.

સતગુરૂની સાન સમજે નર જેહરે,
માહારો તો મુરખનો છે આ દેહરે. ૧
હું તો અજ્ઞાની ને જીવ બુદ્ધી મારીરે,
સતગુરૂજી જ્ઞાન ખડક મારો ધારીરે. ૨
મારીને વિવેક લોહી તો કાઢોરે,
પછી તેમાં વૈરાગ્યની દવા ઘાલોરે. ૩
સતગુરૂએ નિતિની ચરી તો પડાવીરે,
પછાડીથી જ્ઞાન રસાણ ખવરાવીરે. ૪
ત્યારે તો દેહ અભિમાન રોગ નાઠોરે,
પછી તૃષ્ણાનું તીર વિવેકનો ભાથોરે. ૫
પછી જ્યાં ત્યાં અવિદ્યાને દેખી કાપોરે,
કાપીને બ્રહ્મ જગત રૂપ થાપોરે. ૬

થાપીને માહાઆણંદ રૂપ ધારેરે,
ચકલને ભવસાગરમાંથી તારેરે. ૭

દોહરો.

શામ વેદ એમ કહત હે, તત્વમસી નીરધાર;
વીધીનીષેધ સમજી કરી, સતસંગ કર વેહેપાર. ૧

કુંડળીયો.

આતમ તત્વરૂપ છે, નમસ્કાર કરીલે;
પ્રથમ ગુરૂ પ્રતાપથી, સુખસાગરમાં રેહે;
સુખસાગરમાં રેહે, દુઃખની વામે તનમાં;
જ્ઞાન રસાણુ જો ખાય, બ્રહ્મ રંગ ચઢે મનમાં;
કહેત ચકલરામ, રહે સદ્‌ગુરૂના સાથમાં;
જગત બ્રહ્મકું જાણ, દેખ રોજ તત્વ આતમા. ૧
અલ્પ ભેદને માનીને, ઊગ્ર ઉપાસના કર;
તુંપદ તત્પદ સમજીને, અસીપદ ચિત્તમાં ધર;
અસીપદ ચિત્તમાં ધર, આત્મ બ્રહ્મ છે અભેદા;
સંશય સંકટકો નાશ, હસ્તી ભાતી કે વેદા;
કહેત ચકલરામ, રજ્જુમાં દિસે સરપ;
નથી જગતનો ઠોર, નામ પાડ્યું છે અલપ. ૨
દેહ ભાડાનું ઘર છે, ધણી થયો છું આપ;
ઘર તા'રૂં રેહેશે નહી, મિથ્યાનો સંતાપ;
મિથ્યાનો સંતાપ, ભાર ખાંધપર તું ધરતો;
ન સમજ્યો કાંઈ સાર, તૃષ્ણામાં જઈ તું મરતો;
કહેત ચકલરામ, મો'ટો કાળનો છે ભેય;
કાર્ય કારણ શોધતાં, મિથ્યા માની દેહ. ૩
સાર નથી સંસારમાં, દુઃખ મુળ છે એહ;
તૃષ્ણા વધતી જાય છે, એવા ખેલ છે જેહ;
એવો ખેલ છે જેહ, રાય રંક સરવે ભુલ્યા;
જોગી ભોગી સંત, માયામાં સરવે ઝુલ્યા;
કહેત ચકલરામ, કાળનો છે સર્વ હાર;
જગતમાં સુખ કાંઈ નથી, ના દીઠો કાંઈ સાર. ૪
નિજ નાથ એક સત્ય છે, અસત્ય માયાને જાણ;

સત્ય સ્વરૂપ જાણી કરી, ભ્રાંતિરૂપ જકતને માન;
ભ્રાંતિરૂપ જકતને માન, ઘુવડ ના દેખે સૂરા;
અનુભવ અંતર ધાર, કર અજ્ઞાનને દૂરા;
કહેત ચકલરામ, બાજી આવી છે હાથ;
મનુષ્યાદેહ દુર્લભ મળી, સમરી લે નિજ નાથ. ૫

મછલી તરશી જળમાં, સૂર્ય માગે તાપ;
એમ આતમા જીવ થઈ, કરે બહુ સંતાપ;
કરે બહુ સંતાપ, જગત વેરૂ ઘર જેવું;
ગાંડા આગળ વાત, કરે દુઃખ થાય છે તેવું;
કહેત ચકલરામ, માયા રંગ છે તે ગળી;
મિથ્યા માયા જાણ, જળરૂપ જો મછલી. ૬

બ્રહ્મ ખુંવારી જો ચઢી, ઇંદ્રકુ કહે રંક;
કોપુનમાં ગાંડો ઘણી, તત્વ સ્વરૂપમાં ટંક;
તત્વ સ્વરૂપમાં ટંક, દશો દિશ ફક્કડ ફરે;
અધ્યાતમ અધિભુત, ભવસાગર મિથ્યા ધરે;
કહેત ચકલરામ, મટે વિધિના કરમ;
ભ્રાંતિકા મૂળ કાઢ, સ્વરૂપ આપે છે બ્રહ્મ. ૭

તન મંદિર મન માનવી, સોહંગ સ્વરૂપ ભગવાન;
ભ્રમણા ભાગે તાહરી, તો પાવે પદ નિરવાણ;
તો પાવે પદ નિરવાણ, નિરંજન દર્શણ દીધા;
જુવો ઘટને માંહી, પ્રેમના પ્યાલા પીધા;
કહેત ચકલરામ, ધાર ગુરૂ તું મન;
તુંહી તુંહી કરતા તુંહી રહ્યા, દર્શી તત્વ તન. ૮

દેખ દેદાર તું આપકો, કયું કરે બકવાદ;
સાર ન સમજ્યો શબ્દનો, ઊલટા કરે વિવાદ;
ઊલટા કરે વિવાદ, સમજકર પ્રશ્ન કરના;
જ્ઞાનિજનની પાસ, ચિત્ત ધારણસેં ધરના;
કહેત ચકલરામ, સમજી લે માયા મેખ;
જ્ઞાન દરપણ લે હાથમાં, સ્વરૂપ બ્રહ્મકું દેખ. ૯

મન મદારી તન માંકડું, ખેલે જગને માંહિ;
ખેલત ખેલત જુગ ગયા, કરી ના લીધી કમાઈ;
કરી ના લીધી કમાઈ, ખેલનો ભેદ ના પાયો;

ગાંઠની મુંડી ખોઈ, અભિમાનમાં જઇ ધાયો;
કહેત ચકલરામ, કાયા કારમું છે વન;
જ્ઞાન ગલીમાં જઈ મળે, બ્રહ્મ સ્વરૂપ થાય મન. ૧૦

## રાગ—ચાલ્ય વેહેલી અલબેલી પ્યારી રાધે. પદ. ૧

બ્રહ્મજ્ઞાન મુળ મંત્ર મોક્ષકારી, જાણ વેદ ચાર કેહેછે ઊચારી,
જાણ ઊચ્ચારી, ઊચ્ચારી, ઊચ્ચારી. બ્રહ્મ૦ ટેક
ઉપનિષદના તે અર્થ પ્રમાણો, માહાવાયકને નિશ્ચે કરી જાણો,
લક્ષણાવડે તો લક્ષને પ્રમાણો;
મટે તાપ, આપોઆપ, સોહંગ જાપ, તત્વ થાપ,
ગુરૂ પ્રતાપ, છે અમાપ, બ્રહ્મ વ્યાપ, બળે પાપ;
ઊલટ આણી આણી, મોક્ષકારી. બ્રહ્મ૦ ૧
વસિષ્ટ ઉપદેશ રામ રૂદે રાખે, સંદીપ મુખથી તો કૃષ્ણ સ્વાદ ચાખે,
અષ્ટાવક્ર જનક પ્રત્યે ભાંખે;
મટે બ્રહ્મ, ટુટે કર્મ, પુરણ નેમ, કુશળખેમ, ચઢે પ્રેમ,
ન રેહે વેહેમ, ભુલે કેમ, રાખે પ્રેમ;
તત્વ ધારી ધારી, લે મોક્ષકારી. બ્રહ્મ૦ ૨
ત્રીગુણરહિત બ્રહ્મરૂપ ભાસે, તત્વજ્ઞાન આકાશ તો પ્રકાશે,
મરણ જનમનો ત્રાસ તો નાસે;
મિથ્યા નામ, ખોટું ધામ, છોડ કામ, રાખ હામ,
સર્વ ઠામ, વ્યાપક રામ, આકાશ ધામ, નિજ નામ;
તુંતો ન્યાળી ન્યાળી, લે મોક્ષકારી. બ્રહ્મ૦ ૩
વિધિ નિષેધના ભેદને પ્રમાણો, ગુરૂ લક્ષણે બ્રહ્મરૂપ જાણો,
ચિત્ત ચૈતન્ય સ્વરૂપમાં આણો;
છોડ મત, જક્ત ગત, બ્રહ્મ સત્ય, તું અસત્ય,
તત્વ સત્ય, જ્ઞાન ગત્ય, સ્વપનવત્, વિધિવત્;
મિથ્યા માની માની, લે મોક્ષકારી. બ્રહ્મ૦ ૪
સત્ચિત આનંદ ઘન જાણો, અસ્થિ ભાતિ પ્રીય પ્રમાણો,
જ્ઞાન તત્વ આતમાને જાણો;
કારણ સત્ય, દિસે અસત્ય, માયા ગત્ય, ચકલ સત્ય,
સાક્ષીવત્, છુટે કષ્ટ, થયો મસ્ત, દિઠા દ્રષ્ટ;
જો તું ભારી ભારી, લે મોક્ષકારી. બ્રહ્મ૦ ૫

## પદ. ૨—રાગ—(ચાલ વેહેલી અલબેલી પ્યારી રાધે.)

સતસંગ સાર જાણો મારા પ્રાણી;
સ્વપન તુલ્ય જક્ત જાણો તે પ્રમાણી;
પ્રમાણી, પ્રમાણી, જાણો પ્રાણી. ટેક.
ઠુંઠા ચોરવત્ જક્ત સર્વ ભાસે, દેખ બ્રહ્મ સ્વરૂપ તો પ્રકાશે;
જાણ જનમ મરણ ભય નાસે, જોને ધારી, ચૈતન્ય ન્યાળી;
માયાકારી, મોહને બાળી, હુંકાર તારી, ભય ભારી,
ગુણધારી, સંદેહ નિવારી, સમજ જ્ઞાની જ્ઞાની, જોને પ્રાણી. સતસંગ. ૧
વેદ વિધિમાં જગત કેહેવું પડશે, નિષેધ વ્યાંકમાં તો મૂળ તેનું બળશે;
માહાવાયક જો બ્રહ્મ તને દરશે, ગુરૂજ્ઞાન, સમજ વાણ,
વેદ પ્રમાણ, અંતર આણ, તત્વ જાણ, જક્ત અજાણ,
વિધિ પ્રમાણ, નથી અજાણ, સંદેહ તારી તારી, જોને પ્રાણી. સતસંગ. ૨
જીવ મટીને તો શીવ થાશે જ્યારે, ગુરૂ ગોવિંદ સ્વરૂપ એક ભાળે;
જગત નથી ને બ્રહ્મરૂપ ધારે, થાય કામ, દીશે ધામ,
મેલ હામ, દર્શે નામ, ચૈતન્ય ધામ, ગુણ કામ,
માયા બામ, કલ્પ્યું નામ, જક્ત નથી નર્થારે, જોને પ્રાણી. સતસંગ. ૩
ચાર વેદ ખટ શાસ્ત્ર તમે જાણો, હરાડ પુરાણનો અનુભવ માનો;
સતસંગ વિના મિથ્યા તે પ્રમાણો, સર્વ સાર, આવે પાર,
ન લાગે વાર, લીધો ભાર, મિથ્યા માર, સુપન ધાર,
સંદેહ તાર, અનુભવ ધારી ધારી, જોને પ્રાણી. સતસંગ. ૪
જીવણમુક્તિનો તો માલ તને મળશે, સતસંગતમાં ચિત તારૂં ભળશે,
જક્તવાસના તો જ્યારે તારી બળશે, જડશે માલ, હીરાલાલ,
બ્રહ્મ ભાળ, નથી કાળ, ચકલ અકાળ, મલી ઢાલ, માર્યો કાળ,
છુટી ફાળ, તત્વ માની માની, જોને પ્રાણી સતસંગ. ૫

## પદ. ૩—રાગ ઊપર પ્રમાણે.

જક્તમાં તો મરણ ભય ભારી, માહાવાયક કેહે છે પોકારી;
પોકરી પોકારી, ભય ભારી. ટેક.
સર્વ સાધનનું મૂળ જ્ઞાન જાણો, ગીતા ભાગવત વાયક પ્રમાણો,
સતગુરૂના તે વચનને માનો; મિથ્યા મરણ, ખોટું જરણ,
ગુરૂ ચરણ, થાને શરણ, અંતઃકરણ, ભેદ હરણ, છુટે રણ,
પાપ હરણ, ના માનીશ માનીશ, ભય ભારી. જગતમાં તો. ૧

કારણ કાર્ય તો એકરૂપ દિસે, દેહ છુટે તો તત્વમાં તત્વમાં પિસે,
દસ ઇંદ્રીઓ તો પ્રાણમાં સમાશે; કર વિચાર, નથી વાર, છે અપાર,
સમજ સાર, નથી પાર, અંતર ધાર, તત્વ ન્યાર, લાગ્યો તાર,
ના રાખીશ રાખીશ, ભયભારી. જગતમાં તો. ૨
જગત નથી બન્યું ત્રણ કાળે, સર્વ દીસે તે બ્રહ્મરૂપ ધારે;
અસ્તિ ભાતિને પ્રિયરૂપ ભાળે; જીવ નથી, શીવ નથી, વિધિ કથી,
જોને મથી, વૃત્તિ હઠી, માયા નથી, વાણી કથી, સાચી નથી,
ભય ના રાખીશ રાખીશ, ભય ભારી. જગતમાં તો. ૩
સ્રજનહારને તો નિશ્ચે તમે જાણો, શાક્ષી આપરૂપ દ્રષ્ટા તે પ્રમાણો,
માયાજાળમાં તો શીદ ભય માનો, છે વિકારી, ગુણ ધારી, માયા તારી,
ગયા હારી, મત ભારી, મઠ ધારી, માહાવિકારી, દુખ ભારી,
ન ધારીશ ધારીશ, ભય ભારી. જગતમાં તો. ૪
અધ્યાતમના તો તાપ જેના બળિયા, બ્રહ્મવેતા ગુરૂ તો જેને મળિયા,
જન્મ મરણના ફેરા તેના ટળીયા; દેહ ધારી, ચકલ તારી,
બ્રહ્મભારી, વાસના બારી, આનંદકારી, દીઠો ધારી, અનભે ભારી,
લાગી તારી, જો તું જાગી જાગી, ભય ભારી. જગતમાં તો. ૫

## લાવણી–રાગ–નાગર નટરે, મીલજાવો મન મોહન પ્યારે.

સોહંગ જાપ જપી લે, સોહંગ જાપ જપી લે,
કાંઈ જગત નથી ત્રણ કાળે. ટેક.
જગત બ્રહ્મ સ્વરૂપ તો જાણો, સ્વપ્ન તુલ્ય સંસાર માનો;
સત્ય પુરૂષના વાયકે પ્રમાણો, અનુભવ કરી લે. કાંઈ જગત નથી. ૧
કાર્ય કારણ તત્વઈ દીસે, અવિદ્યા તો ઘાણીમાં પીસે;
કર સ્વરૂપ તાહારાને નિશ્ચે, ગુરૂની સાનરે. કાંઈ જગત નથી. ૨
શીવ શકિત સ્વરૂપ નરનારી, મેતો જોયું અનુભવને ધારી;
અહંગ મમતા અંતર મારી, અશીપદ જાણરે. કાંઈ જગત નથી. ૩
ત્રણ દેહના શાક્ષિ તે ન્યાળી, તુર્યાતિત જોને ધારી;
મરણ જનમની ભ્રાંતિ નિવારી, જીવન મુકતરે. કાંઈ જગત નથી. ૪
બ્રહ્મવેતા ગુરૂ જો મળશે, તારે અંતર આતમા જડશે;
સ્થુલ જઈ વૈરાટમાં ભળશે, લક્ષણા જાણેરે. કાંઈ જગત નથી. ૫
કલ્પવૃક્ષ સ્વરૂપ જ્ઞાન જાણો, ઊપનિષદના તે અર્થ પ્રમાણો;
સર્વથી ઊત્તમ પદ માનો, થઈશ અમરરે. કાંઈ જગત નથી. ૬
માહાવાયના ભેદને જાણો, તું તત્વ અશી પ્રમાણો;

ચકલ નથી ચૈતન્ય સત્ય જાણો, સોના ઘાટરે. કાંઈ જગત નથી. ૭

પદ. ૧ રાગ—ગોડી.

સદગુરૂ સાન બતાવી, જુવોને ભાઈ સદગુરૂ સાન બતાવી. ટેક.
તત્વ સ્વરૂપ બ્રહ્મરૂપ દર્શા, મરણની ભ્રાંતિ મટાવી. જુવો. ૧
ટીલા ટપકાં બઈરંગ સાધન, મોહોજાળ મનની કટાવી. જુવો. ૨
અખંડ અરૂપ અવિનાશજ દીઠા, જ્ઞાનનું ઓષડ ચટાવી. જુવો. ૩
મરણ જનમનો રોગજ ટાળ્યો, સિદ્ધાંત વાત ઘટાવી. જુવો. ૪
ચેતવું હોયતો ચેતી લ્યો પ્રાણી, કાળ રહ્યો છે સતાવી. જુવો. ૫
મનુષ્યદેહતો પારસ મળ્યો છે, સમજી લે સ્વરૂપ ઝટ આવી. જુવો. ૬
ચકલને સદગુરૂજ મળીયા, મોહજાળ નાખી હુઠાવી. જુવો. ૭

પદ. ૨ રાગ—ઉપર પ્રમાણે.

વેદાંત મારગ ઝાલો, ઓ અનુભવી વેદાંત મારગ ઝાલો. ટેક.
ખટ શાસ્ત્રમાં ખાંચો વણી છે, જ્ઞાન મારગ તમે ચાલો. ઓ અ૦ ૧
જે મારગ રામચંદ્ર પધાર્યા, વશિષ્ટે પાયો પ્રેમ પ્યાલો. ઓ અ૦ ૨
કૃષ્ણ પરમાત્મા ઓધવ પ્રત્યે, તત્વનો આપ્યો ગોપને લાહાવો. ઓ૦૩
અખંડ અજ અરૂપ બ્રહ્મ દર્શા, તત્વ સ્વરૂપ તેને ભાળો. ઓ અ૦૪
દસ અવતાર તો જુગ જુગ થાવે, સાકાર ઠાઠ એ છે ઠાલો. ઓ૦ ૫
જ્ઞાન ચૈતન્ય આકાશ દરશ્યું, ઠામ નથી કાંઈ ઠાલો. ઓ અનુ૦ ૬
ચકલ નહી એ ચૈતન્ય બોલે, માહાવાયકની લે ઢાલો. ઓ અ૦ ૭

રાગ—ઠુમરી.

રામ નામકા લુંટો ખજાના, ઓર સબ અસારરે;
મળ વિક્ષેપ આવ્રણ બંધ તોડો, સોહુંગ કુંચી સારરે. રામ. ટેક.
ગુરૂએ ગમ બતાવી તનમાં, માલ મલ્યો છે અપારરે;
હરી હીરા પ્રગટ દર્શા, કંચન કશને ધારરે. રામ નામકા. ૧
ચૈતન્ય ચિંતામણી હાથ લાગી, આકાશ પારસ ધારરે;
કલ્પવૃક્ષ કલ્યાણરૂપ દિસે, માહા ધન તત્વનો તારરે. રામ. ૨
ભાગ ત્યાગ લક્ષણાને વેહેંચી, મલ્યો માલ અપારરે;
અભેદ નાણું હાથજ આવ્યું, મુક્તિ મોતી સારરે. રામ. ૩
સતુચિત આનંદ અમુલ્ય માલ છે, અખંડ રૂપ ભંડારરે;
ચકલ ચૈતન્ય સબસેં ન્યારા, જગત નહિ બ્રહ્મ ધારરે. રામ. ૪

## રાગ ઠુમરી ઉપર પ્રમાણે.

નિજ નામકા કરલે સ્મરણ, સ્વપન સંસાર ધારરે;
મોહો જળકા તો પાર નહી આવે, મમતા પાછી વારરે. નિ૦ ટેક.
નામસેં અનામી મીલિયા, લગી શબ્દમેં ચોટરે;
સંસાર સાગર જે જન ફરશે, બેશે જ્ઞાનની ઓટરે. નિજ. ૧
વિચાર કરશો કોણ જગત હે, પરમાત્મા સો કોણરે;
જીવ શિવ સબ આપ રૂપ હે, સમજી ધર તું મૌનરે. નિજ. ૨
અનુભવ આપ વિચાર દેખલે, જગત તત્વરૂપ ધારરે;
સોનાકા ઘાટ સોનાઈ દીસે, સમજે આવે પારરે. નિજ. ૩
કર્મ ઉપાસના બહિરંગ સાધન, જ્ઞાન અંતરંગ ધારરે;
ચકલરામ કહે સબ દેખો, ચૈતન્ય આકાશ ભાળરે. નિજ. ૪

## રાગ ચંદ્રાવળા.

પ્રથમ ગુરૂને પ્રણમું, જેણે આપ્યો બોધ અપાર;
સાર અસાર સમજાવીયો, જેની બુદ્ધી તણો નહી પાર;
જેની બુદ્ધી અપરંપાર, જ્ઞાન ખડક ખાંડાની ધાર;
ગુરૂના ગુણ તો છેજ અપાર, માહુસાગરનો ના આવે પાર.
જે જે જ્ઞાન સ્વરૂપ. ૧

પ્રથમ દેહ અધ્યાસનો, ત્યાગ કર્યો અપાર;
વિવેક વૈરાગ્ય જાણીને, નિધ્યાસનનો લીધો પાર;
નિધ્યાસનનો લીધો પાર, મુમુક્ષપદમાં વર્તિ ધાર;
જ્ઞાન વિજ્ઞાનથી મળશે હરી, મોહો માયામાં સીદ જાય મરી.
જે જે જ્ઞાન સ્વરૂપ. ૨

સ્થુલ સુક્ષ્મ જણાવીયુ, કારણનો લીધો સાર;
જાગ્રત સ્વપ્ન સુષુપતી, તુર્યાનો આવ્યો પાર;
તુર્યાનો તો લીધો પાર, સાક્ષી ચૈતન્ય છે નિરધાર;
ધ્યે ધાતાથી અળગો થયો, જીવણમુક્ત આપે થઈ રહ્યો.
જે જે જ્ઞાન સ્વરૂપ. ૩

તત્વ દર્શી બ્રહ્મમાં, છુટી ગયા ધર્મ ને કર્મ;
વિધિ નિષેધ સમજી કરી, વેદનો પામ્યો મર્મ;
વેદનો પામ્યો પોતે મર્મ, ગુરૂએ બતાવ્યો સાચો ધર્મ;

કાર્યે કારણ એકજ થયુ, બ્રહ્મ જગતમાં ભેદ ના લહ્યું.
જે જે જ્ઞાન સ્વરૂપ. ૪

કોઈ જયોતિષ નિરાકાર કહે, કોઈ કેહે છે નિરંજનરૂપ;
કોઈ કેહે છે ગૌ લોકમાં, કોઈ કેહેછે અક્ષરા સ્વરૂપ;
અક્ષર સ્વરૂપ કેહે છે સહી, માયા મનથી ખસી ગઈ;
ભવસાગરમાં ભમે કેમ, સંત સમાગમ રાખજ નેમ.
જે જે જ્ઞાન સ્વરૂપ. ૫

આંધળા હાથીને પરખે છે, એક એકે ઝાલ્યું છે અંગ;
નિશ્ચે નથી તેના મનમાં, બુદ્ધિનો થાય છે ભંગ;
બુદ્ધિનો ત્યાં ભંગજ થાય, નિશ્ચે સાચુ નવ જણાય;
નિશ્ચેનો નથી આવતો પાર, તત્વબ્રહ્મ છે નિરધાર.
જે જે જ્ઞાન સ્વરૂપ. ૬

પિંડ બ્રહ્માડ તપાસતાં, જીવ ઇશ્વર નક્કી ન થાય;
ઘટમઠમાં બહુ ભેદ છે, આકાશ સળંગ જણાય;
આકાશ સળંગ છે તેજ રૂપ, કુવાની છાંયા સમાઈ કુપ;
સોનાથી ઘાટ જુદા નથી, તત્વબ્રહ્મ હું કહુંછું કથી.
જે જે જ્ઞાન સ્વરૂપ. ૭

ખટ સાસ્ત્ર તપાસતાં, જુદા જુદા પડે છે ભેદ;
કર્મ ઊપાસના બહુ કરી, પણ મનનો ના ગયો ખેદ;
પણ મનનો ખેદ ગયો નહી, સકામ બુદ્ધીમાં ગયો વહી;
નિષ્કામ તું કરમ કર ફરી, તો તો ભવસાગર જઈશ તરી.
જે જે જ્ઞાન સ્વરૂપ. ૮

પુન્ય કરે અમરાપર પાય, પાછો આવે તું વારંવાર;
જીવતા મરે તો આવે પાર, હરી મારગ ખાંડાની ધાર;
ખાંડાની ધાર તો છે તે હરી, અવિદ્યાથી બુદ્ધી ફરી;
ફરી ફરી બહુ કારજ ગયા, ઝાકળ જળમાં દુખીયા થયા.
જે જે જ્ઞાન સ્વરૂપ. ૯

કારણથી કાર્ય નિપજે, તેમાં તત્વથી જક્ત થાય;
ઘટ ઊપાદાન માટી છે, તત્વ ઊપાદાન જકત દરશાય;
જકત દર્શાય અજ્ઞાને કરી, અધ્યાસથી તેની બુદ્ધી ફરી;
તત્વ તપાસતા જગત નથી, સતગુરૂએ વાણી કથી.
જે જે જ્ઞાન સ્વરૂપ. ૧૦

કારણ ચૈતન્ય નજરે પડે, ચિદાકાશમાં છે માલ;
વર્તિ ચૈતન્યને જઈ મળે, દેહ અભિમાનને ટાળ;
દેહ અભિમાન મનથો ગયું, સાક્ષી આતમ નિશ્ચે થયું;
મહાસાગરમાં નદી મળે, ચકલ તત્વમાં તત્વ ભળે.
જે જે જ્ઞાન સ્વરૂપ. ૧૧

## રાગ વેરાવળ–વનચર વીરા વધામણી. એ રાગ.

પાંચ પચીસને ખોળજો, ઘટમાં ચૈતન્ય બોલે;
જ્ઞાન વિજ્ઞાન ખોળતાં, કર તત્વનો તોલે. પાંચ પચીસને. ટેક.
હું જીવડું નહીંએ આતમા, એમ ભુલથી બોલે;
નિષ્કામ કર્મ નિત્ય કરી, જાને ગુરૂજીને ખોળે. પાંચ પચીસને. ૧
ભેદ અભેદ તારૂં જશે, મનની મુરખા મેલે;
તત્વબ્રહ્મ દરશાય છે, જ્ઞાનની બેશને વેહેલે. પાંચ પચીસને. ૨
ખોળી ખોળી તું શું ખોળે, ભવનો પાર નહિ આવે;
શાણાજનની સાથથી, મુક્તી તરતજ પાવે. પાંચ પચીસને. ૩
તુંપદ જીવ તું થઈ રહ્યો, તત્વપદ ઇશ્વર માને;
અશીપદ નિશ્ચે કરી, માહાવાયક ધર કાને. પાંચ પચીસને. ૪
વેદ મારગમાં માહાલજે, પુરાણમાં બહુ ખાંચો;
સતગુરૂ જેને મળ્યા, તે જન ન રહ્યો કાચો. પાંચ પચીસને. ૫
કાર્ય કારણ એક છે, રૂપથી બે જણાય;
તે બ્રહ્મ જગત સ્વરૂપ છે, સમજે તારે મનાય. પાંચ પચીસને. ૬
રાત અંધારીમાં ચાલતાં, ભય મનમાંજ લાગે;
ઠુંઠાનો ચોર જોઇને, દેખી તરતજ ભાગે. પાંચ પચીસને. ૭
અજ્ઞાન બુદ્ધીને બાળ તું, ઘટમાં ચૈતન્ય જુઓ;
ચકલ કહે તત્વ નકી કરી, મનની ભ્રમણા ખુઓ. પાંચ પચીસને. ૮

## પદ રાગ–ઇલાયચી કુંવર જનમીયો, ધનવંત શેઠને ઘેર.

જક્ત નથી ઓ વીરલા, આ છે બ્રહ્મ વિલાસ;
સતસંગ મારગ સોધજો, છુટે તનનો તે ત્રાસ.
જક્ત નથી આ બ્રહ્મ છે. ટેક.
જક્ત નામ ઠરાવીયું, જેમ કોઈ નાતનો શેઠ;
વિધિએ વિવેક પાડિયો, સમજાવા સૌ ઠેઠ. જક્ત નથી આ. ૧
વેદે વેહેવાર બાંધીયો, જક્ત ઠરાવ્યું નામ;

અંતે તેને ઊડાવિયું, દર્શાવ્યો સાચો ધામ. જકત નથી આ. ૨
અવિદ્યાના અજ્ઞાનથી, શિવનો થયો તું જીવ;
જ્ઞાનબુદ્ધિ તો બંધ પડી, પેહેલો હતો તું શિવ. જકત નથી આ. ૩
હાથમાં લીધી છે આરશી, અવળુ રાખ્યું છે મુખ;
આંધળો તેને તે શું કરે, દેખતાને આપે સુખ. જકત નથી આ. ૪
તત્વ બ્રહ્મ પ્રગટ દીસે, મુરખ દેખે છે જકત;
માળા રાખી છે હાથમાં, સૌકો કેહેછે તે ભક્ત. જકત નથી આ. ૫
અણછતું અજ્ઞાન થયું, જેમ કોઈ બાળકની પેઠ;
સ્વપ્ન આવ્યું ને રાજ કરે, જાગી કરતો તે વેઠ. જકત નથી આ. ૬
જેમ કોઈ અંધારી રાતમાં, રજ્જુનો દીઠો સાપ;
ભયભીત થઇને તે નાસતો, તનમાં અતીસે તાપ. જકત નથી આ. ૭
માટી નામ તો ભુલી ગયો, વાસણ પાડયું છે નામ;
તેમઆ સાચાનું જુઠું કર્યું,જ્ઞાનમાં ના પહોંચી હામ.જકત નથીઆ.૮
બ્રહ્મ જકતરૂપે થયો, બ્રહ્મ થઈ ગયા દુર;
ચકલ નામ અસાર છે, અંતે થવાનું ધૂર. જકત નથી આ. ૯

પદ-૧ રાગ કાફી.

આ રાઇએ મેરૂ ઢાંકયોરે, મેરૂ કોઈ દેખે નહી;
અજાને દેખીને સમરથ નાસે સહી. ટેક.
સિંહ અજાથી બીહીતો ફરે છે, ચોરથી બીહે રાજન;
સવળાનું તેને અવળુજ સમજયો, માયાનું છે સાજન;
સાર કયાંથી મળશેરે, અનામી નામ સમજયો નહી. રાઇએ. ૧
ક્યાંથી આવ્યો ને કયાં જવાનો, માયાનો ખેલ અપાર;
આવવા જવાની ગમ ના પોહોચે, વિધિએ કર્યો છે વિસ્તાર;
અનુભવી સમજોરે, વાણીની ગમ પહોંચે નહીં. રાઇએ. ૨
વેદ વાણીનો વિસ્તાર કરીને, સમજો બ્રહ્મ અખંડ;
રહ્યો અવિનાશી સર્વેજ વ્યાપક, બ્રહ્મ સ્વરૂપ બ્રહ્માંડ;
તત્વરૂપ તારૂંરે, શાણાજન સમજો સહી. રાઇએ. ૩
કૃપા થશે જ્યારે સદગુરૂકેરી, ઘટમાં થશેજ પ્રકાશ;
ખોટા સાધન શિદ સાધે છે, ત્હારા તનના તત્વ તપાસ;
દાસ ચકલ કેહે છે, તત્વરૂપ બ્રહ્મ તુંહી. રાઇએ. ૪

પદ-૨ રાગ કાફી.

અનુભવી આવોરે સત્ય વસ્તુ શોધી જુવો;

પંડીતો તમને પુછુરે, આ જગત રૂપી ઊંડો કુવો. ટેક.
એ કુવામાં અમૃત ભર્યું છે, તેમનું પીયો તમે પાણી;
પાણી પીવું હોય તો તરત પી લ્યો, માયાએ ન્યાખી છે અંધારી;
કાયાવાડી કાચીરે, સમજણ વિના શીદને મુવો. અનુભવી. ૧
સમજણ વિનાના સાધન સાધે છે, એમાં શું આવે તારે હાથ;
સતગુરૂની સેવા કરવાથી, બતાવે નિરંજન નાથ;
થોડેથી ઘણું માનોરે, દેહ અભિમાનને ખુઓ. અનુભવી. ૨
પાંચતત્વ પરમાત્મા જાણો, લક્ષણાએ કરજો વિચાર;
વિચાર કરવાથી વિશેષ મળશે, આકાશથી નથી કાંઈ પાર;
સાર સાચો સમજોરે, જ્ઞાનદર્પણ લેઇને જુઓ. અનુભવી. ૩
બ્રહ્મવેતા જો ગુરૂ મળશે, માહાવાયકનો આપશે સાર;
જ્ઞાનરૂપી ભંડાર ખોલ્યો, તે ઊતારશે ભવપાર;
દાસ ચકલ કેહેછે રે, જીવણમુક્તિ થઇને જુવો. અનુભવી. ૪

## રાગ વેળાવળ.

પાંચ કોસનો પડદો, ચિત્ત આતમસેં જોડો;
સદગુરૂ શબ્દ બતાવશે, ભવસાગર છોડો. પાંચ કોસનો. ટેક.
તમે તમારૂં નક્કી કરી, જ્ઞાનનો ચલવો ગોડો;
આકાશ મારગ ચાલજો, વરતી તે સાથે જોડો. પાંચ કોસનો. ૧
છોડીને આણંદ કરજો, ત્યાંથી પાછા ન દોડો;
કાળનો ભે ત્યાં ના મળે, તૃષ્ણાનો તાર તોડો. પાંચ કોસનો. ૨
સદગુરૂ સાન સમજી લેજે, દેહનો આવરદા થોડો;
ગુરૂ શબ્દ બતાવશે, શીદ નકામા દોડો. પાંચ કોસનો. ૩
રત વના ફળ નહી મળે, ચિત્ત ચૈતન્યમાં ચોડો;
અવિદ્યામાંથીજ ચાલજો, લેજો વિવેક ઘોડો. પાંચ કોસનો. ૪
તુંતો તારાપણાને જાણજે, માયાએ નાંખી ખોડયો;
વિવેક વૈરાગ્ય જાણીને, સંગ ખોટાનો છોડો. પાંચ કોસનો ૫
શબ્દનો સાર સમજી કરી, માયાનો ફંદ ફોડો;
ચકલ ચોટ નિશાનમાં, ચિત્ત ચૈતન્યસે જોડો. પાંચ કોસનો. ૬

## કુંડળીયો.

જ્ઞાનહિણ ગુરૂ જો મળે, તે શું કરશે નહાલ;
દરદરી પોતે છે ઘણો, તે શું આપે માલ;

તે શું આપે માલ, સાલ અવળુ તે ઘાલે;
બીક બતાવે અંધને, શબ્દ બાણુજ સાલે;
સુખીયાનો દુખિયો થયો, જડનું બતાવે ધ્યાન;
ચકલરામ કહે સત્ય માનજો, તે ન સમજે જ્ઞાન. ૧

દોહરો.

ચકલ ચેતો જે થકી, નાનક નીરમળ નામ;
દયાસિંધની દયા થકી, દર્શા સાચો ધામ.

(ઇલાયચી કુંવર જનમી ગયો, ધનવંત શેઠનો પુત્ર.) એ રાગ.

પ્રશ્ન પુછુંછું હું પ્રેમથી, ગુરૂને નમાવી શીશ;
મનમાં સંદેહ છે માહરે, જીવનો સ્વામી છે ઈશ. પ્રશ્ન પુછુંછું પ્રેમથી. ટેક.
જીવ જીવ સૌકો કહે, કહોજી તેનું સ્વરૂપ;
સંદેહ પડયો છે મનમાં, અંધ પડયો જઈ કુપ. પ્રશ્ન. ૧
પાંચ તત્વનું પુતળું, ચોવીસ તત્વ છે માંહે;
દશ ઇંદ્રી છે તેહમાં, સાસ આવે ને જાય. પ્રશ્ન. ૨
અંતઃકરણ તો ચાર છે, મન બુદ્ધી ચિત્ત હુંકાર;
ઊર્મિ ખટ તેના વિષે, દેહનો બાંધ્યો છે તાર. પ્રશ્ન. ૩
જીવ તેમાં તો નવ જડે, કરતાં તત્વ વિચાર;
કેહેવા કેહેવી તો સૌ કહે, ગુરૂજી સમજાવો સાર. પ્રશ્ન. ૪
જીવનું રૂપ અજ્ઞાન છે, ગુરૂજી બોલ્યા તે વાણ;
જ્ઞાન સમજશે જાહરે, જીવ સોહંગ પરમાણ. પ્રશ્ન. ૫
સ્થુળતત્વ તપાસતાં, નથી જીવ સ્વરૂપ;
વૈરાટ તત્વ તપાસતાં, નથી ઇશ્વર રૂપ. પ્રશ્ન. ૬
જીવ ઇશ્વર કેહેવા પડે, પેહેલું સમજવા માટ;
સમજ્યા પછી તો તે નથી, હું પણ સમજીને દાટ. પ્રશ્ન. ૭
તત્વ બ્રહ્મ તો જક્ત છે, સમજાયુ ગુરૂએ જ્ઞાન;
સોહં સોહં, આપે થયો, કોનું કરૂં જઈ ધ્યાન. પ્રશ્ન. ૮
ભય ટળ્યો સરપ તણો, રજ્જુ લીધી છે હાથ;
ચકલ તત્વ નકી કર્યું, દીઠાં નિરંજન નાથ. પ્રશ્ન. ૯

રાગ ઊપર પ્રમાણે.

પુછું પ્રશ્ન ઓ પંડિતો, જગતનું કેવું સ્વરૂપ;

સાચેસાચું બતાવજો, દર્શાવોતેનુંજ રૂપ. પુછું પ્રશ્ન઼ ઓ પંડિતો. ટેક.
પ્રથ્વી આપને તેજ છે, વાયુ આકાશ માન;
ચંદ્ર સૂર્ય તારા ગણો, વળી નવ ગ્રહોને જાણ. પુછું. ૧
ઝાડ પાહાડ વનસ્પતિ, સમુદ્ર સાત પ્રમાણ;
પશુ પક્ષીને માનવી, ચાર ખાણો તે જાણ. પુછું. ૨
સર્વ ઠાઠ વૈરાટનો, ચૈતન્ય તેનો પ્રકાશ;
જગત નામ છે કલ્પના, સરવ છે ચિદાકાશ. પુછું. ૩
જગત નથી તો તું નથી, માથે લીધો તે બોજ;
પાપ પુન્ય તેં માનિયું, કલ્પીત દેહની છે ફોજ. પુછું. ૪
મરણ જનમનું દુખડું, અજ્ઞાનીને અપાર;
તત્વ તપાસો તનનાં, સંદેહ મનનો તે ટાર. પુછું. ૫
જગત નામ ઠરાવિયું, ઠુંઠાનો દીઠો ચોર;
ચકલ કહે ચાલો ચેતીને, જગત નકામો સોર. પુછું. ૬

### રાગ ઊપર પ્રમાણે.

માયા મુળમાં મુળગી નથી, કલ્પિત તેનું સ્વરૂપ;
અધ્યારોપે આરોપિયું, ઠુંઠા ચોર સ્વરૂપ. માયા મુળમાં. ટેક.
જેમ કોઈ ભાંગ પીને ભમે, ભુલી પોતાનું રૂપ;
તેવી માયા તો જાણજો, કુવા છાંયા સ્વરૂપ. માયા. ૧
મૃગ તૃષ્ણાના જળમાં, નાહાવા જે જન જાય;
દોડી થાકી તો તે મરે, ઊલટા દુખીયા તો થાય. માયા. ૨
આકાશમાં લીલતા જણાય છે, વૃત્તિના ભેદે જણાય;
જેમ જેમ આઘેરા ચાલતાં, નિશ્ચેના તે તો મનાય. માયા. ૩
શશા સિંગના છોગલા, વંઝાને નથી તો બાળ;
સાચાનો તો છેડો જડે, માયા નથી તે ધાર. માયા. ૪
માયા માયા તો સૌ કહે, કહો તે એ શું કહેવાય;
રૂપ હોય તો દેખજો, કલ્પિત તે શું જણાય. માયા. ૫
ઘુવડ દેખે નહી સુર્યને, તેના સાથને પુછ;
ચકલ તત્વ તપાસતાં, માયા લાગે છે તુચ્છ. માયા. ૬

### પદ—રાગ કાફી.

જુઠો ખેલ ખેલેરે કર્તારે, માયા બાજી રચી;
જીવ શીવ ખેલેરે, અવિદ્યા તો વચમાં મચી. ટેક.

પાંચ તત્વરૂપી રંગ બાજીમાં, સોટકી મેલી છે પચીસ;
અંતઃકરણરૂપી ચોપટ નાંખ્યો, ઇંદ્રીઓ સોગટા ધરી;
વિષય રૂપી રમત માંડી રે, સત્ય અસત્ય પાસા કરી. જુઠો. ૧
ટુટીચારના ચાર દેહ જાણો, બે ચોકના અંતઃકરણ માન;
પોબાર પડયા તે પારજ પોંચ્યા, જીવનમુક્તિ થઈ તે પ્રમાણ;
ટુટીચારરૂપી ચેતોરે, જ્ઞાન રસાણ જેને પચી. જુઠો. ૨
આઠ પોહોર તો રમત ચાલે છે, પ્રકૃત્તિ પુરૂષ ખેલાડી;
ચાર જુગમાં સોગટી ફરે છે, અખંડ રમત માંડી;
શાણાજન સમજોરે, માહાવાયકમાં કર તું રૂચી. જુઠો. ૩
વેદવિધિમાં કેહેવું પડે છે, નિષેધમાં નથી તે માન;
પાંચ તત્ત પરમાત્મા જાણો, શાણાજનની સમજે સાન;
દાસ ચકલ કેહેછેરે ગુરૂગમની લે તું કુંચી. જુઠો. ૪

## ઝુલણું.

સત્ય કહે કોઈ અસત કહે, આણંદ સ્વરૂપ તો જાણનેકા;
જડ કહે કો અસત્ય કહે, માયા તો દુખરૂપ સમજનેકા;
પાંચ પચીસકા ઠાઠ મિલ્યા, નામરૂપ તો ખોટા જાણનેકા;
અસ્તી ભાતી પ્રીય તત્વ દેખો, ચકલરામ તો સત્ય બતાવનેકા. ૧

## રાગ કાફી—પદ. ૧.

નારાયણને નિરખો રે, પરીબ્રહ્મ આપે ધણી;
જગતમાં ઝાંખો રે, ચિદાઘન આપે મણી. ટેક.
સમાધી ચઢાવીને પ્રાણ ચઢાવે, તેમાં નહી મળે તને રામ;
ખટ ચક્રના ભેદ જોતા, એમ નથી બેઠાં શ્યામ;
સાર સાચો સમજો રે, તત્વ રૂપ સાચો ધણી. નારાયણને. ૧
નાભી કમળ વિચ કુંડી રચી છે, નાડી છે સર્વે તે માંહ્ય;
તેના ઊપર નાડી દશ મોહોટી, તે દશો દિશાએ જાય;
કામ તેનું કરે છે રે, સમજવાની ખુબી ઘણી. નારાયણને. ૨
ઇંગિલા નાડી પીંગળા નાડી, ને સુષુમણા તે વચમાંહે;
અપાન ખેંચીતે પ્રાણમાં જોડે, મહા પવન તે થાય;
ચૈતન્યનો જડ થાય છે રે, તેમાં સુખ તેં લીધુ માની. નારાયણને. ૩
સમાધિ ચઢાવાથી કલ્યાણ થાય તો વૃક્ષજ વઈકુંઠ જાય;
જગત રીઝવાને પાખંડ કરે છે, ભારેથી હલકો થાય;

સાધન તારૂં સ્વપ્નનું રે, સમજી લે સાન ગુરૂની. નારાયણને. ૪
આત્મા પરમાત્મા એક રૂપે છે, કાર્યે કારણ સ્વરૂપ;
ઘટ માટીમાં ભેદ ન જાણો, જગત બ્રહ્મ સ્વરૂપ;
ચકલને દ્રષ્ટે પડિયો રે, હરી રૂપે હીરાકણી. નારાયણને. ૫

છપ્પા.

સતચિત આણંદ રૂપ, સ્વરૂપ તો તેને જાણો;
ધે ધાતાથી પાર, તત્વ રૂપ નિશ્ચે માનો;
પાંચ કોશથી પાર, વસ્તુ તો વ્યાપક દિસે;
માયા ઘંટી બિચ, જીવ દાણા તો પિસે;
ગુરૂ ખીલડો જો મળે, તે દાણા અમર થાય છે;
ચકલરામ કહે સત્ય માનજો, કાળથી તે બચાય છે. ૧
પૃથિવ જળને તેજ, વાયુ આકાશજ માનો;
તેનું કાર્ય જક્ત, અનુભવ મનમાં જાણો;
સોનાના બન્યા ઘાટ, કુંડલકે કડા પણ કેહે છે;
સોનું તેમાં સત્ય, ઘાટ મિથ્યા સબ લહે છે;
ઘાટ સોનાથી દરશાય છે, સોનું તે સત્ય રૂપ છે;
ચકલ કહે સત્ય માનજો, જક્ત બ્રહ્મ સ્વરૂપ છે. ૨

ઝુલણું–(આ ઝુલણા સહીદીનના ઝુલણાના રાગના છે.)

બ્રહ્મ ક્યાં પુરૂષ ક્યાં, પ્રકૃતિ રૂપ તો માનનેકા;
અધ્યા રૂપમાં સબ આરોપ કીયે, તત્વ તો સાચા જાણનેકા;
દ્વૈત અદ્વૈત તો સત્ય નહી, કલ્પિત તો સ્વપ્ના પાવનેકા;
તેરે ચેતના હોયતો ચેત પ્યારે, ચકલરામતો સ્વરૂપ બતાવનેકા. ૧

રાગ–સીતાજીના મહીનાનો.

જીવો જીવો કહું એકવાર, વિવેક વિચારથી;
અનુભવ આવ્યો છે મનુષ્યા દેહ, અવસર આવો નહિ મળે. ૧
તુંતો ક્યાંથી આવ્યોને ક્યાં જાય, તેને તો વિચારજે;
તારૂં પાંચ તત્વનું સ્વરૂપ, અવસર હાવો નહિ મળે. ૨
જાતિ વરણને આશ્રમના ભેદ, મોહોટપણે માહાલતો;
માટે સમજી કરોને વિચાર, અવસર હાવો નહિ મળે. ૩
આતો સ્વપન તુલ્ય સંસાર, મોહો માયાને બાઝિયો;

માટે સમજી લ્યો સાર અસાર, અવસર હાવો નહિ મળે. ૪
કાર્ય મિથ્યાને કારણુ સત્ય, તત્વ તો છે સહી;
જળ લેહેરો ઊઠે છે અપાર, અવસર હાવો નહિ મળે. ૫
તું તો મૂળ સ્વરૂપ છું રામ, શ્યામ શરીરમાં;
અવિદ્યાથી થયો તું જીવ, અવસર હાવો નહિ મળે. ૬
માટે સમજી લે તત્વ વિચાર, જ્ઞાન ગુરૂ—ગમ તણી;
તું તો જનમ મરણ દુઃખ જાય, અવસર હાવો નહિ મળે. ૭
ચકલ નથી ત્રણ કાળ, તત્વ તો નજરે પડયા;
માટે મરવાનો મટી ગયો ભેય, અવસર હાવો નહિ મળે. ૮

(જે કોઈ અંબિકાજી માતને આરાધસેરે લોલ.) એ રાગ.

આજ આનંદ અતિશે માહારા મનમાંરે લોલ;
આજ જોયા અવિનાશી માહારા તનમાંરે લોલ.
એતો ઝળહળ જયોત ઝળકી રહીરે લોલ;
મળ્યા સંત ઝવેરીથી નિશ્ચે હરીરે લોલ.
ભેદ ભાગી અભેદ તો દરશાવિયુંરે લોલ;
જોઈ સ્વરૂપને ચિત્ત માહારૂં ચળ્યુંરે લોલ.
નમસ્કાર તો ગુરૂ દેવને જઈ કરૂંરે લોલ;
વારંવાર તો કરજોડીને હુંતો ફરૂંરે લોલ.
નિત્ય મુકત આતમાને નિશ્ચે જાણજોરે લોલ;
સત્ય ચિત્ત આણંદ અવિનાશ માનજોરે લોલ.
પાંચ તત્વ પરમાત્મા પરતક્ષ છેરે લોલ;
તેનું કાર્ય તો જક્ત દરશાય છેરે લોલ.
ઘટ માટીમાં ભેદ નવ જાણીએરે લોલ;
તત્વ બ્રહ્મ સ્વરૂપ પરમાણીએરે લોલ.
તે દેખીને મન માહારૂં મોહ્યુંરે લોલ;
પુન્ય પાપ ધર્મ કર્મથી છુટીયોરે લોલ.
મરણ જનમનો ભય તો માહારો ટુટીયોરે લોલ;
જીવણ મુક્તિ સુખમાં તો જઇને મળ્યોરે લોલ.
ચકલ ચૈતન્ય અરૂપ આકાશ ભયોરે લોલ.

રાગ ચંદ્રાવળા.

પ્રથમ ગુરૂને પ્રણમું, જેણે આપ્યું જ્ઞાન અપાર,

જ્ઞાનથી ગોવિંદને મળ્યા, જેની બુદ્ધી અપરંપાર;
જેની બુદ્ધી અપરંપાર, માહાસાગરનો લીધો પાર,
શિષને સમજાવાની ઇચ્છા થઈ, અનુભવની ત્યાં વાણી કહી.
જે જે તત્વ સ્વરૂપ. ૧
પ્રથમ કરૂ અધ્યારોપને, માયા કલ્પિત જણાય;
માયાના ગુણ ત્રણ છે, તેથી આ જક્ત શોભાય;
જક્તની શોભા સમજો જઈ, સાક્ષી ચૈતન્ય રહ્યા સમાઈ,
તે સદગુરૂની સમજે સાન, પાંચ તત્વ પરમાત્મા જાણ. જેજે. ૨
જે નિત્ય સુખ પરમાત્મા, નામ રૂપનો છે આધાર,
મતિ માહારી ના મળે, સત મત્તિએ લીધો પાર;
સત મતિએ લીધો પાર, જ્ઞાન ચૈતન્ય નિશ્ચે ધાર,
ધારીને ધે ધાતા મળ્યો, દેહ અભિમાન મનનો ટળ્યો. જે જે. ૩
વિવેક વૈરાગ્યમાં સુખ છે, નિધ્યાસન કર તું ભાઈ,
મુમુક્ષ પદને માહાલજો, સદગુરૂની પકડો બાંહિ;
સદગુરૂની પકડી બાંહિ, બ્રહ્મ સ્વરૂપ દરશીાવ્યું જાંહિ,
બ્રહ્મ સ્વરૂપથી જક્ત દરશાય, જેમ સમુદ્રની લેહેરો થાય. જે જે. ૪
તુંપદ જીવનું નામ છે, તત્વપદ ઇશ્વર સાર;
અશિપદ બે એક છે, માહાવાયક કહ્યું નિરધાર;
માહા વાયકે કહ્યું નિરધાર, જક્ત નથી જુગદીશને ધાર,
સ્થુલ વૈરાટમાં ભેદજ નથી, જો જો વેદ વાણી કથી. જે જે. ૫
જેને સદગુરૂ મળ્યા, તેના ભાગ્ય તણો નહી પાર,
જગત જાળથી હું બચ્યો, માહા આણંદ પામ્યો અપાર,
માહા આણંદને પામ્યો જઈ, તૃષ્ણા તનની ભાગી ગઈ,
તૃષ્ણા તાર તો તુટી ગયો, જીવણમુક્તિ નિરભે થયો. જેજે. ૬
ધર્મ અર્થ અરૂ મોક્ષને, ગુરૂ પદ વડે જણાય,
શબ્દનો અરથ જણાવિને, સિદ્ધાંત સમજાવ્યું ત્યાંય;
સિદ્ધાંતથી સત વસ્તુ જડી, સંદેહ મનનો દૂરજ કરી,
આપેઆપે દેખે છે બ્રહ્મ, વૈખરી વાણીના છુટ્યા ક્રમ. જે જે. ૭
અમૃત રસ અનુભવ મળ્યો, તે જ્ઞાનથી અમર થાય,
ફરી જનમ આવે નહી, તત્વ તત્વમાં જઈ સમાય;
તત્વમાં જઈ તત્વ સમાય, પછી કાળનો ભય નવ થાય,
અખંડ આણંદ પોતે કરે, બ્રહ્મા વિષ્ણુની બીક નહિ ધરે. જે જે. ૮

જ્ઞાન કાંડ ફળરૂપ છે, અનુભવી સમજે અરથ,
માહાવાયક નિશ્ચે કરી. જઈ બેઠો જ્ઞાનને રથ;
બેઠો જ્ઞાનને રથે ચઢી, સુરતા દોરી રાશ્યો કરી;
ગગન મારગ રથ ચાલ્યો જાય, ચૈતન્ય તત્વ ચૈતન્ય થઈ જાય. જેજે. ૯
જક્ત નથી ત્રણ કાળમાં, તારૂં કલ્પિત છે તે જ્ઞાન;
જ્ઞાન તારૂં કલ્પિત છે, એ જુઠામાં જુઠું ધ્યાન;
જુઠામાં જુઠું કેહેવું પડે, નહિ તો અવિદ્યા વચમાં નડે;
ચકલ નિમિત નથી ખરો, જ્ઞાન ચૈતન્ય નિશ્ચે ધરો. જેજે. ૧૦

## પદ—રાગ હૈયાના ફુટયા, હરી સંગે હેત ન કીધું.

અણસમજુ જનો, સાન ગુરૂનીજ સમજો. ટેક.
કાયા વાડી બાગ બન્યો છે, હુંકાર મારી રેહે છે;
તે વાડીને દસ છે ઝાંપા, ચીત ચોરી કરેછે રે. અણ૦ ૧
નાભીરૂપી કુવો બન્યો છે, બુદ્ધીના બેલ ચાલે;
અંતઃકરણના કયારા કીધા, અભિમાનના બીજ ધાલેરે. અણ૦ ૨
સંકલપરૂપ ફુલ બન્યા ત્યાં, વાસના સુગંધી ધારી;
હુંકાર મારી સમજી લેને, સુગંધી લે તું સારીરે. અણ૦ ૩
વાડી તારી લૂટાઈ જશે, પાછળથી પસ્તાશો;
જ્ઞાનરૂપી ધન કમાયા વિના, અંતે ખાસડા ખાસોરે. અણ૦ ૪
સદગુરૂને સોંપ તું વાડી, સબદથી સાચવશે;
શુભ આચરણ તારા કરીને, તારા મનનું દુઃખ હરશેરે. અણ૦ ૫
પાંચ તત્વની વાડી બનાવી, પાંચ કોશની વાડયો;
પચીસ પ્રકૃતિ કરી કયારીઓ, નર ધાલ્યા ત્યાં નાડયોરે. અણ૦ ૬
જમડા ચોરી કરવા આવ્યા, સદગુરૂ સાન બતાવી;
ચકલ સાન તો સમજી ગયો, જમને દીયા હઠાઇરે. અણ૦ ૭

## ભુજંગી છંદ.

કરે રોજ સેવા, મોટા બ્રહ્મ દેવા, હરી હર આદિ સદાશીવ જેવા;
જપે જાપ રૂષી જટા નિજ ધારી, તત્વ રૂપ તારૂં જગત રહ્યા ધારી. ૧
દસે દેવ મોટા રહ્યા છે અસ્થાને, તેતો ચોકી કરે રહ્યા છે સમાને;
તમે દેવના દેવ આનંદકારી, તત્વ રૂપ તારૂં જગત રહ્યા ધારી. ૨
કીધી ઈચ્છાશક્તિ દીધી જઈ તારી, અમુલ્યરૂપ ધાર્યું અતિશે સોહાતી;
કર્યાં તત્વ રંગ બહુ બુદ્ધ બાળી, તત્વ રૂપ તારૂં જગત રહ્યા ધારી. ૩

કયીં ગુણ ત્રણ માયાના તે મૂળ, કયીં માયા રચના ચિત્ત જક્ત અમૂલ્ય;
કયીં સ્થાવર જંગમ બહુ ચિત્ત ન્યાળી, તત્વરૂપ તારૂં જગત રહ્યા ધારી.૪
દેહ ત્રણને ચોથી તુર્યા દેહ ધારે, સ્વર્ગ પાતાળ મૃત્યુ સરવે વાસ તા'રો;
ધર્યું રૂપ તત્વ ધે ધાતાને ન્યાળી, તત્વ રૂપ તારૂં જગત રહ્યા ધારી. ૫
મહા મૂઢબુદ્ધિ અવિદ્યા બહુ દીધી, જઈ ગુરૂ પાસે લક્ષણા વાત લીધી;
કીધો બોધ જ્યારે મલ્યા છે આચારી, તત્વરૂપ તારૂં જગત રહ્યા ધારી.૬
ગુરૂ દયાસીંગ મળ્યા બુદ્ધી કીધી, આપ્યું જ્ઞાન વિજ્ઞાન અનુભવ સિદ્ધિ;
બતાવ્યો અનુભવ દેહે અભિમાન ટાળી, તત્વરૂપ તારૂં જગત રહ્યા ધારી.
કાઢયું વહાણ માહારૂં ગુરૂજીએ કાંઠે, ભણો વેદાંત કરો નિત્ય પાઠે;
જીવણમુકતી થયો ચકલ સુખકારી, તત્વરૂપ તારૂં જગત રહ્યા ધારી.૮

## ઝુલણું (સહીદીનના રાગનું.)

સ્થુલ નહિ સુક્ષ્મ નહી, કારણ કે પાર તો જાવનેકા;
વૈરાટ નહી તેજસ નહી, સૂલ આત્મા તો પાવનેકા;
દરપણમેં મુખડા સબ દીસે, જીવ ઇશ્વર દેહ નહિ માનનેકા;
તેરે દેખના હોયતો દેખ પ્યારે, અશીપદ તો આકાશ સમજનેકા. ૧
દાન દિયા ઔર માન લિયા, સકામ અભિમાન કરતાહે;
જાણતા નહિ નીમીત ખરા, શિરપર તો બોજ તું ધરતાહે;
કાલકા ભય તુજ નહી ગયા, કાલ પરસુ તુજેકો મારતાહે;
તેરે ચેતના હોય તો ચેત પ્યારે, ચકલરામ તો નિષ્કામ ધારતાહે. ૨
જગત કયાં જુગદીશ કયાં, રજ્જુકા સર્પ માનનેકા;
જીવ કયાં ઔર શિવ કયાં, વિચાર વિના સબ જાનનેકા;
મરણ કયાં જન્મ કયાં, તત્વમેં કુચ નહિ બનનેકા;
તેરે ચેતના હોય તો ચેત પ્યારે, બ્રહ્મ જગત સ્વરૂપ તો જાણનેકા. ૩

## છપ્પો.

કારણ કાર્યરૂપ, આતમા એકજ જાણો,
ધાતા ધ્યાનને ધે, કૃતારથ તેને માનો;
જગત બન્યો સૌ ઘાટ સોનું આકાશ વખાણો;
સ્થાવર જંગમ જીવ, દેહરૂપ બન્યા મકાનો;
તે મકાનમાં બેશી રહ્યા, ન સમજ્યો કાંઈ સારને;
ચકલ કહે સત્ય જાણજો, નિશાન ચોટ ધારને. ૧

## દોહરો.

નમસ્કાર ગુરૂદેવને, જેણે આપ્યું જ્ઞાન;
શબ્દ સાર સમજાવિયો, આપ્યું વિજ્ઞાન દાન. ૧

## ચોપાઈ.

જગત મિથ્યા દિસે ગુરૂદેવા, ત્યાં તે ચાહુ હરીકી સેવા;
સુપનમેં ભય મન બહુ ભાસે, કરૂ સાધન જન્મ મર્ણ દુઃખ નાસે. ૧
તાંતે ચાહુ ગુરૂદેવકી સેવા, આતમ સોધ બતાવો ગુરૂ દેવા;
તમ સમાન નહી ગુરૂ શાણા, મટે તિમર ઉદે થાય ભાણા. ૨

## દુહા.

મિથ્યા સંસાર સર્વદા, તેમાં શોછે સાર;
ત્યાંકી કહુ નિર્વત્તિકો, અનુભવ મનને ધાર. ૧
વાણો તાણો બે મળી, પટ થયું છે નામ;
તત્વ તપાસો દેહના, ખોટું હું પદ ધામ. ૨
ઊંડા કુવો જળ ભર્યો, તત્વ જળ તે માંહ્ય;
માયા અનિલવચની, સમજી સૂખીયા થાય. ૩
સત્ય ચિત્ત આણંદ આતમા, તેથી જગ દરશાય;
અસ્તીભાતી પ્રીયરૂપે, કાર્ય કારણ સમાય. ૪
કારણ રૂપે પરમાત્મા, કાર્ય માયા રૂપ;
ઠુંઠામાં ચોરછે નહી, દીસે જુઠું સ્વરૂપ. ૫
સ્વરૂપ તો સાકાર છે, નિરાકાર અવિનાશ;
છીપ સર્વદા છે સહી, મિથ્યા રૂપા ભાસ. ૬
ભાસ પડયો માયા તણો, પ્રતિબિંબ રૂપ માન;
રજ્જુ સાચી સર્વદા, સર્પને મિથ્યા જાણ. ૭
મિથ્યા તો દેખાય નહી, દિસેછે આ કેમ;
પોતે ફરતો ફુંદડી, ફરતું દેખે એમ. ૮
કમળો પોતાની આંખમાં, પીળું દેખે જકત;
ત્રાંબાના રૂપઈયા જેવો, ખોટો એ છે ભકત. ૯
ખોટામાં ખોટું મળે, ખોટે ખોટું જાણ;
હસવું રમવું એક છે, લગ્નસમા ને કાણ. ૧૦
સમ અસમ તો છે નહી, તે છે સાચો ભકત;
જ્ઞાન પોતાના તત્વનું, નથી દ્રષ્ટિમાં જકત. ૧૧

જગત જગત સૌકો કહે, જગત તે શું જાણ;
નામરૂપને ન સમજવા, કલ્પિત તેને માન. ૧૨
શિષ્ય જઈ ગુરૂ કને, પુછે પ્રશ્ન એક;
મોક્ષનું કારણ કોણ છે, સાચો બતાવો ટેક. ૧૩
કરમ કરે અંત:કરણ, શુદ્ધ થઇને જાય;
આવ્રણ ટુટે જ્ઞાનથી, ત્યારે ચિત્ત સમાય. ૧૪
પરમાનંદની પ્રાપ્તી, ગુરૂ સંગથી જાણ;
બીજા ક્રોડ ઉપાયથી, સાચું તે ન માણ. ૧૫
સ્થુલ સૂક્ષ્મ કારણ વિશે, સાક્ષી એકજ જાણ;
આકાશ સળંગ એક છે, ઘટપટ ભેદ પ્રમાણ. ૧૬
ગુણ ભણુને ઘોડે ચઢયો, જીવ બાહારવટિયો લાંઠ.
નગર ત્રણમાં તે ફરે, મારી લાવે હાથ. ૧૭
તે નગરમાં ચોકી કરે, રહ્યા સિપાઈઓ ચાર;
વિવેક વૈરાગ્ય મુમુક્ષતા, ચોથું મોક્ષને ધાર. ૧૮
સમજી સાધન જે કરે, ઉપજે તત્વ વિચાર;
વણ સમજે સાધન કરે, તે નહી પામે પાર. ૧૯
વિવેક સાધનનું મૂળ છે, બીજો નહી ઊપાય;
મનન નિધ્યાસન જો કરે, જીવન મુક્તિ હો જાય. ૨૦
સાધન કરે સમજણ થકી, સમજણ સર્વનું મૂળ;
વિવેકરૂપી વ્રક્ષમાં, પાન ફળ ને ફુલ; ૨૧
બુદ્ધી ભાણ ઊદે થયો, રજની કેરો નાશ;
અવિદ્યા અળગી કરી, થયો જ્ઞાનપ્રકાશ. ૨૨
મરણનો ભય છે જકતમાં, ન સમજે તે જ્ઞાન;
અસ્તિ ભાતી પ્રીય થયો, પાંચ તત્વને જાણ. ૨૩

## રાગ ઓધવજીના સંદેસાનો.

સદગુરૂ મને મળિયા આ સંસારમાં,
સમજાવ્યું મને અખંડ બ્રહ્મસ્વરૂપ જો;
હુંપણું મેલી દાને મારા પ્રાણિયા.
ચૈતન્ય આકાશ દિશેછે અરૂપજો. સદગુરૂ. ટેક.
ગુંગે સાકર ખાધી છે મન ગમતી,
તે શું મુખે બોલે તેનો સ્વાદજો;
સાર સબદતો સદગુરૂએ સમજાવિયો,

તેથી મારૂં છુટયું દેહાભિમાન જો. સદ્‌ગુરૂ. ૧
રજ્જુ સર્પ જેવો આ સંસાર છે,
સાચી રજ્જુ અસત્ય દીસે સરપજો;
ઠુંઠા ચોરને દેખીને મન શિદ ડરો,
નથી ચોર તે ઠુંઠું તત્વ જાણજો. સદ્‌ગુરૂ. ૨
જળની લેહેરો જળમાં તે ઊઠે ઘણી,
લેહેરો સમે તો જળને સાચુ માનજો;
સ્વાન મુખડું દરપણમાં દેખી ભસે,
નથી જ્ઞાન તે પોતા કેરૂં રૂપ જો. સદ્‌ગુરૂ. ૩
સિંહ કુવામાં જઇને જોતો મુખડું,
જોઈને તેતો પડીયો કુવા માંહે જો;
નથી જ્ઞાન તે પ્રતિબિંબ પોતા તણું,
સામો ધશીને મારવા જાય છે માર જો. સદ્‌ગુરૂ. ૪
એમ અવિદ્યાએ સાચાનું જુઠું કર્યું,
સમજ્યા વિના શિદને પામે દુખ જો;
જગત નામ તો વિધિમાં કેહેવું પડે,
નહિ તો નથી બનિયું ત્રણે કાળ જો. સદ્‌ગુરૂ. ૫
લક્ષણાવડે જોતા મને લક્ષ જડયો,
આતો દિસે બ્રહ્મ રહ્યો ભરપુર જો;
બ્રહ્મ ચૈતન્ય આકાશ જ્ઞાન સ્વરૂપ છે,
ચકલ દ્રષ્ટા સાચો છે અપ્રોક્ષ જો. સદ્‌ગુરૂ. ૬

## દોહરો.

વિવેક વિના સાધન કરે, તે નહિ પામે સુખ;
જુઠાનું સાચું કર્યું, તે બહુ પામે દુઃખ. ૧
જુઠી માયા છે સદા, નથી બની ત્રણ કાળ;
સતગુરૂની સાને કરી, વિવેકની પકડો ઢાલ. ૨
ઢાલ ધર વિવેકની, માયા મોટું બાણ;
જગત નથી આ બ્રહ્મ છે, સમજી લે તું શાણ. ૩
શાણાજન સુખી રહે, બુદ્ધિનો લીધો માલ;
અજ્ઞાની દુઃખી ફરે, લોભ ભયનો છે કાળ. ૪

## કુંડળિયો.

કસ્તુરી મૃગ પેટમાં, ઘણો આવે છે બાસ;

જ્ઞાન નથી તે મૃગને, ખોળી જુએ ઘાસ;
ખોળી જુએ ઘાસ, વાસ તેમાં ન આવે;
અપ્રોક્ષ પોતાની પાસ, પ્રોક્ષને મિથ્યા ધાવે;
કહેત ચકલરામ, માયાની મોટી સુરી;
જ્ઞાન વિજ્ઞાનને જાણુ, બોલે ચૈતન્ય કસ્તુરી. ૧

## શેઠ સગાળસા સાધુને સેવે ને વાણિયો પાળે વ્રત. એ રાગ.

હરી મને હેતે મળિયારે, જોઇને મારા હૈડા ઠરિયારે. ટેક.
ઊંચુ જોઊ તો આકાશ રૂપે, નિચું જોઊ તો ધરણ;
આશપાશ જોઊ તો દિશાઓ રૂપે, જ્યાં જોઊ ત્યાં શરણ. હરી. ૧
હુંપણું મારૂં અળગું કીધું, તેતો થયો નિરધાર;
નામ રૂપ તો ભયજ ટાળ્યો, તે તત્વ સ્વરૂપને તું ભાળ. હરી. ૨
જાગ્રત સ્વપ્ન સુષુપ્તીમાં, તુરિયામાં દીધા દરશન;
સતચિત્ત આણંદ આકાશ રૂપે, જોયું મન થયું પરસન. હરી. ૩
ઘટનો ભાવ તો મુળથી કાઢયો, માટી ધારી છે સત્ય;
જ્ઞાન દરપણમાં મુખડું જોતાં, પ્રતિબિંબ અસત્ય. હરી. ૪
જગત નામ તો જુઠું ઠરાવ્યું, સમજવાને રૂપ;
પુરણબ્રહ્મ તો વ્યાપી રહ્યા છે, તેતો તારૂં સ્વરૂપ. હરી. ૫
ચકલ નામ તો મુળમાં નથી, તત્વ દીસે છે આભ્રાત;
તે વિના મારી નજરે ન પડે, સાચી કહુ છું વાત. હરી. ૬

## રાગ ઊપર પ્રમાણે.

નિરંજન નજરે પડિયારે, જોઇને મારા મનડા મળિયા. ટેક.
સોનાના ઘાટજ ખુબ બન્યા છે, જક્ત સ્વરૂપને ધાર;
સોનારૂપી નિરંજન દીઠા, ઘાટરૂપ માયા ભાળ. નિરંજન. ૧
રજ્જુનો સાપ તો મિથ્યાજ દિસે, રજ્જુને સાચીજ માન;
તત્વ સ્વરૂપે રજ્જુ સાચી, સમજ સદગુરૂની સાન. નિરંજન. ૨
ઠુંઠામાં ચોર તો બનિયો નથી, અસત્ય પુરૂષને જાણ;
ઠુંઠારૂપે તો નજરે પડિયા, જ્ઞાનચૈતન્ય તું માન. નિરંજન. ૩
લક્ષણા ગુરૂની લક્ષમાં લીધી, તેતો ઊતર્યો ભવ પાર;
જક્ત સ્વરૂપની ભ્રાંતિ છુટી, તત્વબ્રહ્મને ધાર. નિરંજન. ૪
કાર્ય કારણ એકજ જાણો, તત્વ માહાતત્વમાં લાભ;
હુંકાર અભિમાનને કાઢો, બેસો જ્ઞાનને નાભ. નિરંજન. ૫

ખોળવા ગયો હુંતો તેને, ખોવાઈ ગયો છું હું;
હું હતું તે મિથ્યા થઈ ગયું, સાચ્ચો થયો છે તું. નિરંજન. ૬
જ્ઞાન વિજ્ઞાનને જુઠુંજ કીધું, કલ્પિત માયાનો ઠાઠ;
જુઠામાં જુઠુ કેહેવું પડે છે, જુઠી ભરાવી બાથ. નિરંજન. ૭
જગત નામ તો જુઠુ બનાવ્યું, કલ્પિત દિસે છે મુઢ;
ચકલને સદગુરૂજ મળિયા, મનમાંથી કાઢયું કુડ. નિરંજન. ૮

## કુડંળિયા.

હરી હીરો દેખલે, મિથ્યામાં શિદ ધાય;
હીરે હીરો વેંધકર, અવસર અમૂલ્યજ જાય;
અવસર અમૂલ્યજ જાય, જાય મનુષ્યા દેહે દુર્લભ;
દેહ અભિમાનકુ છોડ, સમજી લે જ્ઞાનજ સૂલભ;
કેહેત ચકલરામ, કાલસેં શીદ જાય ડરી;
કાલ કેરો તું કાલ છે, સમજી લે તું હરી. ૧
ચાર દહાડાની ચાંદણી, ફીર અંધેરી રાત;
જકત એવું જાણીને, ગુરૂનો લેને સાથ;
ગુરૂનો લેને સાથ, ખેવટિયા એછે સાચા;
સમજણ છે અમૂલ્ય, સમજ વિણ રહ્યા નર કાચા;
કેહેત ચકલરામ, ચિદાધન નિશ્ચે ધાર;
જીવણમુક્તિ સૂખ જાય છે; રહેગો દાહાડા ચાર. ૨
મન ભોરિંગ ડસે તુને, નાગણિ ઇંદ્રી પાંચ;
જ્ઞાન બુટ્ટી તુજને જડે, મરણની આવે સાચ;
મરણની આવે સાચ, આંચ સરવેથી મોટી;
અનંત જુગથી અથડાય, દેહો ધરી તેં કોટી;
કેહેત ચકલરામ, વિવેક છે સાચુ ધન;
જ્ઞાનિજનની સોબતથી, હુંપણનું છોડ મન. ૩
કારણ બ્રહ્મસ્વરૂપ છે, કાર્ય જગ દરસાય;
માટી કારણરૂપ છે, ઘટ કાર્ય તે થાય;
ઘટ કાર્ય તે થાય, ઉપાદાન માટી સાચી;
દિસે બ્રહ્મની આ દેવ, માયા મનથી કર કાચી;
કેહેત ચકલરામ, થાય સતો ગુણસે પાલણ;
દેહે મરે ઔર થાય, તત્વ નામ છે કારણ. ૪
જગત જગત સબકો કરે, તેતો છે વેહેવાર;

નામરૂપ મૃગ જળછે, જ્ઞાનથી ઉતરે પાર;
જ્ઞાનથી ઉતરે પાર; થીર જઈ ઠામે બેસો;
આતમ દર્શન માટ, દેહે દેવળમાં પેસો;
કહેત ચકલરામ, ચિત ચેતનમાં લગત;
તત્વ સ્વરૂપ છે સત્ય, મિથ્યા દિસે જગત. ૫
મનરૂપી છે માંકડું, વિષય ડાળ અથડાય;
સ્થીર કરી બેસે નહી, તે બહુ દુખીયો થાય;
તે ફહુ દુખિયો થાય, મનરૂપ માંકડું જાણો;
ધજા મશાલ ને દીપ, સ્વરૂપ તે મનનું માનો;
કેહેત ચકલરામ, હરામી રહે છે તંન;
સત સરૂપમાં ના મળે, માંકડું છે તે મન. ૬

## રાગ–કાફી.

માયાના મોહોમાં ભુલ્યોરે, અવિદ્યાની સેજો કરી;
સમરણ ના કીધુંરે, મુખથી ના બોલ્યો હરી. ટેક.
સત સમાગમમાં ના જઇને બેઠો, લોભે લલચાયુ તારૂં મન;
ઘરની નારીનો સંગ ના મેલ્યો, તે સાથે બંધાયુ તારૂં તન;
આતમ ધન ભુલ્યોરે, ફજેતી તો થાશે ખરી. માયા૦ ૧
મરણ તો તારી આગળ ભમે છે, જેમ અગ્નિમાં કાષ્ટ;
શાણાજની સોબત ના કીધી, આખર થઈ જઈશ તું લાશ;
સગપણ તારૂં કાચુરે, પળમાં તું જઈશ મરી. માયા૦ ૨
દેહેરૂપી ઈમારત છે તાહારી, પાંચ તત્વના માંહિ રંગ;
તે ઈમારત પળમાં તો પડશે, સગા નહિ આવે તારી સંગ;
દાસ ચકલ કેહે છેરે, પાછો વળી જો તું ફરી. માયા૦ ૩

## શેઠ સગાળસાનો રાગ.

ધણી મને ઢુંકડો મળિયોરે, પોતાનો જાણીજ તારેરે;
રૂપ મા'રાની શીકલ ફેરવી, હું પણ થયોછું અપાર;
આકાશ મારૂં શીષ બનાવ્યું, પૃથ્વિ પેટને ધાર. ધણી મને. ૧
ચરણ માહારા પાતાળરૂપે, મુખને અગની ધાર;
વનસ્પતિ બની રોમ સ્વરૂપે, હાડરૂપ પાહાડને ભાર. ધણી મને. ૨
ચંદ્ર સૂર્ય બે નેલ બનાવ્યા, દિશાયો બની છે કાન;
વૈરાટરૂપી સ્વરૂપ બનાવ્યું, કોનું ધરૂં હવે ધ્યાન. ધણી મને. ૩

વૈરાટ મારૂં જાગ્રત દેહે છે, તેજસ માહારૂં સૂપન;
સૂલ આત્મા મારી સુષુપ્તી છે, માહારૂં છુટ્યુ હવે મરણ. ધણી મને. ૪
ચકલ નામનો અધ્યાસ છુટયો, ગુરૂ મલ્યા નીરધાર;
અનુભવ માહારા મનમાં બેઠો, છુટયો માયાનો માર. ધણી મને. ૫

રાગ ઊપર પ્રમાણે.

નારાયણ નજરે પડીયારે, સંદેહ મારા મનનાજ ટળિયારે;
માહાસાગરમાં તરંગ ઊઠે છે, લેહેરો ને લોઢ અપાર;
તેમ આ ચૈતન્ય બ્રહ્મસ્વરૂપ છે, જક્ત થયું નિરધાર. નારાયણ. ૧
ચેત ચેતરે ચિત્તમાં ચેતી લે,ગાફલ ના રેહે ગુમાર;
માટીના વાસણ માટીરૂપ છે, નિમિત તે છે કુંભાર. નારાયણ. ૨
માટી ઊપાદાન બનિ છે, તત્વ જગતને ધાર;
જ્ઞાનદર્પણ સદગુરૂ આપે, સોહંગ બ્રહ્મને ન્યાળ. નારાયણ. ૩
પારસને વળી સદગુરૂમાં, ન જાણીશ અંતરાય;
લોઢાનું તે કંચન કરે છે, એ કરે આપ સમાન. નારાયણ. ૪
બ્રહ્મ ખુમારી જેને ચઢે છે, શાંત થઈ જાય છે મન;
જેને ખોળે તે નજરે દીઠા, ઊગ્યો આણંદનો દન. નારાયણ. ૫
પટ તંતુમાં અંતરાય નથી, જેમ કાષ્ટને દ્વાર;
જડ ચૈતન્યને જુદા ન માનો, પટમાં તમામ છે તાર. નારાયણ. ૬
બ્રહ્મ અખંડ ભરપૂર વશિયા, ગગનમંડળમાં છે વાસ;
ત્રણ દેહથી અળગો થઇને, તું તુર્યામાં જઇને તપાસ. નારાયણ. ૭
ગગન ગુફામાં જ્ઞાનસ્વરૂપે, ચૈતન્ય છે ચિદાધન;
ચકલને સદગુરૂ મળિયા, તત્વનું થયું દરશાન. નારાયણ. ૮

(સાંભળને તું સજની માહારી રૂજની કયાં રમીઆવી.) એ રાગ.

સમજી લેને તું જીવ અભાગી, સાર શીખામણ માહારીજીરે;
ઘણાજુગથી તું અથડાયછે, હજુ સમજણ ન આવીરે. જગત જુઠું જીરે. ૧
સ્વપનની બાજી માંડી છે, રાત દિવસના પાસા જીરે;
વિદ્યા અવિદ્યાએ ખેલજ માંડયો, જીવ તો રહ્યા છે લાસીરે. જગત. ૨
શશા શિંગડા સાચા નથી, ગાંધ્રવનગર ન માનો જીરે;
વંઝાપુતનો ખેલજ જુઠો, ઠુંઠાનો ચોર જગ જાણોરે. જગત. ૩
મૃગ તૃષ્ણાના જળજ જોઇને, શિદ નાહાવાને દોડો જીરે;
તેવું જક્ત જાણી કરીને, વર્તિ બ્રહ્મમાં જોડોરે. જગત. ૪

ભુલવણીમાં ભુલી ગયા છો, મનુષ્યા દેહનો લ્હાવો જીરે;
સ્થાવર જંગમ સૃષ્ટિ નથી, કારણ બ્રહ્મને ધારોરે. જગત. ૫
પાંચ તત્વ પરમાતમા માનો, આકાશચૈતન્ય જ્ઞાન જીરે;
ચકલને અનુભજ ઊઠયો, જ્ઞાનતત્વનું ધ્યાનરે. જગત. ૬

## ( તૃષ્ણાકોની નવ ત્યાગી, ત્રીલોકમાં. ) એ રાગ.

સમજ્યા વીનાસુખક્યાંથી,ઓજીવતનેસમજ્યાવિનાસુખક્યાંથી.ટેક.
ગગન ગુફામાં ગોતીને જોજો, સોહં શબ્દ લેહે લાગી. ઓ જી૦ ૧
દેવ દાનવ માણસને પશુ, સરવે સ્વરૂપે સોહાગી. ઓ જી૦ ૨
સદગુરૂનો સાર ન સમજો, બ્રહ્મસ્વરૂપ જો જાગી. ઓ જી૦ ૩
વેદ ભણયો પણ ભેદ ન જાણયો, દેખાદેખી થયો ત્યાગી. ઓ જી૦ ૪
અવિદ્યામાં અથડાઈ મુવો તું, તૃષ્ણા તારી નવ ત્યાગી. ઓ જી૦ ૫
રાવણ રાજા મોટો કેહેવાયો, હરી લાવ્યો સીતા બેભાગી. ઓ જી૦ ૬
ચૌદ ચોકડીનું રાજ્ય લુટાવ્યું, સોનાની લંકા તેણે ત્યાગી. ઓ જી૦ ૭
નામ જાણયો પણ ભેદ ન જાણયો, અંતરમાં હોળી લાગી. ઓ જી૦ ૮
સદગુરૂ કોઈ વૈદ્ય ખોળી લે, ભવ રોગ જાય તારો ભાગી. ઓ જી૦ ૯
સદગુરૂનો શબ્દ સમજી લે, જ્ઞાનની નોબત વાગી. ઓ જી૦૧૦
સ્થુલ સુક્ષમને કારણ છોડી દે, તુર્યામાં જો તું જાગી. ઓ જી૦૧૧
પાંચ તત્વ પરમાત્મા રૂપ છે, વર્તિ સ્વરૂપમાં લાગી. ઓ જી૦૧૨
ચકલકહે તમે શાણા સમજીલ્યો,શિદ થઈ જાઓ છો ત્યાગી.ઓ જી૦૧૩

## (હરીભજનથકી, છોટા હોય તે સૌથી મોટા થાયછે.) એ રાગ.

વસ્તુ સમજ્યા વિના, મોહોમાયા સંસારનો પાર નહી આવે;
વસ્તુ સોધ્યા વિના, ગુરૂ શબ્દના ભેદ નહી ભાવે. ટેક.
પ્રવૃત્તિ નારીનું ન ચાલે, નિવૃત્તિ મંદિરમાં માહાલે;
શબ્દનો સાર જે જન ઝાલે. વસ્તુ સમજ્યા. ૧
સુતદારા જોબન જોઈ મુવે, ખાન પાન તેને ખુબ ભાવે;
કહો સત સ્વરૂપ તે કેમ પાવે. વસ્તુ સમજ્યા. ૨
સત સમાગમમાં મન નાં આવે, વિષય રસમાં ચિત્ત જાવે;
નારાયણનું નામ નવ ભાવે. વસ્તુ સમજ્યા. ૩
જેનું સત સમાગમમાં ચીત્ત જાવે, બ્રહ્મ રસાણ તો તે ખાવે;
અવિદ્યાને અજ્ઞાનમાં તાવે. વસ્તુ સમજ્યા. ૪

જ્ઞાન વિજ્ઞાનની જયોત જાગે, મરણ જન્મનો ભય ત્યાગે;
ચકલ સંદેહુ તર્ત ભાગે. વસ્તુ સમજયા. ૫

પ્રથમ અંબિકાજી માતને આરાધજોરે. એ રાગ.

આજ અનુભવ આનંદ ઊપન્યોરે લોલ,
આદ્ય દિઠા નિરંજન દેવ જો;
આજ દર્શા બ્રહ્મ મન ભાવતારે લોલ. ટેક.
આ દશમે દ્વારતો જઈ મળ્યોરે લોલ,
ત્યાં સોહું સ્વરૂપનો સારછેરે લોલ;
તેને ભિન્ન સ્વરૂપ તો જાણજોરે. આજ. ૧
જ્ઞાન સ્વરૂપ તેનું રૂપછેરે લોલ,
તે વ્યાપીક બ્રહ્મ અરૂપછેરે લોલ;
તે અંતર આતમા નિશ્ચે કર્યો જોરે. આજ. ૨
પાંચ રંગના શણગાર તેને પેરાવીયારે લોલ,
તે મુળ માયાને શોભાવિયારે લોલ;
તેની રચના બની છે અપારજોરે. આજ. ૩
ચૌદ લોકમાં તો સર્વ પૂરણ છેરે લોલ,
કારણ કાર્યમાં તે ભરપૂર છેરે લોલ;
તે ત્રીકુટીમાં તમે સમજોરે. આજ. ૪
સદગુરૂ શબદમાં ફળ છેરે લોલ,
મહીં વિવેક વૈરાગ્યનું બળ છેરે લોલ;
તે સ્વરૂપને જઈ મળજોરે. આજ. ૫
કામધેનુ કલપ વૃક્ષ તરેરે લોલ,
જે જાય તે કામ પુરણ કરેરે લોલ;
સ્થુલ સુક્ષમથી તે પારજોરે. આજ. ૬
તુંપદ તતપદ સોધજોરે લોલ,
અશિપદમાં તો ચીત જઈ ચોડજોરે લોલ;
ચકલ નામ તો અસાર છે જો. આજ. ૭

( ત્રીલોકમાં તૃષ્ણા કોની નવ ત્યાગી. ) એ રાગ.

સત્ય છે સત્ય છે સત્યછેરે બ્રહ્મ જગત સ્વરૂપ તો સત્ય છે;
પાંચ તત્વથી પારજ નથી, લક્ષણા વડે તે લક્ષછેરે. આજ બ્રહ્મ. ટેક.
વિધિ વાયકનાં ભેદ ન જાણ્યા, ખેદ કરે અજ્ઞાનછેરે આજ. ૧

શબ્દનો સાર તો સમજી ના સખ્યો, રૂચીમાં લલચાઇ જાયછેરે. ૨
કુંડળના પુંઠે કનક રહ્યુંછે, વસ્તરમાં તમામ તારછેરે. આજ. ૩
બરફી પેંડાને ઘેબર જલેબી, ખાંડ તેમાં સમાન છેરે. આજ. ૪
વાણી પાણીનો પાર નહિ આવે, પોથામાં શો સારછેરે. આજ. ૫
ધણી ઢીંગો તો મારા અંતરમાં દીઠો, દૃષ્ટા સર્વની પાસછેરે. આજ. ૬
કામ ક્રોધને લોભને વારી, દયા દીનતામાં સારછેરે. આજ. ૭
હું મારૂ અજ્ઞાન કાઢીને, તે તો સ્વરૂપ પરતક્ષ છેરે. આજ. ૮
સોહંગ બ્રહ્મ તો વેદ પોકારે, ઊપનિષદમાં સારછેરે. આજ. ૯
માહાવાયકમાં મનજ મળિયું, સ્થુળ વૈરાટ સળંગછેરે. આજ.૧૦
ચકલ કહે તે તત્વ તપાસો, સળંગ સુતર એકતારછેરે. આજ.૧૧

## ઝુલણા છંદ.

મીથાં સંસાર છે, તત્વ સત્ય છે, સમજીને સુખીયા થાવ ભાઈ,
પાંચ પચીસને પાર વીચારીને, ચૈતન્ય સુખમાં મન જાય;
હું ને મારૂ અજ્ઞાન બે કાડીને શુદ્ધ સ્વરૂપ તું જોને ન્યાળી ધાઈ,
દાસ ચકલનો હાથ ઝાલો ગુરૂ મોહોજલમાંથી કાડો તારી.

## પંડિતોએ પાપ લગાડયું આ જીવને. એ રાગ.

પંડિતોને પ્રશ્ન પુછુંછું, તે આતમાનું શોધન કરીને ખોળી કાઢો;
સોધન કરીને ખોળી કાઢો, તે આતમાનું શોધન કરીને ખોળી કાઢો.ટેક.
મોહો જાળમાં શું ગુચાઈગયોછું, તત્વ સ્વરૂપ શુદ્ધ ન્યાળો. તે આ૦ ૧
કયાંથી આવ્યો તું કયાં જવાનો, તેનો વિચાર મન ધારો;
વિવેક વૈરાગ્ય મારગ ફરીને, જ્ઞાન સ્વરૂપને ન્યાળો. તે આ૦ ૨
સ્થુળ દેહના તત્વ વિચારી, જીવ નથી તે જાણો;
જીવ નામ અજ્ઞાનનું કહીએ, અસીપદ લક્ષમાં માનો. તે આ૦ ૩
પોથા વાંચેતો પાર નહી આવે, આંધળાને લાકડીઓ આલો;
કરમ ઊપાસનાની વિધિ સમજાવી, ઊલટા શંશયમાં તેને તમે ઘાલો.૪
અંતરજામીનું નથી અજાણ્યું, મિથ્યા ગરવ શીદ ધારો;
હુંપણને ઊટે ચડીને, મિથ્યા માયાથી ન હારો. તે આ૦ ૫
સમજણરૂપી સાન ગુરૂની, વિવેક વૈરાગ્ય ફળ ઝાલો;
સતસંગત દરપણ લે કરમાં, જીવણ મુક્તિ સુખ માહાલો. તે આ૦ ૬
રાઈની પુંઠે પહાડ રહ્યો છે, તેમ વસ્તું રહી છે તુંજ પાસે;
ઓળખાણ વિના તું અથડાઈમરે છે, ઓચિંતો કાળ તને ખાસે. તે૦ ૭

મુળ સ્વરૂપની ઈચ્છા તો ઊઠી, ત્રીગુણ માયા તે માનો;
તે માયાનુ ઈચ્છા જગત છે, સોનાના ઘાટ તે જાણો. તે આ૦ ૮
તંતુ વસ્ત્રમાં ભેદજ નથી, સુતરના તાર સળંગ ધારો;
સ્થુલ વૈરાટ બે એકે સ્વરૂપ છે, તત્વ સળંગ તે ભાળો. તે આ૦ ૯
નામરૂપ તો વેહેવાર પડયો છે, તેમાં ભુલવણી ન ભાળો;
મરગ તૃષ્ણાના જળ દેખીને, તેમાં તૃષ્ણાને પાછી ખાળો. તે૦ ૧૦
જ્ઞાન સ્વરૂપ ચૈતન્ય છે દેહેમાં, પરોક્ષ પ્રભુ નહી ધારો;
સ્વપન વેહેવાર મિથ્યા, તાહારા દેહે અભિમાનને તારો. તે૦ ૧૧
જગત નામ તો જુઠું ઠરાવ્યું, જેમ છીપ મધ્યે રૂપુ ધારો;
રૂપુ મિથ્યાને છીપ છે સાચી, હુંપણાના બીજને બાળો. તે૦ ૧૨
દાસ ચકલ કહે શુદ્ધ સ્વરૂપ છે, સોહંગ શબ્દને માનો;
આકાશ જ્ઞાન સ્વરૂપ છે સાચુ, તે આતમા પરમાત્મા જાણો. તે૦ ૧૩

(હરી ભજન થકી, છોટા હોય તે સૌથી મોટા થાય છે.) એ રાગ.

મન મુસાફરી, તારા શુદ્ધ સ્વરૂપને સમજી જોને ન્યાળી. ટેક.
અંતઃકરણમાં મન માનો, મળ વિક્ષેપ આવરણને તાણો;
ચિદાભાસરૂપ છે તે જાણો. મન મુસાફરી. ૧
મન બુદ્ધી ચિત હુંકાર તેમાં, બ્રહ્મા વિષ્ણુ માહાદેવ એમાં;
પ્રવૃત્તિ નારી છે દેહેમાં.. મન મુસાફરી. ૨
માંહિ સ્થુળ સૂક્ષમ કારણ જુઓ, અસીપદ આતમાને સુહો;
પછી જ્ઞાન બીજ તેમાં બુઓ. મન મુસાફરી. ૩
માંહિ પાંચ નારી તો નૃત્ય કરે, બીજી પાંચ તેની પાછળ ફરે;
માંહિ આતમા સંગ આનંદ કરે. મન મુસાફરી. ૪
માંહિ પચીસ જાતના રાગ કરે, પાંચ સીપાઈ પાછળ ફરે;
બુદ્ધી બેહેન નૃત્યને જોઈ ઠરે. મન મુસાફરી. ૫
માંહિ આત્મ તત્વ આનંદ જો જો, શાંતિ સુગંધીના બીજ બોજો;
ચકલ કહે શાણા સમજજો. મન મુસાફરી. ૬

(વાસલડી વાગી ને હું તો જાગી.) એ રાગ.

અરે પ્રાણી શી ગતી થાશેજ તારી, સંશયરૂપી સર્પણ ડસી છે ધારી. ટેક,
અરે ચાર દેહનો સાક્ષી મને મળશે, માહારૂં ચિત બ્રહ્મમાં જઈ ભળસે;
અભિમાન અંતરનું ટળશે. અરે પ્રાણુ. ૧
મળ્યા ગુરૂ બ્રહ્મવેત્તા વળી જેને, મહાવાયક બોધ બતાવ્યો છે તેને;

ટુટી તૃષ્ણાનો ખે થયો એને. અરે પ્રાણ. ૨
અરે જેને અવિદ્યા નાંખી છે બાળી, ચિદ્દાધન સ્વરૂપ લીધું ન્યાળી;
જેને વેદ સિદ્ધાંત લીધું છે ઢાળી. અરે પ્રાણ. ૩
જેને જ્ઞાન વિજ્ઞાનનું ફળ લીધું, નિષ્કામ કરમમાં ચીત્ત દીધું;
માહાવાયક અમૃત રસ તે પીધું. અરે પ્રાણ. ૪
જેનેદેહનાતત્વજોતાંચૈતન્યજડશે,સમજજીવઆજકાલદેહેતોપડશે;
પછી જીવન્મુક્તિ તને ક્યાં તો મળશે. અરે પ્રાણ. ૫
સમજી જઈ કર સદ્દગુરૂની શેવા, એને જાણ પરમાત્મા રૂપ જેવા;
ચકલ કહે માહાદેવના છે તે દેવા. અરે પ્રાણ. ૬

(રાગ ઊપર પ્રમાણે.)

સમજ સત્સંગત સાર છે મોટો, તેમાં નહી આવે કદી તને ટોટો;
સમજી કરી થઈજાવે છોટો. સમજ સત્સંગત. ૧
કાર્ય કાણને મિથ્યા જાણે, અવિદ્યા અંતરમાં નહિ આણે;
જ્ઞાન સમજે તો ઊદે થાય ભાણે. સમજ સત્સંગત. ૨
જ્ઞાન વિજ્ઞાનનું રૂપ ધારે, ગુરૂ મોહો જળમાંથીજ તારે;
તારો અભિમાન અંતરનો બાળે. સમજ સત્સંગત. ૩
ગુરૂસાન સમજે જન જ્યારે, લક્ષણા વડે અધ્યાત્મને બાળે;
તત્વ સ્વરૂપને નિશ્ચે ધારે. સમજ સત્સંગત. ૪
જગતની જાળને મિથ્યા જાણો, સોહં બ્રહ્મ અંતરમાં આણો;
સુરતનો થયો છે તાણો વાણો. સમજ સત્સંગત. ૫
ચકલ કહે તત્વજ્ઞાન છે મોટું, બીજા સાધન સરવ છે ખોટું;
વૈરાગ્યના બીજને જઇને બોટું. સમજ સત્સંગત. ૬

દોહરો.

વાનો તાનો બે મળી પટ થઉ તે ધાર;
તેમ આ દેહના તત્વજ, બ્રહ્મસ્વરૂપ તે ભાર. ૧

રાગ—રામગ્રી. (પઢોરે પોપટ શ્રી રામ નામ.) એ રાગ.

તત્વ પાંચ પરમાતમા, ઘટમાં ચૈતન્ય બોલે;
સુરતા લાગી છે શબ્દમાં, અનુભવ અંતર ખોલે. તત્વ પાંચ. ટેક.
બુદ્ધિનું બળ તો પહોંચે નહી, રૂપ છે તે અનુપ;
વાણી ચાર ન પહોંચી શકે, એવું બ્રહ્મસ્વરૂપ. તત્વ. ૧

તુંપદ તત્વપદ શોધતાં, જડશે અશીપદ જ્ઞાન;
શુદ્ધ ચૈતન્ય તુર્યાપદે, રાખ્ય વર્તિનું ધ્યાન. તત્વ. ૨
હું મારૂં અળગું કરી, ભજી લેને તું બ્રહ્મ;
જ્ઞાન અગ્નિથી બળી જશે, કોટી જન્મના કર્મ. તત્વ. ૩
અસ્તિભાતી પ્રીયરૂપે, ભરી રહ્યો ભરપૂર;
નિરંજન નજરે પડયા, સર્વમાં તેનું નુર. તત્વ. ૪
ઊપનિષદના અરથમાંજ, જો મહાવાયક જ્ઞાન;
જ્ઞાન દર્પણથી દેખજે, પહોંચશે તાહારૂંજ ધ્યાન. વત્વ. ૫
જાયા તે સરવે ગયા, તત્વમાં મળ્યા તેજ;
જળ તોરિંગમાં ભેદ નથી, બ્રહ્મ જગત એજ. તત્વ. ૬
જાણજે તાહારા રૂપને, બીજું અન્ય નથી ભાઈ;
પોતે ખોળતાં ખોવાઈ ગયો, દસ્કતમાં દર્શી સાંઈ. તત્વ. ૭
સદગુરૂ કીરપા જેને કરે, ઊપજે તત્વનું જ્ઞાન;
ચકલની ચિંતા ટળી, સ્વરૂપમાં રાખ્યું ધ્યાન. તત્વ. ૮

## પદ–રાગ ઘડપણ કેણે મોકલ્યું.

હુંતો લળી લળી લાગુ પાય, હરીવર ઓળખ્યાં. ટેક.
તૃષ્ણા તો તુટી ગઇરે, શાંત થયું માહારૂં મન;
જેને ખોળે તે નજરે પડયુંરે, તેતો તત્વ દીઠાં માહારા તન. હરીવર. ૧
રજ્જુમાં સર્પ છે નહીરે, છીંપમાં રૂપુ પરસાય;
મૃગ તૃષ્ણાવત જગત બન્યુંરે, એતો મિથ્યા સ્વરૂપ દરશાય. ૨
પરપંચને પરહરોને, માયાનો બન્યો છે એ તાર;
જેની ભ્રમણા ભાગી ગઇરે, એતો બ્રહ્મ દીઠા નિરધાર. હરીવર. ૩
જ્ઞાન વિજ્ઞાન સમજી કરીને, મુક્ત થાઓ નિરધાર;
સંશયનું સંકટ ટળેરે, હુંતો તત્વ સ્વરૂપને ભાળ. હરીવર. ૪
વેદ અરથનો ભેદ સમજી, દસ્યું રૂપ અખંડ;
ભવો ભવની ભ્રમણા ટળીરે, એતો પિંડમાં દીઠા છે બ્રહ્માંડ. ૫
સ્થાવર જંગમ સરવે દીઠાં, તું થઈ રહ્યો સત રૂપ;
જીવનમુક્તિ તું થયોરે, તેંતો ઠુંઠાનું દીઠું સ્વરૂપ. હરીવર. ૬
પરાપાર પસંતિ વાણી, તુર્યામાં દર્શા ત્યાંય;
ચકલનો સંદેહ મટયોરે, એતો આકાશ બ્રહ્મ જણાય. હરીવર. ૭

## રાગ—કાફી.

અવિદ્યા અજ્ઞાનેરે, સરવે દુ:ખ લીધું માની;
સ્વપન ન જાણ્યુંરે, તૃષ્ણાએ લીધો તાણી. ટેક.
જાણવાનું તે નથી જણાયું નથી સમજ્યો તેમાં કાંઈ;
પોતે પોતાને ભુલી ગયો છે, પારો સમાયો પાણીમાંય;
અજામાં સિંહ ફરેરે, ભુલ પોતાની નવ જાણી. અવિદ્યા. ૧
જીવ તુંતો ઝુલ્યો જંજાળમાં, માથે ભમે છે કાળ;
માત પિતા દારા સુત બંધુ, અન્યથા બન્યો છે એ ખ્યાલ;
અવિદ્યાથી જાગોરે, જુવો તમે સત ધણી. અવિદ્યા. ૨
બાળીને તને ખાખજ કરશે, સગા નહીં રાખે તારો વહાલ;
કાળના મુખમાંથી તું નહી છુટે, જો પેસે પાતાળ;
સમજણના ઘરમાં પેસીરે, ઘટમાં જડશે હીરા મણી. અવિદ્યા. ૩
જેવો આવ્યો તેવો જવાનો, મુરખ સમજ્યો નહી સાર;
ભવસાગરમાં ભુલી ગયો છે, મનુષ્યા દેહનું આવ્યું દ્વાર;
દાસ ચકલ કહે છે રે, અવસર સરવે આવ્યો બની. અવિદ્યા. ૪

અંજની સુત હનુમાનરે સમરૂ બજરંગી. એ દાગ. સાખિયો.

સત વસ્તુનો સોધો સારરે, સમજો સતસંગી;
સત સંગત મોટું ફળરે, સમજો સત સંગી;
ક્યાંથી આવ્યોને ક્યાં જવાનો, તેનો કરી લે વિચાર;
તારા દેહના તત્વ વિચારજે, તું તરી જઈશ પેલી પારરે. સમજો. ૧
ભયાનકમાં શું ભમી રહ્યો છું, રૂચીમાં ન લલચાઈશ;
એતો વેદમાં ભેદ ઘણા છે, તુંતો સમજ્યા વિના અથડાઇશરે. ૨
વેદનાં ત્રણ કાંડ કર્યા છે, કર્મ ઊપાસનાને જ્ઞાન;
જ્ઞાન કાંડ સમજ્યા વિના, તારી ઓચિંતી થશે હાણરે. સમજો. ૩
ચાર વેદ ખટ શાસ્ત્રમાં, પુરાણ અઢાડને જાણ;
પણ આતમ જ્ઞાન સમમજ્યા વિના, તને નહિ મળે આતમ ધ્યાનરે. ૪
હું માહારાને અળગુ કરી દે, એતો મિથ્યા દરશાય;
શશા શિંગડા સાચા નથી, એતો મિથ્યા માયાનો ભાસરે. સમજો. ૫
તુંપદ તાહારૂં છોડી દેને, તત્વદ ઈસવર માન;
ચકલને સદગુરૂ મળિયા, અપરોક્ષ તત્વને જાણરે. સમજો. ૬

## રાગ જંગલો. ( જંગલ વસાવ્યું જોગીએ ).

જગત નથી રે જુગદીશ છે, સુણો પંડીત સત્ય જી;
જગત નામ તો ઠરાવીયું વિધિ કલ્પના માટજી. જગત. ટેક.
અસ્થિ ભાતિને પ્રીયથકી, નામ રૂપનો આધારજી;
પાંચ અંશ છે સર્વમાં, લણ સત્ય મિથ્યા બેયજી. જગત. ૧
વિવેક વૈરાગ્ય મનથી કરો, મિથ્યા છોડો હુંકારજી;
કાળ તારાપર ભમી રહ્યો, કર જ્ઞાનનો ટંકારજી. જગત. ૨
ચાર સાધન જાણો જ્ઞાનના, થશો અધિકારી રૂપજી;
મુમુક્ષ પદ જેને મળ્યું, તેને દરશે તત્વ સ્વરૂપજી. જગત. ૩
વેદના ભેદ વિચારજો, જગત નથી ત્રણ કાળજી;
તંતુથી પટ નજરે પડે, તત્વનું જક્ત ધારજી. જગત. ૪
પાંચ તત્વ તો જડ નથી, ચૈતન્ય છે બ્રહ્મ રૂપજી;
જડ ચૈતન્ય કલ્પિત છે, માહુા ભુત સત્ય રૂપજી. જગત. ૫
ધાતા ધ્યાન ને ધે થકી, શબ્દ જાળ મિથ્યા જાણજી;
વિધિ નિષેધ સમજવા માટે, અધ્યારોપની વાણજી. જગત. ૬
જ્ઞાન લોચન જેના થયા, થયો સોહંગ પ્રકાશજી;
ચકલ નહિ ચૈતન્ય એ બોલે શબ્દ આકાશજી. જગત. ૭

## પદ ૨ રાગ ઊપર પ્રમાણે.

સમજણ સાધન સર્વનું, તત્વ જ્ઞાન મુળ ધારજી;
ગીતાભાગવત રામાયણવાંચે, સમજ્યાવિના નહિ માલજી. સ૦ ટેક.
વ્યાકરણ વેદ વાણી કથે, વસ્તુ ના સમજાયજી;
ગુરૂ-ગમ સમજ્યા વિના, અભેદ જ્ઞાન ન થાયજી. સમજણ. ૧
સ્વાન દેખાદેખી ભસે, ચોર નથી દીઠા સત્યજી;
દેખાદેખી સૌકો કરે, નથી જોતાં મૂળ રૂપજી. સમજણ. ૨
બહિરંગ સાધન સર્વ કરે, સુપન તુલ્ય તેને જાણજી;
અંતરંગ સાધન શોધજો, જીવ શિવમાં સમાયજી. સમજણ. ૩
બ્રહ્મતો ભરપૂર જાણજો, રામ ભજો નિષ્કામજી;
છીંપમાં રૂપુ અસાર છે, વેચે નહિ મળે દામજી. સમજણ. ૪
હેવું જગત આ જાણીને, કરો સત્સંગ વેહેપારજી;
ચકલ ચેતો ગુરૂ-ગમ થકી, કરો તત્વમાં એકતારજી. સમજણ. ૫

---

## પદ–રાગ (શું કર્યું ગીતા ગાઇનેરે તેં.)

વિજ્ઞાન પદને ભાળો, ઓ પંડિતો વિજ્ઞાન પદને ભાળો. ટેક.
પુરાણ વાંચે તો પાર નહિ આવે, ઉલટા સંશય ન ઘાલો;
અણ છતાં કર્મ છતા કરીને, અવળી ના મારો ફાળો. ઓ. ૧
રાત છે થોડીને વેશ છે ઘણા, નિજ સ્વરૂપને માનો;
વિજળીના ચમકારે મોતી પરોવવું, એવી મનુષ્યા દેહે ધારો. ઓ. ૨
કરમની કુથળીનો પાર નહિ આવે, એતો રળી ખાવાનો છે ચારો;
પાછાં ફરીને તમે મુળ તપાસો, તત્વબ્રહ્મ સત્ય ધારો. આ. ૩
અણછતું જગત ઊભું કર્યું છે, સુપનના દ્રવ્યનેજ માનો;
જાગી જુવેતો કોડીના પાસે, એવું જગત સુખ જાણો. ઓ. ૪
તત્વની કિરિયા તત્વ કરે છે, મમતાની મોડ શીદ માનો;
મરણ જનમને પુન્ય પાપ સરવે, મુળમાંતો નથી રાઈ દાણો. ઓ. ૫
એક બ્રહ્મ તો સરવ વ્યાપક છે, દ્વીત બુદ્ધિને તમે ટાળો;
દ્વિત અદ્વિત પણ કેહેવા માતર છે, ધે ધાતાથી પાર ધારો. ઓ. ૬
ચિદાધન આકાશ જ્ઞાન રૂપ સાચુ, મહા વાયકના અરથ પ્રમાણે;
ચકલ કહે ચૌદ લોકમાં એક રસ, વિધિમાં શીદ ભરમાણો ઓ. ૭

## પદ ૨–રાગ ઉપર પ્રમાણે.

પુરાણે પાપ વળગાડયું, આ જીવને પુરાણે પાપ વળગાડયું ટેક.
ધર્મ કર્મની નાથ્યો ઘાલી, અવળે મારગે વળગાડી;
અણછતાં કર્મ છતાં કરીને, માયાના ઝાંખરે બઝાડી આ જીવ. ૧
એ અખંડ અરૂપ અવિનાશ છે પોતે, તે મરણનો ભય જણાવી;
આંધળાને લુટયાનો ભોય બતાવી, મધ્ય રાતની તે ફાળો પડાવી. આ. ૨
તત્વ પરમાત્મા પ્રત્યક્ષ દિશે, જાય દ્વારકા કાશી;
પોથીમાંના રીંગણા પુરાણી જાણે, જીવને કર્યો છે ઉદાશી. આ. ૩
દેખાદેખી તમે સાધન કરોછો, એમ નહી મળે અવિનાશી;
ગાડરિયો પ્રવાહ જગત ચાલેછે, અવિદ્યાએ નાંખીછે ફાંશી. આ. ૪
આંધળાને ત્રણ લોક સુજાવે. ને પાંગળાને પરવત ચઢાવી;
મુગો તો મુખે ગાયન કરે છે, એને સુપનની બાજી જણાવી. આ. ૫
અરોગીને વળી રોગ વળગાડયો, ને કરમની નાડી ઝલાવી,
મરણ જનમનો બંધેજ બાંધી, એને અવળી તે આંટી ભરાવી. આ. ૬
સત્ય પુરૂષની શેવા ન કીધી, એને જીતેલી બાજી હરાવી;
ચકલ કહેત એને શું કહુ મુખે, એને મૂળનું તે ભાન ભુલાવી. ૭

## રાગ ઠુમરી ૧.

જ્ઞાન નેનસે દેખો પ્યારે, તત્વ બ્રહ્મ એક ધારરે;
મોહ નીંદમેં કાયકુ શોયા, આળસ ચોરકું મારરે. જ્ઞાન. ટેક
પ્રવૃત્તિ નારી સંગ સોયા, અમુલ્ય મનુષ્યા દેહ જાવેરે;
જાગ્ય અભાગી આળસ મેલી, તોતો બ્રહ્મ સુખ પાવેરે જ્ઞાન. ૧
ચતુર્થ સાધન જ્ઞાન ના જુણે, અનુભવ અંતર આવેરે;
ધે ધાતાથી પારજ પહોંચ્યા. હંગ બ્રહ્મરૂપ પાવેરે. જ્ઞાન. ૨
સંશય શોક મનકા મટી જાવે, ભય રહિત મન હો જાવેરે;
મરણ જનમકી ટુટી ચોરાશી, આણંદ અંતર પાવેરે જ્ઞાન. ૩
તત્વકી કીરિયા તત્વ કરતહે, વૃતિ સ્વરૂપમેં ધાંવેરે;
ચકલઅવસરઆયા નહિઆયા, ઔર દેહમેં નહિ ફાવેરે જ્ઞાન. ૪

## રાગ ઠુંમરી ૨.

સત્સંગ સાર ન જાણ્યા જગતમાં, સો નર પશુ સમાનરે;
અહાર ભય નિંદ્રાને મૈથુન, વિષય સુખ તે ધારરે. સત્સંગ. ટેક.
તે વિષય સુખમાં ચિત લોભાણું, કેમ ઊતરે સંસાર પારરે;
મનુષ્ય દેહેરૂપી પારસ મિલ્યાહે, ધ્યાન ધણીસેં ધારરે. સ૦ ૧
સિંહ હોકર અજા બન ગએ, ચઢી માયારૂપી ભંગરે;
શુદ્ધ ચિત્તરૂપી સ્નાન કરી લે, સંત સ્વરૂપ વહે ગંગરે. સ૦ ૨
મળ આવ્રણકા મેલ ધોઇ લે, શબ્દ સાબુ સારરે;
બ્રહ્મ હીરંગ સેજેહી ચડશે, નહિ ઉતરે બીજી વારરે. સ૦ ૩
ચઢયા રંગને આ ગઈ લાલી, હો ગયા મસ્ત સ્વરૂપરે;
ચકલ જ્ઞાન દર્પણસેં દેખ લે, દેહે બિચ દર્શા અરૂપરે. સ૦ ૪

## રાગ બિહાગ. (નાથ કેસે ગજકો બંધ.)

તત્વ બ્રહ્મ રૂપ દીસે, જુવોરે ભાઈ તત્વ બ્રહ્મ રૂપ દીસે. ટેક.
જ્ઞાન ગંગામાં સ્નાન ન કીધું, જાય દ્વારકાં કાશી;
સમજણ રૂપી શેવા કરી લે, માયાએ નાખી છે ફાંશી. જુવો. ૧
ઘટ પટમાં એક સળંગ સ્વરૂપ છે, શીદ તમે થાઓછો ઉદાશી;
ચાર દેહથી રહ્યા છે અવિછિન્ન, તેતો સોહંગ પ્રકાશી. જુવો. ૨
સર્વનો દ્રષ્ટા સર્વનો સાક્ષી, મૂળ માયા છે તેની દાશી;
તે ચિદ શક્તિએ જક્ત બનાવ્યું, સુપનનો ખેલ લગાશી. જુવો. ૩

શાણાજન સમજાવા જાય છે, ત્યારે મુરખ માનેછે હાંશી;
એવું જગત નથીને આદિશે, ગાંધ્રવ નગર મિથ્યા ભાશી. જુવો. ૪
પિતા પુત્રને ભય બતાવી, છાનો રાખે કરી હાંશી;
પાંમર પુરૂષને સમજવા માટે, મિથ્યા કલ્પી ચોરાશી. જુવો. ૫
જ્ઞાન સ્વરૂપ અરૂપજ દર્શા, દેહે તત્વ જુઓ તપાશી;
ચકલ સ્વરૂપમાં અરૂપજ દીશે, થયું મારૂં મન નીરાશી. જુવો. ૬

## રાગ ઠુંમરી ૩.

ત્રણ અવસ્થા તિત આતમા, ચૈતન્ય હે ભરપૂરરે;
જાગ્રત સ્વપ્ન સુષુપ્તી તુર્યા, જાણે તો પાવે મૂળરે. ત્રણ૦ ટેક.
જ્ઞાન આકાશ સબ ઘટ બોલે, જાણે શાણા સુરરે;
જાગ્રત રહીને નેનસે દેખે, વૈરાટ રૂપનું નુરરે, ત્રણ૦ ૧
હરી હરા પ્રગટ દીશે, ગુરૂ ઝવેરીકી પાસરે;
સુરા નર સો સોધીને લેવે, કાયર પામે ત્રાસરે. ત્રણ. ૨
સો શાણાકી એક મત હે, મુરખ ના પામે પારરે;
ઠુંઠે ચોરકો ભય સબ પાવે, મિથ્યા સંસાર ધારરે. ત્રણ. ૩
ભાગ્ય ત્યાગ લક્ષણા સમજી લે, તુંપદ તત્વપદ એકરે;
ચકલરામહિ સબસેં ન્યારા, ટુટી ગઈ મનની ટેકરે. ત્રણ. ૪

## રાગ ઠુમરી ૪.

જ્ઞાન ખાંડા ધાર છે પ્રાણી, જ્ઞાન ખાંડા ધારરે;
અવિદ્યાને ઝટકે મારે, નાવે બીજી વારરે. જ્ઞાન૦ ટેક.
સમશ્યા રૂપી શીરોઈ લેઇને, મારે અભિનાન ચોરરે;
આતમ ધન તારૂં અખંડ રેહેશે, સમજી ઘટમાં ખોળરે. જ્ઞાન. ૧
પાંચ કોસસેં ભિચહે ચૈતન્ય, જેમ મેણ તલવારરે;
ત્રણ દેહના દ્રષ્ટા પોતે, સાક્ષી રૂપ છે અપારરે. જ્ઞાન. ૨
જ્ઞાન અજ્ઞાન બે કલ્પિ હે, જગત નથી ત્રણ કાળરે;
જગત નહિ તો કરમહિ ક્યાંહે, તત્વ બ્રહ્મને ભાળરે. જ્ઞાન. ૩
બ્રહ્મહિ ભાસે સંદેહિ નાસે, જીવણમુક્તિ સુખ થાયરે;
ચકલ નહિ હું ચૈતન્ય રૂપ છું, મરણ જનમ ભય જાયરે. જ્ઞાન. ૪

## રાગ ઠુંમરી ૫.

પાંચ તત્વકા બંગલા બનાવ્યા, નિરંજન રાજા બોલેરે;

ઈસ રાજાકી કયાં તારીફહે, નહિ બીજા કોઈ તોલેરે. પાંચ૦ ટેક.
ઈસ બંગલેકું દશ દ્વાર હે, ચોકી કરે માહા સુરારે;
બ્રહ્મા વિશ્નુ શંકર સબહિ, ગણેશ શક્તિ પૂરરે. પાંચ. ૧
ઈસ બંગલેકું ત્રણ ખંડ હે, ચોથે ખંડ કોઈ જાવેરે;
ચોથે ખંડ કોઈ વિરલા જાવે, સો અમર રૂપ થાવેરે. પાંચ. ૨
અવિનાશી અદ્વૈત આતમા, સો બ્રહ્મ આપ ધારેરે;
દેદાર પાયા આણંદ આયા, મોહો સિંધુથી તારેરે. પાંચ. ૩
નહિ મરત હે નહિ જીવત તું તત્વ કારણ અખંડરે;
ચકલરામહિ સબસેં ન્યારા, માયા મિથ્યા ફંદરે. પાંચ ૪

## રાગ ઠુમરી ૬.

અવિદ્યા કુંણ કાપે, ગુરૂ વિના, અવિદ્યા કુણ કાપેરે;
માયારૂપી મેલ ચડયો છે, તૃષ્ણામેં જીવ તાપેરે. અવિદ્યા. ટેક.
કાણા સંગસેં બેહેરા મિલિયા, કીસ સમજણ ચિત લાવેરે;
અવિદ્યાકુ એસી જાણકર, નાગણી પુલકું ખાવેરે. અવિદ્યા. ૧
માયારૂપી મદ વળગ્યા હે, વિષય માંખ અનંતરે;
જયું જયું ખાવા જાય મદકું, ચોટી જાવે પંખરે. અવિદ્યા. ૨
સદગુરૂ શબ્દકા ધુવા લગાદે, મોહોમદ તબ ઉડ જાવેરે;
જ્ઞાન ધ્યાનકા નાંખો બિછાના, ચૈતન્ય આકાશ ઘર પાવેરે. અ. ૩
ઘર પાવે જબ અભેદ હોજાય, અખંડ રૂપતો થાવેરે;
ચકલ વિવેક ખડક પકડલે, માયા ફીર ના આવેરે. અવિદ્યા. ૪

## ગજલ.

જેણે તત્વકુ જોયા નહિ, અભિમાનકુ ખોયા નહિ;
દેદાર શો હુવા નહિ, પુરાણ ભણા સો કયા હુવા. જેણે. ટેક
ચાર વેદમાં તો ભેદ હે, અક્ષરબ્રહ્મ અછેદ હે;
ગુરૂ જ્ઞાન તો સમજ્યા નહિ, જ્ઞાની હુવાસો કયા હુવા. જેણે ૧
ચાર ધામકુ તો જઇ ફરે, વાસના મનકી તો ના બળે;
અહંમમતા મનકી ના ટળે, ભેખ લીયાસો કયાં હુવા જેણે ૨
દેહે ત્રણકા દ્રષ્ટા દેખલે, અનુભવ આપના પેખલે;
તત્વ સ્વરૂપકું દેખલે, સમરણ કીયા જબ કયા હુવા. જેણે ૪
નિરાકાર સાકાર એકછે, વિધિ વેદકા વિવેકહે;
ચકલકી ચિંતા નવ રહે, ફકકડ રૂપ તો આપ હુવા. જેણે. ૪

## રાગ સામેરી.

બ્રહ્મવેત્તા ગુરૂરે, જેને મલ્યા જગતમાંરે,
તેના તો પુરણ મળિયા પુન્ય;
આવો રૂડો અવસરરે ફરી ફરી નહી મળેરે,
જ્ઞાન સમજે તો ન રહે કાંઈ નુન્ય. બ્રહ્મવેત્તા. ૧
સમજ સમજરે, સુપન સંસાર છે રે,
માત તાત પુત્રને પરીવાર;
પરદેશ જાતાં રે, રાત પડે ત્યાં રહેરે;
સવારે ઉઠીને જાય નિશ્ચે ધાર. બ્રહ્મ. ૨
તેવું આ દીસે છેરે, જગત અસાર છે રે,
તેમાં તું મોહયો મુરખ જોઈ તન;
પાંચ પચીસને, પચાસ તુજને થયા રે;
માયારૂપી કારમું દીશે આ વન. બ્રહ્મ. ૩
ગરીબી રાખીનેરે, ગુરૂજીને સેવજોરે,
એતો તને દેખાડશે બ્રહ્મસ્વરૂપ;
દેહેનો અધ્યાસરે ત્યાગ તો કરાવશેરે,
ચકલ નહિ ચૈતન્ય રૂપ અનુપ. બ્રહ્મ. ૪

## રાગ ઉપર પ્રમાણે.

બ્રહ્મ રસ પીયોરે, જીવ આ અમર થશો રે;
મટી જાય કોટી જનમનો રોગ;
અમર થઇનેરે ભવ નહિ ભમશોરે,
સમજ્યા વિના પુરા મળસે ભોગ. બ્રહ્મ. ૧
વિવેકનો પ્યાલોરે, લ્યો મારા પ્રાણિયારે,
શ્વાસોશ્વાસ પીઓ આપો આપ;
ભ્રમણા તો ભાગેરે, અનુભવ ઉર ધરોરે,
અધ્યાતમના મટી જાશે તાપ. બ્રહ્મ. ૨
ભવસાગરમાંરે ભમતાં થાકશોરે,
સમજ્યા વિના નહિ આવે તેનો પાર;
ગુરૂ શબ્દ ગોળો રે, ઝાલીને ઉતારશેરે,
માહા વાયકનો ઉપદેશ આપે નિરધાર. બ્રહ્મ. ૩
ભેદ અભેદથીરે, વસ્તુતો પાર છેરે,

પુન્ય પાપ ધર્મ કર્મ નથી તે જાણ,
પુરૂષની માયારે શબ્દ જાળ જાણજોરે,
ચકલની સાચી સમજજો વાણ. બ્રહ્મ. ૪

## કુંડળિયા.

તું પદ તત્વપદ એક છે, કાર્ય કારણ રૂપ;
સંબંધ જ્ઞાનનો જો મળે, પામે શુદ્ધ સ્વરૂપ;
પામે શુદ્ધ સ્વરૂપ, કલ્પના સર્વે ખોટી;
નિત્ય મુક્તિ છે ભાઇ, બુદ્ધિ હો જાવે મોટી;
કહેત ચકલરામ, માયાના ગુણ છે કૃત્વ;
નિરંજન નિરાકાર, ત્રણ દેહમાં તું તત્વ. ૧
વાત વાતમાં ભેદ છે, ચિત્ત ચિત્તમાં ચેત;
કસ્તુરી મૃગમાં રહે, નથી દીઠું તેણે પેટ;
નથી દીઠું તેણે પેટ, કલ્પના મનમાં કરતો;
નથી મૂળનું જ્ઞાન, સમજ વિના વનમાં ફરતો;
કહેત ચકલરામ, જગત જાળ મિથ્યા ભ્રાત;
હું છું ચૈતન્ય આત્મા, સાચી કહું છું વાત. ૨
કાર્ય કારણ રૂપ છે, ચૈતન્ય દિસે એક;
ઘટ કાર્ય જગત છે, માટી કારણ બ્રહ્મ છેક;
માટી કારણ બ્રહ્મ છેક, જગત બ્રહ્મ નિશ્ચે ન્યારૂં;
નથી જગત ત્રણ કાળ, વિધિમાં નામજ ધાર્યું;
કહેત ચકલરામ, બીજ વાસનાનું બાર્ય;
મુક્તિ સ્વરૂપ તું ધાર, કારણ તે નિશ્ચે કાર્ય. ૩
સૌથી ભલો એકાંત છે, ઊપાધિમાં છે અંત;
સર્વણ મનન નિધ્યાસકો, રહ્યો મનમાં તંત;
રહ્યો મનમાં તંત, સર્વ અનુભવને ધારો;
દિસે નિરંજન એક, ગપોડા મિથ્યા મારો;
કહેત ચકલરામ, રહ્યું જ્ઞાન ઊત્તમ ભવથી,
બમણો બંધન કરે, સમજ વિના ઊલટો સૌથી; ૪
મનની ભ્રાંતિ ભાગી ગઈ, વાસના થાય છે નાશ;
પ્રત્યક્ષ બ્રહ્મ નજરે પડે, જ્ઞાન રહ્યું પ્રકાશ;
જ્ઞાન રહ્યું પ્રકાશ, અજ્ઞાની અંતર ધરતા;
મળ વિક્ષેપકો નાશ, અવિદ્યા જોઇને ડરતા;

કહેત ચકલરામ, ખટ ઊર્મિ જાય તનકી;
મળે ગુરૂ બળવંત, મટી જાય તૃષ્ણા મનકી. ૫

ત્રણ દેહના વચમાં, વ્યાપિક બ્રહ્મ છે એક;
સ્થાવર જંગમને વિષે, વસે પરીછીન્ન અવશેક;
વસે પરિછીન્ન અવશેક, માયા જડ રૂપ વિકારા;
દૃષ્ટા સાક્ષી નિત્ય, આતમા અમરજ ધારા;
કહેત ચકલરામ, ધાતા સંગ મળ્યો છે ધે;
બ્રહ્મ તત્વ વિચારતાં, મિથ્યા ત્રણે દેહે. ૬

મંદ જ્ઞાન જેની કને, તે શું ફક્કડ થાય;
સંશય વિપ્ર જેમાં પડયો, ઊલટો દુખિયો કેહેવાય;
ઊલટો દુખિયો કેહેવાય, સમજ વિના કરતો શેવા;
પામર ભક્તિ કરે, કલ્પિત સરવે દેવા;
કહેત ચકલરામ, જગતમાં કરતા ફંદ;
મળ વિક્ષેપમાં દુખિયો, અંતઃકરણ છે મંદ. ૭

શ્રોત્રિય બ્રહ્મ નિષ્ટિને, તાકુ કહે ગુરૂ દેવ;
સંશય તોડે શિષનો, પામે બ્રહ્મનો ભેવ;
પામે બ્રહ્મનો ભેવ, બ્રહ્મ તો સાચા દિઠા;
સિંધુમાં બને છે ખાર, જગત રૂપ દિઠા મિઠા;
કહેત ચકલરામ, જગત બ્રહ્મ ઐસે ઓાલી;
તત્વ દર્શા આપ, ગુરૂ કોઈ મળે જો શ્રોત્રી. ૮

બંદા કરે બકવાદકું, હરી વસે ભરપૂર;
પ્રેમ ભક્તિ છે તાહરી, અમર દિસે નૂર;
અમર દીસે નૂર, તુંતો કરે બકવાદા;
પાંચ કોશ તે પાર, સમજ કર જ્ઞાન સંવાદા;
કહેત ચકલરામ, સમજ વિના સરવે મંદા,
સમજ સર્વનું મૂળ, તત્વ રૂપ છે બંદા. ૯

ફક્કડ થાય છે જાહરે, બ્રહ્મ દર્શા ભરપૂર;
મરણ જનમનો ભય ટળે, બાહાર અંતર છે નૂર;
બાહાર અંતર છે નૂર, નિરંજન દિઠા જયોતિ;
જ્યાં જ્યાં દૃષ્ટિ થાય, હરિરૂપ વરસે મોતી;
કહેત ચકલરામ, અવિદ્યા જડ છે લક્કડ;
કર સંશયકો છેદ, અમર રૂપ થા તું ફક્કડ. ૧૦

જ્ઞાન કાંડ સમજ્યો નહી, પડયો કરમકે ફંદ;
બમણો બંધન બાંધિયો, બુદ્ધિ પડી ગઈ મંદ;
બુદ્ધિ પડી ગઇ મંદ, સંગ સંતોકા મોતી;
બ્રહ્મ વિદ્યાકો દેખ, જગત જાળ દિસે ખોટી;
કહેત ચકલરામ, સાચું મળે જો ધ્યાન;
ધે ધાતાકુ છોડ કર, તુર્યામાં થાય જ્ઞાન. ૧૧

બ્રહ્મ ખુવારી જો ચઢી, ઇંદ્રિકુ કહે રંક;
કોપૂણમાં ગાંઠયો ઘણી, તત્વનો પામ્યો ટંક;
તત્વનો પામ્યો ટંક, દશો દિશ ફક્કડ ફરતો;
તત્વ દર્શી બ્રહ્મ એક, કાળસે કભુ નહિ ડરતો;
કહેત ચકલરામ, મટે ધર્મ ને કર્મ;
ભ્રાંતીનું કાઢયું મુળ, સ્વરૂપે થયો છે બ્રહ્મ. ૧૨

એક ચિત્તે નિશ્ચે કરી, ભજી લ્યો ભગવંત;
સ્મરણ કરે વેદાંતકો. એહી હરીકો સંત;
એહી હરીકો સંત, સમજકર સરવે હરખ્યા;
પરતક્ષ બ્રહ્મ અભિન્ન ચૈતન્ય તો નયણે નરખ્યા;
કહત ચકલરામ, વસે સરવમાં અવશેક;
દ્વૈત ભાવ મટી ગયો, દરસે આકાસે એક. ૧૩

મનરાજા યુદ્ધે ચઢયો. ફોજ અવિદ્યા ધાર;
વિવેક રાજાના હાથમાં, જ્ઞાન ધનુષ્ય ટંકાર;
જ્ઞાન ધનુષ્ય ટંકાર, જરા પગ ધરતું આગે;
સંત સમાગમ હથિયાર, અવિદ્યા તરતજ ભાગે;
કહેત ચકલરામ, અભિમાની માર્યું તન;
દ્વૈત ફોજ હઠાવિને, બ્રહ્મ બની ગયું મન. ૧૪

નિર અવ્યયવ આકાશ છે, ઘટ કરી ભાસે રૂપ;
અજ્ઞાનીનો છે આતમા, દિસે જીવ સ્વરૂપ;
દીસે જીવ સ્વરૂપ, સ્વરૂપના નહિ વિચારા;
દુર થયું અજ્ઞાન, આતમા અમર ધારા;
કહેત ચકલરામ, હર લણ ગુણકા તીર;
જગત મિથ્યા જાણકર, મૃગ તૃષ્ણાનું નિર. ૧૫

તુંપદ અરથ એક છે, બતાવો અરથજ એહ;
દુર થાય અજ્ઞાન જો, મળે વિદ્યા તો જેહ;

મળે વિદ્યા તો જેહ, નિશ્ચય કર અંતર માંહિ;
ભાગ્ય ત્યાગ્ય વિચાર, તત્વ તો દેસે ત્યાંહિ;
કહેત ચકલરામ, અજ્ઞાની પાડે બુમ;
જ્ઞાની હુશકર ભોગવે, દર્સ્યું તત્ત તુમ. ૧૬

જ્ઞાન ગંગા જળ છે, ધ્યાન ધુપને જાણુ;
દિપક બળે અદ્વૈતકો, એહી પુજામાન,
એહી પુજાકો માન, સંકલ્પ શેવા રાખી;
સમતા શણગાર સાર, તત્વની થાએ ઝાંખી;
કહેત ચકલરામ, કરીલે આતમ ધ્યાન;
ઘંટ વાગે વિજ્ઞાનનો, આરતી ઉતરે મહા જ્ઞાન. ૧૭

પાટ કરે પુરણ બને, તપ કરૂ તૈયાર;
મુનીવૃત ધરવા થકી, ધારણા ધણીની ધાર;
ધારણા ધણીની ધાર, વૃતી અવિદ્યા ત્યાગી;
ચિંતામણી ચૈતન્ય છે, ભાવટ સરવે ભાગી;
કહેત ચકલરામ, વેદ વિધિનો ઘાટ;
સોહં સોહંગનો જાપ છે, પોતે ચૈતન્ય કરેછે પાઠ. ૧૮

વિવેક વૈરાગ્યની પાંખ કર, ઉઠ પક્ષી તું જીવ;
સત મારગ આકાશ છે, થઈ જશો ત્યાં શિવ;
થઈ જશો ત્યાં શિવ, મેલ અજ્ઞાનની મમતા;
સર્વે મળ્યું સિદ્ધાંત, સર્વ મળ્યું અનંતા;
કહેત ચકલરામ, આતમાં અમર છે એક;
જકત દ્રષ્ટી દુર થઈ, સમજો તેહ વિવેક. ૧૯

ત્રણ અવસ્થામાં આતમા, પાંચ કોશને માન;
સત ચિત્ત આનંદ એક છે, સ્થુળ પચીસકો જાણ;
સ્થુળ પચીસકો જાણ, તત્વ સતર કો લીંગા,
કારણ અજ્ઞાન મળે, તું દ્રષ્ટા અનિંગા;
કહેત ચકલરામ, પંચીકરણકું ભણ;
ચૈતન્ય આતમાં એક છે, નથી અવસ્થા ત્રણ. ૨૦

સર્વ શરીરમાં રહે, વ્યાપિક નભ છે એક;
જડ ચૈતન્ય નિશ્ચે કરી, સમજો સત્ય અવશેક;
સમજો સત્ય અવશેક, અવિદ્યા છે વિકારા;
દ્રષ્ટા ચૈતન્ય નિત્ય, આતમા સૌથી ન્યારા;

કહેત ચકલરામ, ધ્યાન રૂપ ધણીનું ધર્વ;
છુટી જાય અભિમાન, આત્મા દિસે સર્વ. ૨૧
અમર સદા છે આતમા, મહાદેવનો દેવ;
જાણે વિરલા સંત જન, સમજે સાચો ભેવ;
સમજે સાચો ભેવ, જ્ઞાનીની દશા છે ન્યારી;
અનુભવ કરે અપાર, આતમા અખંડજ ધારી;
કહેત ચકલરામ, મટે તૃષ્ણાકા તમ્મર;
દર્શા છે અવિનાશ, આત્મા સદાહી અમર; ૨૨
નિરંજન રૂપ ન્યાળીયું, સોહંગ પ્રકાશ વિજ્ઞાન;
મુળ સ્વરૂપને ભુલીને, છે અવિદ્યા અજ્ઞાન;
છે અવિદ્યા અજ્ઞાન, નાના રૂપ સંકલ્પે થાવે;
ઘટી અંતરકી નાઈ, ઓચિંતુ મરણજ આવે;
કહેત ચકલરામ, ધ્યાન ધણીસેં ધાર્યું;
તું દ્રષ્ટા છે એક, નિજ રૂપ સરવે ન્યારૂં. ૨૩
સોહંગ તત્વ રૂપ છે, જાણે કોઈ રૂપ ઔર;
અવિદ્યામાં અથડાય છે, નથી સમજતો ઠોર;
નથી સમજતો ઠોર, સુરતીકા જો પરમાણા;
સમજ્યાના કાંઈ સાર, વેદના કહ્યાનિ માન્યા;
કહેત ચકલ રામ, અંતર મળને ધોહં;
તુંહિ તુંહિ સર્વ રૂપ, તત્વ પાંચ તો સોહં. ૨૪
મુક્તિ ચાહે આપની, સુરતીનો લે સાર;
દ્વૈતા દ્વૈત ત્યાં છે નહિ, દિસે રૂપે અપાર;
દિસે રૂપે અપાર, પુરાણમાં પુરન ન પામે;
રૂચી શાસ્ત્રમાંહ, પ્રશ્નનું દુખ ન વામે;
કહેત ચકલરામ, અનુભવ અંતર સમાય;
જ્ઞાન અજ્ઞાન કલ્પિત છે, મુક્તિ ખોટી ચાહે. ૨૫
જગત આતમા રૂપ છે, નથી બીજી કાંઈ વસ્ત;
સોના ઘાટ જુદા નથી, જ્ઞાનિ રહે છે મસ્ત;
જ્ઞાનિ રહે છે મસ્ત, અનુભવ ના ધરિયો;
ભુમા રૂપ ભગવંત, ચિત ચૈતન્ય છે દરિયો;
કહેત ચકલ રામ, જ્ઞાનિજન સચ્ચા ભક્ત;
સો તો બ્રહ્મ સ્વરૂપ છે, દિસે છે આ જક્ત. ૨૬

મોહો માયા બેડી જડી, ત્યાં સુધી ન થાય જ્ઞાન;
તે બેડી તુટી જશે, તો પામે આતમ ધ્યાન;
તો પામે આતમ ધ્યાન, આતમા અંતર પાવે;
મટે કાળકો ભય, ફરી જગમાં નહિ આવે;
કહેત ચકલરામ, ધણીનો રાખ તું ભો;
બોધ વિના ભમી મરે, એમ નહી તુટે મોહો. ૨૭
પાહાડ ચઢયો અજ્ઞાનને, ન સમજયો કાંઈ સાર;
હુંપણમાં અથડાઈશ માં, ચૈતન્ય ઘટમાં ધાર;
ચૈતન્ય ઘટમાં ધાર, માર અભિમાનજ તારૂં;
સમતા શિખર ઊપર, અમર રૂપને ધાર્યું;
કહેત ચકલ રામ, મિઠઈમાં સર્વ ખાંડ;
જક્ત બ્રહ્મ એમ છે, પાછો ચઢ ના પાહાડ. ૨૮
વાત કહુ વિવેકની, વિવેક સર્વનું મૂળ;
લાખ કરોડ પેદા કર્યાં, પાછળ નહિ આવે ધૂળ;
પાછળ નહિ આવે ધૂળ, કમાયો જીવણ મુક્તિ;
મિથ્યા રૂપાભાસ, સાચી દિસે છે સુક્તિ;
કહેત ચકલ રામ, માયાનો બન્યો છે ઘાટ;
જ્ઞાન મારગ જે ચઢયો, એ સમજે સાચી વાત. ૨૯
મનુષ્યા દેહ મોંઘી મળી, ન લીધો તેં લાહાવ;
જ્ઞાન ધ્યાન સમજયો નહિ, મોહોજળમાં શું નાહાવ;
મોહોજળમાં શું નાહાવ, દેવને દુર્લભ મુંઘી;
ભુલ્યો મૂળનુ રૂપ, અવિદ્યા ગોળી સુંઘી;
કહેત ચકલરામ, સમજ કર ગુરૂ સંગ લેહ;
જ્ઞાનનું આવ્યું દ્વાર, નહિ મળે મનુષ્યા દેહ. ૩૦
ચાર આશ્રમ ચાર વરણમાં, બાંધ્યો વેદે ધર્મ;
ચાર વેદની શાખા કરી, ફળ ફુલનું છે કર્મ;
ફળ ફુલનું છે કર્મ, અમરફળ તે છે જ્ઞાના;
શુદ્ધ સ્વરૂપે અપાર, આકાશ ચૈતન્ય જાણ્યા;
કહેત ચકલરામ, સમજે સાચો સાર;
ત્રણ દેહથી અળગો થઈ, તુર્યા દેહ છે ચાર. ૩૧
મરણ જનમ સરવે ટળ્યું, ચૈતન્ય કારણ આપ;
પાંચતત્વ મરતાં નથી, શીદ કરે સંતાપ;

શીદ કરે સંતાપ, ધાપ માયાએ મારી;
કારીગર છે સત્ય, કારીગરી મિથ્યા ધારી;
કહેત ચકલરામ, ઝાલ સંતજનનું શરણ;
તત્ત્વ દેહમાં વિચારતાં, નહિ જનમ ને મરણ. ૩૨
સિદ્ધાંત તો સમજ્યો નહિ, બોહેત કરે બકવાદ;
સંશય વિપ્ર જેમાં પડયો, ન જડયો જ્ઞાન સ્વાદ;
ન જડયો જ્ઞાન સ્વાદ, વેદનો ભેદ ન સમજ્યો;
અધ્યાસ કરે બંધ, અવિદ્યા કેરા તમ જો;
કહેત ચકલરામ, વિધિમાં સરવે બંધાત;
ગુરૂ લોભી ચેલા લાલચું, શું સમજે સિદ્ધાંત. ૩૩
ચૈતન્ય કારણ રૂપ છે, દેહે તે કાર્ય જાણ;
હુંપણું વચમાં પડયું, કરે છે તાણા તાણ;
કરે છે તાણા તાણા, મમતાનો મોડજ લીધો;
મૂળનું ભુલ્યો ભાન, અનુભવ ત ના કીધો;
કહેત ચકલરામ, માયાજડ દીશે અસત્ય;
ભાગ્ય ત્યાગ વિચારતાં, આકાશ દિસે સત્ય. ૩૪
સંશય સિંધુમાં પડયો, કેમ આવે તે પાર;
મોહોજળમાં ઝંપલાય છે, એમ કરતાં આવે કાળ;
એમ કરતાં આવે કાળ, જાય ચોરાસી માંહિ;
મનુષ્યા દેહનું દ્વાર, આવ્યું છે સમજો ભાઈ;
કહેત ચકલરામ, જગત નથી દેખ બંધુ;
અણ સમજુને દુઃખ, જગત મોહો જળ છે સિંધુ. ૩૫
અગ્નિ બળે અજ્ઞાનનો, બળે જીવ અપાર;
જ્ઞાન જળ છાંટી કરી, શાંત કરો તે વાર;
શાંત કરો તે વાર, તાર તૃષ્ણાનો ટુટે;
અધ્યાતમની લ્હાય, સદ્ગુરૂ મળે તો છુટે;
કહેત ચકલરામ, પરપંચ માયા નગણી;
શુદ્ધ સ્વરૂપને દેખ, અવિદ્યા મટે અગ્નિ. ૩૬
આંધી ચડી અજ્ઞાનની, ભમે છે સર્વ માંહિ;
વાસના તો રેહેતી નથી, કાર્ય સમાય કારણ ભાઈ;
કાર્ય સમાય કારણ ભાઈ, નદીમાં સમાયજ લેહેરો;
કાળનો છુટે ભય, વિવેકનો જામો પેહેર્યો;

કહેત ચકલરામ, તૃષ્ણાની મુકી લાથી;
ભયનો અભય થાય, તત્વરૂપ દેખો આંધિ. ૩૭
ખોળી ખોળી ખોળીયું, સર્વે મતનો સાર;
આત્મ તત્વ સ્વરૂપ છે, ચિદા આકાશ અપાર;
ચિદા આકાશ અપાર, કર્મ ધર્મ જાવે છુટી;
મરણ જનમ ન થાય, વિજ્ઞાનની સુંધને બુટ્ટી;
કહેત ચકલરામ, જ્ઞાન નાણું લે વોહોરી;
ખટશાસ્ત્રનિ માંહિ, સિદ્ધાંત લેજો ખોળી; ૩૮
સિદ્ધાંત સમજે જાહરે, માહા આનંદ રૂપ થાય;
ઝવેરી ગુરૂ મળે, હરી નાણું પરખાય;
હરી નાણું પરખાય, ચિત્ત ચૈતન્યમાં ઠરિયા;
સ્વરૂપની ઝાંખી થાય, તાર્યા ઇકોતેર પરિયા;
કહેત ચકલરામ, મટે માયાના તમ જો;
સંશય રહે કહી એક, સાચું સિદ્ધાંત સમજો. ૩૯
ખટ શાસ્ત્રના ભેદમાં, ભમતાં ભોળા લોક;
ભુલ ન ભાગે આપણી, માયા પડાવે પોક;
માયા પડાવે પોક, બોખ એતો છે મોટી;
જગતમાં ઝંપલાય, સંત જન લે છે ગોતી;
કહેત ચકલ રામ, આપ્રણ આડું છે પટ્ટ;
વેદાંત શાસ્ત્ર જો ભણે, ત્યારે થાય નટ ખટ. ૪૦
સિંહ જુવે છે કુપમાં, છાયાં કેરૂ રૂપ;
એમ સામો બીજો સિંઘ છે, એમ સમજી પડયો કુપ;
એમ સમજી પડયો કુપ, અજ્ઞાનની દશા એની;
એમાં ભુલ્યો મુળનું રૂપ, જીવની નથી એંધાણી;
કહેત ચકલ રામ, બાળક છાંયા જોઇ રૂવે;
સ્વાન કાચની માંહિ, ફરી ફરી સ્વાનને જુવે; ૪૧
સમરણ કરોનિ કામથી, અંતઃકરણમાં સાખી;
મળ વિક્ષેપ પડદા ટળે, હોય બ્રહ્મની ઝાંખી;
હોય બ્રહ્મની ઝાંખી, નિરંજન માંહિ સમાવે;
મનુષ્યા દેહનું ફળ, જ્ઞાન ધન ચૈતન્ય પાવે;
કહેત ચકલ રામ, કાળનો ભય નવ ધરો;
મુળ સ્વરૂપ નિશ્ચે કરી, તત્વનું સ્મરણ કરો. ૪૨

સ્થુળ તત્વ વિચારમાં, નથી દેહમાં જીવ;
વૈરાટ તત્વ વિચારતાં, નથી મળતો શિવ;
નથી મળતો શિવ, વિધિમાં નામ ધરાયું;
જીવ શિવ થયા એક, મૂળનું પાપ જરાયું;
કહેત ચકલરામ, ચૈતન્ય સર્વનું મૂળ;
શબ્દને બંધે બાંધીને, અનમે કોશ છે સ્થુલ. ૪૩
શાસ્ત્ર અનેક તું ભણ્યો, વિધિવત જક્ત વેહેવાર;
આત્મજ્ઞાન સમજ્યાવિના, નહિ આવે જગનો પાર;
નહી આવે જગનો પાર, વાર અભિમાનજ તારૂં;
સતસંગતને પાય, વાસના બીજજ બાળ્યું;
કહેત ચકલરામ, બેશ શાંતિને ઘેર પાત્ર;
સંશય શોક ટળી જશે, ભણ તું સત્ય શાસ્ત્ર. ૪૪
સત્ય સ્વરૂપ જો આતમા, દરસ્યો મોહો સંસાર;
ફરી ભવ આવે નહી, કહે સંત પોકાર;
કહે સંત પોકાર, દ્રષ્ટા મિથ્યા ન જાણો,
પાંચ તત્વથી પાર, જુદો ચૈતન્ય ન માનો,
કહેત ચકલરામ, માયા દીસે છે અસત,
ત્રણ અવસ્થાતિત છે, તુર્યા ચોથી સત્ય. ૪૫
દ્રષ્ટા ત્રણ શરીરનો, ત્રણ અવસ્થાતિત,
પાંચ કોશ પરઆતમા, કારણ કાર્ય મિત,
કારણ કાર્ય મિત, જાગ્રત નેત્રસ્થાન,
વૃત્તિ કારણ માંહિ, સ્વરૂપનું કરતી ધ્યાન,
કહેત ચકલરામ, સ્વરૂપનની બની છે સૃષ્ટા,
મિથ્યા ભાસજ પડયો, શાક્ષી જો જો દ્રષ્ટા. ૪૬
નમો પરિબ્રહ્મ દેવને, ચિદાઘન અવિનાશ,
તત્વજ્ઞાન નિશ્ચે કરી, વર્ણવું જ્ઞાન પ્રકાશ,
વર્ણવું જ્ઞાન પ્રકાશ, જગત નામ મિથ્યા બનાવ્યું,
છુટે કોણ ઊપાય, વિવેકનું ઘર પાયું,
કહેત ચકલરામ, જ્ઞાન હિણ ભવમાં ભમતો,
અસ્તી ભાતિ પ્રીય થઈ, કલ્પિતને શીદ દમતો. ૪૭
અવિદ્યાએ ભુલાવિયો, આપણું આપે થાપ,
ભુલ્યો મૂળ સ્વરૂપ તું, જીવ થયો અમાપ,

જીવ થયો અમાપ, સદ્ગુરૂ તેને મળિયા,
પડયો અવિદ્યા માંહિ, તદાત્મ આપ ન જડિયા,
કહેત ચકલરામ, મળે સદ્ગુરૂની વિદ્યા,
જાણે સત્ય અસત્ય, જાયે મૂળની અવિદ્યા. ૪૮
ચિદાઘન અનુસુત છે, કહો જીવ કયાં હોય,
ચૈતન્ય તત્વ સર્વમાં, નથી સમજતા તોય,
નથી સમજતા તોય, અવ્યવ વિના આકાશ દિશે સોય,
ઘટ્ટ મઠ દિઠું સ્વરૂપ, મિથ્યામાં શીદ મોહ્ય,
કહેત ચકલ રામ, સમજી લે અક્ષરા તિત,
ક્ષર અક્ષરથી પાર છે, જ્ઞાન સ્વરૂપ એ ચિત. ૪૯
જીવ શિવ જુદા નથી, જુદા પાડયા નામ,
વ્યાપિક રૂપે એક છે, દેખો નિશ્ચે ધામ,
દેખો નિશ્ચે ધામ, દુર થાય અજ્ઞાન તારૂં,
મલિન અવિદ્યા જાય, નામ નિશ્ચેને ધાર્યું,
કહેત ચકલરામ, સાક્ષી વત છે શિવ,
માયા ભાંગ કેફે કરી, આતમા થયો છે જીવ. ૫૦
અજ્ઞાનનું મુળ ખોદવા, લક્ષ કરો હથિયાર,
ટુટે અવિદ્યા મૂળથી, સમજે સ્વરૂપ આ વાર,
સમજે સ્વરૂપ આ વાર, સાક્ષી ઘટમાં દર્શા,
દેહ ઇંદ્રીથી પાર, શુભ સ્વરૂપ જે પર્શા,
કહેત ચકલ રામ, સમજી લે ઘટમાં વિજ્ઞાન,
પાંચ તત્વ ચૈતન્ય છે, કાઢ મૂળ અજ્ઞાન. ૫૧
મિથ્યાનો અધ્યાસ છે, રજ્જુ ભુજંગને માન,
રજ્જુ આતમા જાણીને ભુજંગની કર તું હાણ,
ભુજંગની કર તું હાણ, શસાના સિંઘજ જેવું,
ગાંધ્રવ નગર પ્રમાણ, જગત દિસે છે એવું,
કહેત ચકલરામ, ભો સર્વ દિઠાનો,
મુદ્દા તત્વ પાય, છુટે અધ્યાસ મિથ્યાનો. ૫૨
સંશયનો છેદ જો કરે, છુટે દેહ અભિમાન,
સત્વ ગુણ માયાપડી, ચૈતન્ય નિશ્ચેજાણ,
ચૈતન્ય નિશ્ચે જાણ, ઇંદ્ર જાળ જગત ઠરાવ્યું,
ગુરૂ શબ્દને બાણ, મન માકડાને મરાયુ,

કહેત ચકલરામ સમજણ સત્ય તે દેખ;
માહા વાયક વિચારતાં, ટળશે સંશય છેખ. ૫૩
આપ ન જાણ્યું આપનું, ઉલટું માન્યું રૂપ;
સિંધ અજા ભેળો રમે, ના દીઠું તે સ્વરૂપ;
ના દિઠું તે સ્વરૂપ, ભાન ભુલ્યો છે તેનું;
શાહાનો બનિયો ચોર, ખોટું આપે છે લેહેણું;
કહેત ચકલરામ, તૃષ્ણાનો તનમાં તાપ;
અધ્યાતમ અધિભુતથી, નથી મનાતું આપ. ૫૪
દ્વૈત બુદ્ધિ દુર કરી, સત્ય પરમાત્મા જાણ;
કર્મ બંધન તો રેહે નહી, સુખસાગર રૂપ માણ;
સુખસાગર રૂપ માણ, અવિદ્યા કાંઇએ છે નહિ;
દુર થાય અભિમાન, તત્વ રૂપ દેખો ભાઈ;
કહેત ચકલરામ, થાય આત્માની શુદ્ધી;
જીવણમુક્તિ લે લાહાવ, બ્રહ્મમાં ભળેજ બુદ્ધી. ૫૫
સાર સર્વનો એક છે, નામ કેરો આધાર;
નામે નામી ઓળખ્યા, જુઓ સ્વરૂપ એક તાર;
જુવો સ્વરૂપ એક તાર, સાર સમજણ છે મોટી;
સમજણ વિના ભટકાય, નકામા થાઓ છો ખોટી;
કહેત ચકલરામ, ઓચિંતો ખાશે કાળ;
નિમિતનાં સુખ માનિને, દુખ રૂપ સંસાર. ૫૬
તપ યજ્ઞ બહિરંગ છે, ના પામે ચિત્ત શાંત;
પૂરણ ગુરૂ જ્યારે મળે, છે અધિકૃત વેદાંત;
છે અધિકૃત વેદાંત, આતમા છે સુખ રૂપા;
જગત મિથ્યાને જાણ, નકામા માન્યા હુપા;
કહેત ચકલરામ, ઇંદ્રિજાળ દિઠી જજ્ઞા;
સકામ બુદ્ધિને છોડ, નિષ્કામ સાચો યજ્ઞા. ૫૭
મરણનો ભો છે જગતમાં, સમજો જ્ઞાન વિજ્ઞાન;
અમર થાયે જાહરે, સમજે અંતર જ્ઞાન;
સમજે અંતર જ્ઞાન, દયા દાન છે મોટું;
કાર્ય કારણ વિચાર, મરણ તો નથી જોતું;
કહેત ચકલરામ, જા સદ્દગુરૂને શર્ણું;
તત્વની ઓળખાણ કર, છુટી જાય જન્મને મર્ણું. ૫૮

દેખી જીવ તું થઈ રહ્યો, થઈ આપની ચુક;
પરમાનંદ સુખ છોડકે, વિષયમાં માન્યું સુખ;
વિષયમાં માન્યું સુખ, દુઃખ એમાં છે ઝાઝું;
વિષય નડે વચમાંહ્ય, દેખી દુનિયાથી દાઝું;
કહેત ચકલરામ, નકામી કરે છે શેખી;
જાશે રંગ પતંગ, આતમા જો જો દેખી. ૫૯

હરખ શોક મનનો ગયો, શાંત થયું છે ચિત્ત;
નાનક ગુરૂ પરતાપસેં, જાણ્યા નિત્યાનિત્ય;
જાણ્યા નિત્યાનિત્ય, સમજ કર વિવેકા;
થાય તૃષ્ણાનો નાશ, હરખ શોક રહે નહિ ચાંકા;
કહેત ચકલરામ, અહંગ બ્રહ્મ જગત પરખ;
તત્વમશી નિશ્ચે કરી, તે જન પામ્યો હરખ. ૬૦

સુખ દુઃખ છેદન થશે, આતમા અમર જાણ;
ઘટ અનેક ફુટી જશે, આકાશ અખંડને માન;
આકાશ અખંડને માન, કાંઈ આવે નહી જાવે;
ચૈતન્ય છે ભરપૂર, ઊત્પતિ પ્રલે ન થાવે;
કહેત ચકલરામ, દરપણમાં દિસે મુખ;
પોત પોતાને નિર્ણે કરી, સમજણમાં છે સુખ. ૬૧

દ્વૈતવાદીના પંથમાં, ના જશો કોઈ ભાઈ;
સંશય ઘાલે બમણા, ઊલટો દુખિયો થાઈ;
ઊલટો દુખિયો થાઇ, કરમની જાળજ નાખે;
ભરમાવા પાડે બુમ, મિથ્યા બોલજ ભાંખે;
કહેત ચકલરામ, દ્વૈત પંથ નાખો ફાડી;
અદ્વૈત અમર રૂપ, સમજો દ્વૈતવાદી. ૬૨

અવિદ્યા અધ્યાસમાં, ભુલી ગયો મૂળ રૂપ;
અંતર વર્તિ જો કરે, દિસે તત્વસ્વરૂપ;
દિસે તત્વસ્વરૂપ, હરીને નયણે નરખો;
પરિબ્રહ્મ અખંડ, આકાશ ચૈતન્ય ને પરખો;
કહેત ચકલરામ, સમજો સત્ય શાસ્ત્ર વિદ્યા;
અસ્તિ ભાતિ રૂપ જાણ, ટળે મુળની અવિદ્યા. ૬૩

મુરખ શું સમજી શકે, અનુભવનો આણંદ;
સ્વરૂપ અરૂપમાં દરશિયો, માયા મિથ્યા મંદ;

માયા મિથ્યા મંદ, મુરખ તો કાંઈ ન જાણે;
પંડિત શાણા જણ, સિદ્ધાંત તો નિશ્ચે માને;
કહેત ચકલરામ, જ્ઞાનહિણ રેહે છે તુરખ;
જો ગુરૂ જ્ઞાની મળે, મટી જાય મન મુરખ. ૬૪
જ્ઞાનીજન છે જગતમાં, રેહે છે સદાય વિરક્ત;
ગુણ નિરગુણ સમજી શકે, તે છે સાચો ભક્ત;
તે છે સાચો ભક્ત, દેહે મમત કરને હાની;
ફળ પલને છોડ, મૂળ બ્રહ્મજ્ઞાન લે જાણી;
કહેત ચકલરામ, બ્રહ્મ તત્વ લે તું પ્રમાની;
મનુષ્યાદેહે દુર્લભ મળી, બ્રહ્મનિષ્ટા ગુરૂ જ્ઞાની. ૬૫

### સોરઠો.

દ્રિશે સત્ય સ્વરૂપ, વરતી પાછી જો વળે;
જગત બ્રહ્મ સ્વરૂપ, માહાવાયક નિશ્ચે કહે. ૧

### દોહરો.

નાનક નિર્ગુણરૂપ તે, નિરાધાર આધાર;
સબ ઘટકું ઊપદેશ તે, નમોને વારંવાર. ૧

### ત્રિભંગી છંદ.

જય દુખ નિવારા, સુખ કરનારા, ચૈતન્ય પ્યારા, તત્વઈ ધારા;
ત્રીગુણ તારા, ભય નિવારા, ભય ઊજારા, અનુભવ ધારા;
જગત નિવારા, અદ્વૈત પ્યારા, ભેદ વિચારા, એકેલા;
નાનકકા ચેલા, ચૈતન્ય ભેળા, ચકલ ચૈતન્ય, દેખેલા. ૧

### દોહરો.

નિત્ય સુખ પરમાતમા, ચૈતન્ય આકાશ ધામ;
દુઃખ હરન મુક્તિ કરણ, નહી રૂપ અર નામ. ૨

### ત્રિભંગી છંદ.

નિર્ગુણ નામી, જગતના સ્વામી, ગરૂડા ગામી, નિષ્કામી;
વેદ વિરામી, અલખ ઓ સ્વામી, કહું શીશ નામી, છો પરમાણી;
ધે ધાતાને ધામી, અંતરજામી, કરત અકામી, પેખેલા;
નાનકકા ચેલા, ચૈતન્ય ભેળા, ચકલ ચૈતન્ય, દેખેલા. ૨

દોહરો.

તત્વસ્વરૂપ જણાવિયું, નમુ નાનકને પાય;
અવિનાશી આપે થયો, મરણ જનમ મટી જાય. ૩

ત્રિભંગી છંદ.

અવિનાશી પાયા, તૃષ્ણાજાયા, અખંડ સુખ આયા, સ્વરૂપ સમાયા;
ધે ધાતામાં ધાયા, અલક જણાયા, સબ ઘટ પાયા, શોભાયા;
શાક્ષી જણાયા, ચૈતન્ય રાયા, તત્વમશી પાયા, સુખરાશી;
નાનક ગુરૂ આયા, તત્વ બતાયા, ચૈતન્ય પાયા, અવિનાશી. ૩

દોહરો.

સમરથ ગુરૂ જેને મળે, આવે અવિચળ વાસ;
વિજ્ઞાનપદ જણાવિયું, થયો તત્વ પ્રકાશ. ૪

ત્રિભંગી છંદ.

તત્વ પ્રકાશી, માયા ભાશી, અચળ અવિનાશી, પરકાશી;
સત ચિતવાશી, અહંગતા નાશી, તૃષ્ણા ત્યાંશી, દેખાશી;
આકાશ પ્રકાશી, મટી ચોરાશી, ત્રીભોવનવાશી, દેખાશી;
નાનક ગુરૂ આયા, તત્વ બતાયા, ચૈતન્ય પાયા, અવિનાશી. ૪

દોહરો.

તત્વ તત્વ પ્રતિત તે, દિશે સ્વરૂપ સાક્ષાત;
જય નમો, જય નમો, જય નમો, છો પ્રભુ પ્રખ્યાત. ૫

ત્રિભંગી છંદ.

વેદ પ્રખ્યાતા, જગતના દાતા, નિર્ગુણ ભ્રાતા, સબ ઘટતા;
તું ભિક્ષુની દાતા, સબ સુખ આતા, અદ્વૈત જ્ઞાતા; અખ્યાતા;
નિજ રૂપ પાતા, અલખ જણાતા, મુક્તહિ થાતા, ભયનાશી;
નાનક ગુરૂ આયા, તત્વ બતાયા, ચૈતન્ય પાયા અવિનાશી. ૫

દોહરો.

કરમ કરો નિષ્કામથી, અવિદ્યા પામે નાશ;
મળે વિક્ષેપ આવ્રણ ટળે, થાય જ્ઞાન પ્રકાશ. ૬

## ત્રિભંગી છંદ.

જ્ઞાન પ્રકાશા, સોહંગ ભાશા, સાક્ષી વાશા, અહંગ નાશા;
દેખ અવિનાશા, તત્વ પ્રકાશા, અલખ જણાશા, આકાશા;
અનુભવ ભાશા, સ્વરૂપમાં વાસા, હ્રદે પ્રકાશા, તમનાશી;
નાનક ગુરૂ આયા, તત્વ બતાયા, ચૈતન્ય પાયા. અવિનાશી. ૬

## દોહરો.

પંથો પંથમાં ભેદ છે, અભેદ આતમ જ્ઞાન;
અઢાડ પુરાણ ચાર વેદમાં, સમજી કર બ્રહ્મનું ધ્યાન. ૭

## ત્રિભંગી છંદ.

બ્રહ્મરૂપ ધારી, સંદેહ નિવારી, અનુભવ ભારી, બળીહારી;
તુંતત્વારી, અશીપદ ધારી, દયા અપારી, મોહો ઊગારી;
મમતા મારી, સંદેહ ઊચ્ચારી, માહા સુખકારી, દર્શેલા;
નાનકકા ચેલા, ચૈતન્ય ભેળા, ચકલ ચૈતન્ય, દેખેલા. ૭

## દોહરો.

બ્રહ્મ રૂપ વ્યાપિક સબે, તત્વ સ્વરૂપ તે જાણ;
વિધિ નિષેધ સમજી કરી, અનુભવ અંતર આણ. ૮

## ત્રિભંગી છંદ.

અનુભવ આણો, જગત ન જાણો, દ્રષ્ટા પ્રમાણો, દર્શાણો;
અશીપદ આણો, બ્રહ્મહિ જાણો, આપ પ્રમાણો, નિત્ય માનો;
લક્ષણા રૂપ જાણો, ચૈતન્ય માનો, નથી ભ્રમાણો, વેખેલા;
નાનકકા ચેલા, ચૈતન્ય ભેળા, ચકલ ચૈતન્ય, દેખેલા. ૮

## દોહરો.

નાનક નિર્ગુણને જપે, જગત મિથ્યા છે ધાર;
સોહંગ સોહંગ સબ ઘટ વસે, નમો તે વારંવાર. ૯

## ત્રિભંગી છંદ.

જય દુ:ખ નિવારા, સુખ કરનારા, ચૈતન્ય પ્યારા, તત ધારા;
ત્રીગુણ તારા, ભય નિવારા, ભય અજવારા, અનુભવ ધારા;
જગત નિવારા, અભેદ ભાર્યા, ભેદ નિવાર્યા, એકેલા;
નાનકકા ચેલા, ચૈતન્ય ભેળા, ચકલ ચૈતન્ય, દેખેલા. ૯

દોહરો.

નિત્ય નિમિત પ્રકાશ તે, ચૈતન્ય આકાશ ધામ;
દુખ હરન મુક્તિ કરન, નહી રૂપ અરૂ નામ. ૧૦

ત્રિભંગી છંદ.

નિર્ગુણ નામી, જગતના સ્વામી, ગુણના ગામી, નિષ્કામી;
વેદ વિરામી, અલખ એ સ્વામી, કહું પાએ નામી, છો અકામી;
અંતરજામી, અજ અનામી, સૌ ઘટ સવામી, પેખેલા;
નાનકકા ચેલા, ચૈતન્ય ભેળા, ચકલ ચૈતન્ય દેખેલા. ૧૦

દોહરો.

ચકલ સમજે સંશય ટળે, ઊતરે પેલી પાર;
કોણ ઊપાય તરી શકે, મોહો માયા સંસાર. ૧૧

ત્રિભંગી છંદ.

સંશય નિવારી, સુખના કારી, ગુણ અપારી, શોભા ભારી;
અભેદ ધારી, શોક નિવારી, નહી કરમને અકારી, નહિ આકારી;
જોયા અપારી, ઑંમકારી, હુંપદ વારી, આકાશી;
નાનકકા ચેલા, ચૈતન્ય ભેળા, ચકલ ચૈતન્ય દેખાશી. ૧૧

દોહરો.

જ્ઞાન સ્વરૂપ પરમાત્મા, વ્યાપી રહ્યા ભરપૂર;
નિજ સ્વરૂપ સમજ્યા વિના, પડી સમજમાં ધૂળ. ૧૨

ત્રિભંગી છંદ.

નિજ સ્વરૂપા, દિસો અરૂપા, માયા કુપા, નહિ ધુપા;
બ્રહ્મહિ અનુપા, નહિ પુન્ય પાપા, વિધિએ થાપ્યા, શુદ્ધ રૂપા;
ગુરૂ માબાપા, જ્ઞાનહિ આપ્યા, મોહોપાસ કાપ્યા, સુખરાશી;
નાનકકા ચેલા, સ્વરૂપમેં ભેળા, ચકલ ચૈતન્ય, દેખાશી. ૧૨

દોહરો.

દીઠા તત્વ સ્વરૂપકું, નહિ મરણકો ભય;
હુંપદ મારૂં ઊડી ગયું, તત્વ દિસે છે તેય. ૧૩

## સોરઠો.

ચાર વેદનો ભેદ, સદગુરૂની સાનમાં;
ગુરૂ બતાવે અભેદ, જો શીષ્ય ડાહ્યો મળે. ૧

## ભુયંગ પ્રિયાત છંદ.

સ્વરૂપં અરૂપં, ચિદાઘન જ્ઞાના,
સદા તત્વ રૂપં, ધે ધ્યાતાને ધ્યાના;
નિરાહં નિરાકાર, વિધિ વાચક ભ્યાનક;
નમો ગુરૂ નાનક, નમો ગુરૂ નાનક. ૧
અખંડં અતોલં, અકર્તા અપારં,
જ્ઞાનં સ્વરૂપં, વૃત્તિ રૂપ ધારં;
ઊપનિષદ અર્થે સ્વરૂપ ચિત લાનક,
નમો ગુરૂ નાનક, નમો ગુરૂ નાનક. ૨
જ્ઞાનં અજ્ઞાનં, મિથ્યા કર્મ જાલં,
ગુરૂ તત્વ જાનં, પડી સર્વ માલંમ;
તત્વમશી ધારં, સ્વરૂપ નિર્વાણક,
નમો ગુરૂ નાનક, નમો ગુરૂ નાનક. ૩
ભુલ્યો દેહ અધ્યાયં, પડયો માયા જાલં,
વહ્યો તૃષ્ણા પુરં, ગુરૂ સંગ તારં;
કાઢયો જક્ત પારં, તૃષ્ણાતમ જાનક,
નમો ગુરૂ નાનક, નમો ગુરૂ નાનક. ૪
તુટી મોહો જાલં, દેહ ઇંદ્રીના પ્રાણં,
ગુણ નિર્ગુણ સ્વરૂપં, જગત રૂપ ધારં;
રચના છે અપારં, ચિદાઘન જાનક,
નમો ગુરૂ નાનક, નમો ગુરૂ નાનક. ૫
મળ આવ્રણ નાશં, અખંડ રૂપ ભાસં,
દ્રષ્ટા રૂપ અપારં, નહી દેવ દાસં;
જાણ્યા તત્વ રૂપં, મટયો ભય ભ્યાનક,
નમો ગુરૂ નાનક, નમો ગુરૂ નાનક. ૬
શિતળ સ્વરૂપં, દયાવંત ભારી,
સોહંગ રૂપ આપં, મિથ્યા દેહ નિવારી;
શ્વાસોશ્વાસ ઊઠે, આવે જાય પ્રાણક,

નમો ગુરૂ નાનક, નમો ગુરૂ નાનક. ૭
ચૈતન્ય જ્ઞાન રૂપં, દિસે સત્ય સ્વરૂપં,
ગુરૂ સંગ જાનં, દર્શા છે અરૂપં;
ચકલ મિથ્યા ભાસં, દીસે છે અગ્નાનક,
નમો ગુરૂ નાનક, નમો ગુરૂ નાનક. ૮

સોરઠા.

એમ મન નિશ્ચે જાણી, સમજ સાક્ષી તું સદા;
આકાશ ચૈતન્ય માની, જડ નથી ચૈતન્ય સબે. ૧
અઢાડ પુરાણના મત, એક એકથી જુદા કર્યા;
સિદ્ધાંતમાં થાય ગત, તુંમ તત્ત્વ અસી એક હે. ૨

ચોપાઈ.

સમરણ મનન નિધ્યાસન પાવે, શુદ્ધ સ્વરૂપમાં ચિતજ ધાવે;
સત શાસ્ત્ર સમજે જન કોઈ, સંશય શોક મટે મન સોઈ. ૧
એવો અનુભવ આતમ જાણો, જગત નહી બ્રહ્મ તત્વહી માનો;
પુન્ય પાપ કર્મ ધર્મજ છુટે, વેદ વિધિના બંધન ટુટે. ૨
મૂળ ભુત બ્રહ્મ દિસે અનુપા, કર સ્વરૂપ તું નિશ્ચે રૂપા;
મળે ગુરૂ બ્રહ્મવેત્તા જ્ઞાની, ચકલ નહિ ચેતન્ય લો માની. ૩

સોરઠો.

સમજો સાક્ષાતકાર, જો પુછે પ્રીતે કરી;
મનન નિધ્યાસન ધાર, બ્રહ્મ સુખ પાવે એ. ૧

પદ રાગ (હરી ભજન થકી છોટા હોય તે સૌથી મોટા થાયછે.)

ભજ બ્રહ્મ સ્વરૂપ, નિજ સ્વરૂપ તારૂં જાણી લેને પ્રાણી;
અનુભવ થકી, તત્વ જ્ઞાનને સમજી લે તું જ્ઞાની. ટેક.
તજ ઢોંગ જગતમાં છે ઝાઝા, તત્વજ્ઞાનમાં છે માઝા;
કલ્પિત પંથ થયા ઝાઝા. ભજ બ્રહ્મ. ૧
અનુભવથી આતમ જ્ઞાન મળે, અધ્યાતમ તિમર તર્ત બળે;
વિધિ નિષેધના ભેદ ટળે. ભજ બ્રહ્મ. ૨
હું પણ મારૂં જાય મરી, વિવેક વૈરાગ્યની પાંખ કરી;
નિમિત નેતી વિધિએ ધરી. ભજ બ્રહ્મ. ૩
પરીબ્રહ્મ પુરૂષોતમ ધણી, જગત જાળ મિથ્યા તો કરી;

દીસે આકાશ ચિંતામણી. ભજ બ્રહ્મ. ૪
ભજ અનેક જનમના પાપ બળે, ગુરૂ ચરણમાં ચીત્ત મળે;
તો તરત બ્રહ્મમાં જઈ ભળે. ભજ બ્રહ્મ. ૫
ગુરૂના ગુણ છે માહાસાગર, મુખથી શું કહું સૌ આગળ;
શબ્દ જાળ જગત સાગર. ભજ બ્રહ્મ. ૬
મૂળ સ્વરૂપ જેને મળિયું, તેનું ચિતડું ચૈતન્યમાં ભળિયું;
જે પુરૂષનું ભાગ્ય છે બહુ બળિયું. ભજ બ્રહ્મ. ૭
જેને પુરવ જનમના પુન્ય મળશે, તારે સતગુરૂની શેવા કરશે;
સમજ જીવ દશા જાશે. ભજ બ્રહ્મ. ૮
જીવનમુક્તિનો માલ જડે, માહા આણંદમાં જઈ પડે;
બ્રહ્મ ખુંવારી તર્ત ચઢે. ભજ બ્રહ્મ. ૯
બ્રહ્મ તત્વ એક નિશ્ચે કરે, શીદ ઠામ ઠામ મંદીર ફરે;
સમજી જીવ તારૂં મરણ તરે. ભજ બ્રહ્મ. ૧૦
બાળકને ધુંટો માંડયા જેવું, પામરને સમજવા તેવું;
ચકલ કહે સમજી સુખ લેવું. ભજ બ્રહ્મ. ૧૧

## ગરબી ૧ (માને તમારૂં તેતો ઘેલડી છબીલા કહ્યું માને.)

સમજી લે સત્સંગ સાર છે, ઓ જીવરાજ, સમજી લે સત્સંગ સાર છે. ટેક.
સમજ્યા વિના તો તારૂં સર્વ સુખ કાચું; બીજી ઊપાધી અસાર છે. ઓ જીવરાજ. ૧
ચાર વેદ ખટ શાસ્ત્ર તપાસો, સર્વમાં સોહં એક સત્ય છે. ઓ. ૨
ભેદ જાણ્યા વિના ભ્રાંતિ ભાગે નહી, સત્ય જાણે તારે સુખ છે. ઓ. ૩
મૂળનું ભાન તો ભુલી ગયા છો, મોહો માયામાં દુઃખ છે. ઓ. ૪
મનુષ્યા દેહ તો તને પારસ મળ્યો છે, ઓળખ્યા વિના અથડાય છે. ઓ. ૫
સિંહ સ્વરૂપ તારૂં અજારૂપ દીસે, સમજ્યા વિના પછડાય છે. ઓ. ૬
નિષ્કર્મથી શુદ્ધ ચિત્ત થાય છે, ચકલ સૌ ચૈતન્ય જણાય છે. ઓ. ૭

## પદ ૧–રાગ (હરીભજનથકી છોટા હોય તે સૌથી મોટા થાય છે.)

મન મુસાફરી, ફર્યા ચોરાશી દેશ ને વોહોરત શી કરી;
કાયાવાડી મલી, વિષય ફળમાં ચિતડાં તમારા રહ્યાં ઠરી. ટેક.
મનુષ્ય દેહમાં માલ ખરો, સમજીને વોહોરત સારી કરો;
સંત દલાલને સંગ લેઈ ફરો. મન મુસાફરી. ૧
સત્સંગ ગુમાસ્તા છે પાસે, કામ ક્રોધ લોભ તો નાસે;

સમતા રૂપી રાખ્યા લાસે. મન મુસાફરી. ૨
વિકટ દેશમાં જાશો નહી, ત્યાંતો માલ લુટાશે સહી;
વિવેક વૈરાગ્ય મન હથિયાર ગ્રહી. મન મુસાફરી. ૩
કપટ કાટલા પરહરો, નિતી વેહેપાર રોજ કરો;
નિર્ભય રૂપી તો માલ ભરો. મન મુસાફરી. ૪
હરી હીરાની વોહોરત ખરી, ચૈતન્ય ચિંતામણી લ્યોને ભરી;
શાંતિ ચંદન તો લેજો ફરી. મન મુસાફરી. ૫
વેદ વિધિ વેહેપાર કરજો, દેશ ફરી પાછા ફરજો;
નિજ દેશમાં જઈ મળજો. મન મુસાફરી. ૬
માહા આણંદ નાણું લાવો, અખંડ માલ લેઈ ઘેર આવો;
નિર્ભયના નિશાન વગડાવો. મન મુસાફરી. ૭
આકાશ અમર દેશ ગયા, ચૈઈતન રૂપ તો આપ થયા;
ચકલને દેશ ફરવા ટળ્યા. મન મુસાફરી. ૮

## પદ ૧—રાગ પંચમ.

કોણ વસ્તુ નિશ્ચે કરી, દેહ મનુષ્યની પામ્યા;
પાસે પ્રભુ નથી દેખતાં, હરી છે તારા સામા. કોણ. ટેક.
વાહાલો વસે છે દેહે વાડીએ, દંદરીયો નારી સાથે;
છબિલો વ્યાપક સર્વમાં, હરી આવ્યા મુજ હાથે. કોણ. ૧
માન અપમાન બંને ગયા, જીવન મુક્તિને લેવા;
હરીહર અંતરમાં ધારજો, પાંચ તત્વ સત્ય દેવા. કોણ. ૨
ત્રણ દેહમાં તો તે વસે, જાગ્રત નેલને દેખે;
સ્વપનમાં કંઠમાં રહી, અનુભવ અંતર પેખે. કોણ. ૩
દેહનો અધ્યાસ પરહરો, જોને અંતરજામી;
ચકલને તત્વ જણાવીયું, મળ્યા સદગુરૂ સ્વામી. કોણ. ૪

## ગરબી ૧ રાગ (વનમાં ભુલી પડીરે પેલો કયાં ગયો કાનુડો.)

ભ્રમણા ભાગી ગઈરે, દર્શી સત્ય નિરંજન દેવ. ટેક.
જગત તો બ્રહ્મ રૂપજ દિસે, થઈ આણંદની હેલી;
અધ્યારોપ અપવાદ ટળીને, માયા થઈ માહારી ઘેલી. ભ્રમણા. ૧
પાપ પુન્ય તો સરવે નાઠું, વૃત્તિ ચૈતન્યમાં ચાલી;
વાચ અવાચ તો નથી કેહેવાના, આનંદ રૂપ લે ઝાલી. ભ્રમણા. ૨
જીવનમુક્તિનો માલજ મળિયો, આકાશચૈતન્ય ધારી;

ગુરૂ શબ્દનો મારગ જડિયો, નયણે નારાયણે ભારી. ભ્રમણા. ૩
જ્ઞાન મારગ વિવેક ઘોડો લેઈ, સત્ય મારગ તું ચાલે;
પ્રગટ રૂપ પરમાત્મા દર્શી, ચકલ દેખીને માહાલે. ભ્રમણા. ૪

## મનહર છંદ.

મનુષ્યા તો દેહ ખરો, ધીરજ મનને ધરો,
મોહો મદ મમતે ચઢયો, ના સમજાયો મનકો;
બાળપણે બુદ્ધી ગઈ, યૌવનમાં અંધ ભઇ,
ઘડપણમાં ન સમજાઈ, સ્વાસ ટુટે તનકો;
ચેતી લે ચતુર નર, વિચારીને ડગ ભર,
મનુષ્યા દેહમાં જ્ઞાન મળે, સમજ આતમ ધનકો;
તત્વ સ્વરૂપ જુઓ ભાઈ, મુક્તીનો લાહાવો લેઈ,
શિદ અથડાય અમથો, માયા મિથ્યા વનકો;
કહેત ચકલરામ, અલખ આકાશ ધામ,
તત્વ જ્ઞાન પામે ત્યારે, છુટે દેહ રણકો. ૧

## ગરબી ૧ રાગ (માને તમારૂં તેતો ઘેલડી છબીલા કહ્યું.)

સત્ય છે સત્ય છે સત્ય છે રે, જુઓ બ્રહ્મ જગત રૂપ સત્ય છે. ટેક.
કારણ તત્વ રૂપી સોત્રણ જાણો, કાર્ય જગતનો ઘાટ છે. જુ૦ ૧
મુળનું ભાન તો ભુલી ગયા છો, પાંચ કોસનો પટ છે. જુ૦ ૨
સંસારરૂપીએક સાગર ભર્યોછે, મોહોમદ મચ્છ તો અપારછે. જુ૦ ૩
બંધ વિનાનો તને બંધ બાંધ્યોછે, તૃષ્ણાના તારમાં તણાયછે. જુ૦ ૪
સાધન બહિરંગ શિદને કરોછો, એતો જગતનો વેહેવાર છે. જુ૦ ૫
બ્રહ્મનિષ્ઠ ગુરૂ ગોતીને કરજો, જણાવે તત્વ અપાર છે. જુ૦ ૬
મુક્તિ અમુક્તિનો ભય તારો નાસે, તત્વ સ્વરૂપ દર્શાય છે. જુ૦ ૭
ધે ધાતાને ધ્યાન કછુ નથી, એતો વેદનું સિદ્ધાંત છે. જુ૦ ૮
જ્ઞાન તત્વ આકાશ રૂપ દિશે, ચકલનો મિથ્યા આભાસ છે. જુ૦ ૯

## ગરબી ૨ રાગ ઊપર પ્રમાણે.

ખાય છે ખાય છે ખાય છેરે, કાળ જગત જીવને ખાય છે. ટેક.
હું તો નહિ મરૂ મારી મરશે અવિદ્યા, ગુરૂ મળેતો અમર થાયછેરે. કા૦ ૧
મંદિર મોહોલે બેસે તું પ્રાણી, ઓચિંતો કાળ લેઈ જાયછેરે. કા૦ ૨
માત તાતનો ઠાઠ સર્વે જુઠો, સુપનનો ખેલ તો જણાયછેરે. કા૦ ૩
ત્રણ લોકમાં કાળનો તો સોર છે, ઊગે તેટલું વઢાય છેરે. કા૦ ૪

કાળનો ભય ગુરૂ જ્ઞાનથીજ ટળશે, અમર તત્વતો દર્શાયછેરે.કા૦૫
લોમસ સરખા નથી રેહેવાના, માહા કઠોર તેનું જોર છેરે. કા૦૬
કાળનો મહાકાળ એક બ્રહ્મ રૂપ દીસે, ચકલની દૃષ્ટે જણાયછેરે.કા૦૭

## દુમિલા છંદ.

હઠ શિદ કરો, તન તાણી મરો, નિજ નામ વિના,અથડાઈ મરે;
ગુરૂજ્ઞાન મળે, જીવ થાય સુખી, તૃષ્ણા તો બળે, સંસાર તરે;
ધે ધ્યાન કરો, તબ થાઓ સુખી, દેહ હુંગ તજો, તત્વ તેતો ભરે;
જ્ઞાનહિણ રહે, સો તો થાય દુખી, ગુરૂ-ગમ પડે, તોતો તરત તરે. ૧
જગ નથી ખરૂં, જુગદિશ જુઓ, તત્વ તો દિસે,મિથ્યા શિદ ડરે;
ગુરૂજ્ઞાન વડે, તેતો અમર હુવો, ગુરૂગમ પડી તે તો તરત ભરે;
ગુણ નિર્ગુણ પર,ચૈતન્ય જુઓ, વિધિ ના સમજે તો, ભટકાઈ મરે;
માહાવાયક જો, તું બ્રહ્મ હુવો, ચકલ નહિ, શિદ ચિંતા કરે. ૨

## સોરઠો.

અમૃતરૂપી ખાણ, સદ્દગુરૂનું મુખ છે;
બોલે અમૃત વાણ, માહાઆનંદ મુજને થયો છે; ૧

## પદ-રાગ (હરીભજન થકી છોટા.)

સમજ સંશય ટળે, જીવ શિવ બંને એકઠા થાય છે;
તર્ત તૃષ્ણા બળે, તત્વજ્ઞાનથી સરવે દુખડું જાય છે. ટેક.
મળવિક્ષેપ મનથી પરહરો, મનન નિધ્યાસન નિત્ય કરો;
મુમુક્ષ પદમાં તમે જઈ ફરો. સમજ સંશય. ૧
પચરંગી બંગલો દેહ કરી, બારી જાળી ઈંદ્રીઓ ધરી;
પછી ત્રણ ખંડમાં રહ્યા ફરી. સમજ સંશય. ૨
જુઓ ગુરૂગમથી જ્ઞાને ચઢે, આકાશ ચૈતન્ય નજરે પડે;
પાપી માયા તને નહી નડે. સમજ સંશય. ૩
સોનાથી ઘાટ નથી જુદા, જગતના તત્વ છે મુદા;
બ્રહ્મરૂપી મૃગનાં દેહ છે ઈંડા. સમજ સંશય. ૪
સત્ય ચિત આણંદ દિસે છે હરી, ગુરૂગમથી નિશ્ચે તો કરી;
તૃષ્ણા તો તેની ગઈ મરી. સમજ સંશય. ૫
ગુરૂ વિના ગમ નહિ પડે, અંધારે મુખડું નહિ જડે;
માયા તો મિથ્યા વચમાં નડે. સમજ સંશય. ૬
સમજો સુખી થાશો જગમાં, ફરી દેહે નહિ આવે તે ભગમાં;
ચકલ ચૈતન્ય દિસે અંગમાં સમજ સંશય. ૭

## સોરઠો.

સમજણ વિનાં સુખ, નથી કોઇને આવિયા;
અણ સમજુને દુઃખ, જો વેદ ચારે ભણે. ૧

## દોહરો.

બુદ્ધી ભાનૂ ઊદે થયો, રજની તીમ્મર નાશ;
અનુભવ આંખ ઊઘડી ગઈ, તત્વનો થયો પ્રકાશ. ૧
ગુરૂ ગમ જેને પડી, ઊતરે સંસાર પાર;
તૃષ્ણા તનની તુટી ગઈ, તત્વ દીઠા એક તાર. ૨
ગુરૂ ગોવિંદ બે એક છે, નથી ભેદ નિરવાણ;
સાકાર ગુરૂ નિરાકાર હરી, નિર્ભે થઇને જાણ. ૩
કાયા કેરા કોટમાં, મિથ્યા બંધ અધ્યાસ;
તે મિથ્યાને બાળીયો, તેનો થયો ચિદાભાસ. ૪
ચાર વેદ છ શાસ્ત્રમાં, સર્વનો મત છે એક;
કલ્પિત પંથ થયા ઘણાં, તે કલ્પે મત અનેક. ૫
કોઈ જ્યોતિષને તેજ કહે, કોઈ અક્ષર કૈવલ્ય;
કોઈ ચત્રુભુજ નિશ્ચે કહે, કોઈ લોક કહે અમળ. ૬
પણ શબ્દ જાળના બંધથી, પરોક્ષ વાચક જાણ;
સાચા તત્વ અપરોક્ષ છે, સતગુરૂ શબ્દને માન. ૭

## ભુજંગી છંદ.

જુઓ દેહ બીચ થયા અજવાળા, મટયા મનના તાપ ઊદે થયા ભાણા;
તમારી બુદ્ધી રૂપ જાણ મન ભાસે, કોઈ જાતનો મને સંશય ના તોસે;
વિવેકી દીસો છો બડા સિદ્ધ જેવા, નથી દીઠા જકતમાં તમ સરખા જેવા;
વળી શોભાતા પુરૂષ છો જગપ્રમાણી, જેવા ગુણ કહ્યા વેદ નિતી ધારી. ૧
જોયું રૂપ તમારૂં ગુણ સબ ભરિયા, જેમ વીંટીં મધે સાચા નંગ જડીયા;
બહુ ગુણ છે શું મુખે કહુ વખાણી, જેમ શ્રીફળ મધે નિરમળ રહે પાણી;
જ્ઞાન મુને આપી મને અખંડ કીધો, મરણ જન્મનો તો સંશય હરી લીધો;
શાંતિરૂપ દિશો માહાસંતસુરા, જેવા પુનેમરાત્રિનાચંદ્રમા છો પુરા. ૨
જ્ઞાન વિજ્ઞાનની મોઝો જણાવી, અવિદ્યા અમારી મૂળમાંથી તણાવી;
અહો દેવના દેવ છો ગુરૂરૂપ તાતા, પીતુ માત ભ્રાત તમે છોજ તાતા;
તમે તો જીવન્મુકિત લ્હાવો મુને દીધો, પાઇ જ્ઞાન અમૃત અમર મને કીધો;
અક્રોધ વૈરાગ્ય લોભ રહિત દીસો, મનની અવિદ્યાને વિવેક બટે પીસો. ૩

શાંતિ સ્વભાવ તમે સુખકારી, પરમારથ માટે તમે દેહ ધારી;
તત્વદર્શી તમો દીસો સુખકારી, ગુણ નિર્ગુણના દીસોછો ભંડારી:
ચકલ શીશ તમારો છે અધિકારી, તમો જાળમાંથી કાઢયો તર્ત તારી;
સમજણનુંતો સાધન વિવેક બતાવી, મરણજનમનો રોગ તમે હઠાવી. ૪

સોરઠો.

ગુરૂના ગુણ છે અપાર, માહાસાગરનો પારજ નહિ;
પાર વિનાની બતાવે પાર, વેદરૂપી સાગર મથી. ૧

પદ રાગ (હૈયાના ફુટયા હરીસંગે હેત ન કીધું.)

સમજણ છે સાધન, જુઓ જગતમાં છે મોટું;
લક્ષણાને જાણો, દીસે જગત બધુ ખોટુંરે. સમજણ. ટેક.
પેટને અર્થે પાપ કરે છે, પાછું વાળી ન જોતો;
ચાર દીવસનું સ્વપન જગત છે, શું મિથ્યાને મોહોતોરે. સ૦ ૧
જગત જગત તો સૌકો કેહે છે, રૂપ તેનું ના દીઠું;
અધ્યારોપમાં આરોપ કીધું, જેમ સાગરનું મીઠુંરે. સ૦ ૨
તત્વની કીરિયાત તત્વ કરે છે, તેમાં હુંપણ કીધું;
નથી તુંને તું માની લે છે, મિથ્યા દુખડું લીધુંરે. સ૦ ૩
સ્વાન હાડને કરડી ખાય છે, લોહિ પોતાનું ચાટે;
બાળક પડછાયાને દેખી, એમ દુઃખ માને શિર સાટેરે. સ૦ ૪
તેમ આ બ્રહ્મનું જગત દીસે છે, કાર્ય કારણ વિચારો;
ચકલ નહિ એ ચૈતન્ય બોલે, તત્વ બ્રહ્મ એક ધારોરે. સ૦ ૫

રાગ ઊપર પ્રમાણે.

સંશયનું સંકટ, સમજ્યા વિના કેમ ટળશે;
જ્ઞાન બુટ્ટી જઇને સુંધો, બ્રહ્મમાં જઈ તે ભળશે. સંશયનું. ટેક.
સારમાં સાર એક બ્રહ્મ વિદ્યા છે. ઉપનિષદને માંહિ;
અનેક સાધન બીજા કરો, પણ મુળ બ્રહ્મજ્ઞાન અહિંરે. સં૦ ૧
રાજ્યવિદ્યા તો તત્વજ્ઞાન છે, નિર્મળ મન કર તારૂં;
ભેદ રહિત તું અભેદ થાને, જુઠું જગતનું લાહારૂંરે. સં૦ ૨
વિવેક મારગ સુધો ઝાલી, જ્ઞાનની શંડી ચડજે;
ભવતારણ ભગવાન ભજીને, જોઇને આનંદ કરજેરે. સં૦ ૩
હરખ શોક તો બંને નાઠા, ચૈતન્ય આનંદકારી;
ચકલનો અભિમાન ટળિયો, દિઠા તત્વ મોરારીરે. સં૦ ૪

## રાગ ઊપર પ્રમાણે.

જગત તો નથી, તત્વ દિશે એક ધારા;
આકાશ પૃથ્વિ તેજ વાયુને, સમુદ્દર જળ છે પારારે. જગત. ટેક.
ચાર ખાણના જીવ જંતુ તે, પાંચ તત્વના બનિયા;
માણુસ રાક્ષસ દેવ તત્વના, ભણ્યા ખરા પણ નવ.ગણિયારે. જ૦ ૧
જગત જગત સૌકો કોહોછો, રૂપ તેનું બતાવો;
નથી તેનું નામ કલ્પ્યું છે, મિથ્યાને શું ધાવોરે. જ૦ ૨
સોહંગ બ્રહ્મ ને ધાટ જક્ત છે, તેમાં ભેદ શો માનો;
તેમાં આ તત્વની રચના બની છે, જ્ઞાન મારગે જાણોરે. જ૦ ૩
પાંચ તત્વ પ્રગટ દીસે છે, અપ્રોક્ષ ચૈતન્ય ધારો;
ચૈતન્ય જડ પણ કેહેવા માત્ર છે, દિસે તેને ભાળોરે. જ૦ ૪
પાંચ તત્વને જડ જે માને, ન સમજ્યો ગુરૂ જ્ઞાના;
વિધિ નિષેધનો ભેદ તું સમજી, ગુરૂની લે તું શાનારે. જ૦ ૫
અખંડ અરૂપ વ્યાપિક દીસે છે, જ્ઞાન ચૈતન્ય ધારો;
ચકલને અનુભવજ જડિયો, અવિદ્યા બીજને બાળોરે. જ૦ ૬

## રાગ ઊપરનો.

દીવાની દુનિયા, બ્રહ્માંડ પાખંડ પુજે;
જ્ઞાન સમજ્યા વિના, આતમા તે કેમ સુજેરે. દીવાની. ટેક.
સાક્ષી ચૈતન્ય આપ રૂપ છે, પાષાણ ધાતુ શું પુજે;
દેહે દેવળમાં દેવ છે સાચા, અંતરમાં તને સુજેરે. દીવાની. ૧
ચૈતન્ય થઈ તું જડને જાચે, અંધ થયો જગમાંહિ;
ધુવડ સુરજને નથી દેખતો, એમ તું બનિયો ભાઇરે. દીવાની. ૨
કાગળ હુંડી સાગર મેલી, સમજ્યા વિના બેસીશ;
પંથવાદી ગુરૂ છે તેવા, બુડાડશે વસા વીસરે. દીવાની. ૩
ભેદ ભાગ્ય અભિમાન ટળશે, ખેદ અંતરનો જાઈ;
જ્યાં સુધી તું નથી સમજતો, ઠંઠા ચોર ભય ભાઇરે. દીવાની. ૪
નાથ નિરંજન નજરે દેખો, સળંગ સૂત્ર એક ધારા;
ચકલ વચમાં કલ્પિત બનિયો, વિવેકી સમજો પ્યારારે. દીવાની. ૫

## શિવશકતીની આરતીનો રાગ.

પાંચ તત્વ સ્વરૂપ, છો મંગળ સુરતી, છો મંગળ સુરતી;
આરતીઉતારૂ, આરતીઉતારૂ, ગાયવેદનીસુરતી. જયમંગળદેવા. ટેક.

અખંડ અરૂપ અવિનાશ, વ્યાપિક છો ઘટમાં; (૨)
ભેદ રહિત ભગવાના, (૨) દર્શા દેહે મઠમાં. જય મંગળ. ૧
આદીતે અપ્રોક્ષ, પ્રભુ છો અંતર જામી; (૨)
નયણે નિરખ્યા તમને, (૨) કહુછું શીશ નામી. જય મંગળ. ૨
સોમે સત્ય સ્વરૂપ, સાકાર રૂપ લીધું; (૨)
જુગ જુગ થાય અવતારા, (૨) ભક્તોને સુખ દીધુ. જય મંગળ. ૩
મંગળ મુરતી અનુપ, ગુણ નિર્ગુણ કહાવે; (૨)
પીંડ બ્રહ્માંડ એક તારા, (૨) વેદ નિતી ગાવે. જય મંગળ. ૪
બુધે બાળ સ્વરૂપ, વામન રૂપ લીધું; (૨)
બળી પાતાળે ચાંપ્યા, (૨) દેવનું કામ કીધું. જય મંગળ. ૫
ગુરૂએ નિર્ગુણ ગુણ, અવતાર દશ લીધા; (૨)
મચ્છ કચ્છ અવતારા, (૨) દૈત્યને દંડ દીધા. જય મંગળ. ૬
શુકરે શુદ્ધ સ્વરૂપ, રામે અવતાર લીધા; (૨)
રાવણ નાખ્યો રોળી, (૨) નગર વૈકુંડ કીધા. જય મંગળ. ૭
શનિએ શોભા અપાર, તત્વ આકાશ ભાસે; (૨)
ચકલને કરૂણા કીધી, (૨) સોહંગ પ્રકાશે. જય મંગળ. ૮

## છપય છંદ.

અલંકાર આભાસ, પ્રાસ સંભારી ભણજો,
ભુલ ચુક કરજો માફ, મેહેર માહારાપર ધરજો;
રાંક ગરીબ છું આપ, કવીને પાએ લાગુ;
કવિજનનો છું દાસ, ગુનો મારો માફજ માગુ;
અનુભવ અંતરમાં થયો, પણ જ્ઞાનીનો ગુલામ છું;
સૌ કવિને ચરણે નમું, નિમિત ચકલરામ છું. ૧



॥ श्री गुरु परमात्माने नमः ॥

# ॥ श्री बेहेचर बुद्धि भानू प्रकाशः ॥

## મંગળાચરણ.

### દોહરા.

દયાસિંધે દયા કરી, ટુટયો અધ્યાતમ તાપ;
બેહેચર બુદ્ધી પ્રકાસ તે, નાનક ગુરૂ પ્રતાપ. ૧
મંગલ રૂપ મનન કરૂં, વ્યાપીક બ્રહ્મ અખંડ;
મતી ન પહોંચે માહરી, જેની જોત પરચંડ. ૨
બુદ્ધી ભાનુ ઊદ થયો, જગત નીદ્રા થઈ નાશ;
અનુભવ આણંદ ઊપન્યો, તત્વનો થયો પ્રકાશ. ૩
જગત જગત સહુ કહે, પણ નહી દીઠું રૂપ;
સ્થાવર જંગમ સૃષ્ટી સબ, પાંચ ભુતનું સ્વરૂપ. ૪

## ॥ अथ प्रथमकळा प्रारंभ. १ ॥

प्रष्न—જીવ સો ક્યા હૈ?
उत्तर—અવિદ્યાકા કાર્ય તુંપદ જીવ હૈ.
प्रष्न—ઇશ્વર સો ક્યા હૈ?
उत्तर—વિદ્યાકા કાર્ય તત્વપદ ઇશ્વર હૈ.
प्रष्न—જગત સો ક્યા હૈ?
उत्तर—અજ્ઞાનકા કાર્ય જગત હૈ.
प्रष्न—જીવ બ્રહ્મકા અભેદજ્ઞાન કીસ રીતસે હોવે હૈ?
उत्तर—પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ ને આકાશ તેનું કાર્ય કારણ સમજવા માટે મુમુક્ષ સાધન ચાર પ્રકારનાં કરે; તે ચારે સાધન સહિત અધિકારી કેહેવાય છે.

प्रष्न—ચાર સાધન કીયા કહીએ?

उत्तर—પ્રથમ સાધન સત્ય અસત્યનો વીવેક. બીજુ સાધન લોક પરલોકમાં વૈરાગ્ય. ત્રીજુ સાધન સમાધી સંપતી અને વળી ચોથુ સાધન મુમુક્ષા.

प्रष्न—સત્ય અસત્યનો વીવેક તે કોને કહીએ?

उत्तर—સત્ય એક બ્રહ્મ તત્વરૂપ અખંડ બ્રહ્મ છે, તેનાથી જુદુ જગત અસત્ય, મિથ્યાપ્રતીકુળવાળું છે તેને જાણવો સત્ય અસત્યનો વીવેક.

प्रष्न—વૈરાગ કોને સમજવું?

उत्तर—જગતનો દેહ ને સ્વર્ગ મૃત્યુ પાતાળ ચૌદ લોક સરવેની વાસનાને ત્યાગ કરવી તેનું નામ વૈરાગ છે.

प्रष्न—સમાધી, સાધન, સંપતી કોને કહીએ?

उत्तर—૧ સમ. ૨ દમ. ૩ ઊપરતી. ૪ તીતીક્ષણા. ૫ સરધા. ૬ સમાધાન. એ છ સંપતી છે.

प्रष्न—સંમ કોને કહીએ?

उत्तर—મનનો નીગ્રહ કરી વાસનાથી હઠાવવો તેનું નામ સમ છે.

प्रष्न—દમ કોને કહીએ?

उत्तर—નેત્રાદી ઇંદ્રીયોને વિષયથી રોકવી તેનું નામ દમ છે.

प्रष्न—ઊપરતી કોને કહીએ?

उत्तर—સરવે ધર્મનું અનુષ્ટાન સમજીને ચૈતનપર નીશ્ચે કરીએ ઊપરામ વરતીનું નામ ઊપરતી છે.

प्रष्न—તીતીક્ષણા કોને કહીએ?

उत्तर—ટાહાડ, તડકો, સરદી, ગરમી, દુઃખ, સુખ, માન અપમાનમાં ધીરજ રાખવી, તેનું નામ તીતીક્ષણા છે.

प्रष्न—શ્રદ્ધા કોને કહીએ?

उत्तर—ગુરૂને વેદાંતશાસ્ત્રમાં નીશ્ચે કરવું, તેનું નામ સરધા છે.

प्रष्न—સમાધાન કોને કહીએ?

उत्तर—સમરણ, મનન, નીધ્યાસન કરે, તેનું નામ સમાધાન છે.

प्रष्न—મુમુક્ષા કોને કહીએ?

उत्तर—આ સંસારથી નીવ્રત થઇને માહારા શુદ્ધ સ્વરૂપને ક્યારે જાણવું તેનું નામ મુમુક્ષતા છે.

હે શીષ! એ ચાર પ્રકારના સાધન કહ્યા છે, તે પ્રથમ સ-

મજે ત્યારે તત્વબ્રહ્મનો અધીકારી થાય છે અને સ્થુલ સુક્ષમને કારણનું કાર્ય કારણ સમજવું.

इतिश्री बेहेचरबुद्धि भानूप्रकाश प्रथमकला समाप्तः ॥ १ ॥

## ॥ अथ द्वितीयकळा प्रारंभः २ ॥

प्रष्न—સંબંધ સો ક્યા હૈ ?

उत्तर—ગ્રંથકા ઔર વિષયકા પ્રતિપાદભાવ, પ્રતિપાદ્યકભાવ સંબંધ છે. ગ્રંથપ્રતિપાદ છે વિષયપ્રતિપાદક છે. પ્રતિપાદ કરનેવાળા હોવે સો પ્રતિપાદ કહીએ. પ્રતિપાદક કરનેકુ યોગ હોવે શો પ્રતિપાદક હૈ. અધિકારીકા અને ફળકા પ્રાપ્ત પ્રાત્પ ભાવસંબંધ છે.

प्रष्न—વિષય સો ક્યા હૈ ?

उत्तर—જીવ બ્રહ્મ એકતા આ ગ્રંથનો વિષય છે. પ્રતિપાદ કરે સો વિષય છે અને આ ગ્રંથમાં બ્રહ્મ જીવની એકતા પ્રતિપાદક છે.

प्रष्न—પ્રયોજન સો ક્યા હૈ ?

उत्तर—પ્રપંચકા કારણ જો અજ્ઞાન તથા જનમ મરણ દુઃખકા હેતુ છે, માટે અનરથ કહીએ છીએ. અનરથકી નિવૃત્તિ, પરમાત્માકી પ્રાપ્તી આ ગ્રંથનું પ્રયોજન છે.

प्रष्न—તુંમપદ તથા તત્વપદ સો ક્યા હૈ ?

उत्तर—તુંપદ નામ જીવ હૈ, તત્પદ નામ ઇશ્વર હૈ, તત્ત્વ બ્રહ્મવિષે કલ્પિત અવિદ્યા છે, તેને માયા પણ કેહે છે, અને અવિદ્યા પણ કેહે છે, તે માયાનો શુદ્ધ સતો ગુણ છે, મલીન સતો ગુણવાળી અવિદ્યા કેહે છે, તે માયામાં તત્વ બ્રહ્મનું પ્રતિબિંબ પડયું છે, તે અવિદ્યા કલ્પિત જીવ છે ને માયા કલ્પિત ઇશ્વર છે ઊપાધી ને માયા એકજ છે, જીવ અનાદિ કલ્પિત છે, જીવ ઇશ્વર આરોપમાં કહ્યા છે, નહીતો તત્વબ્રહ્મ વિષે સર્વ કલ્પિત છે.

इतिश्री बेहेरबुद्धि भानूप्रकाश द्वितीयकला समाप्तः ॥ २ ॥

## ॥ अथ तृतीयकळा प्रारंभः ३ ॥

प्रष्न—સ્થુળ દેહ કેને કહીએ ?

उत्तर—પાંચ તત્વ, પાંચ મહાતત્વની સ્થુલ દેહ છે, તેમાં દસ ઇંદ્રીયો મોટી છે. દ્રષ્ટાંત-જેમ એક ઈમારત છે, તેને ઝરૂખો હોય છે તેમ દેહરૂપી સુંદર ઈમારત ઝરૂખાને ઠેકાણે નેત્રસ્થાન છે.

प्रष्न—સુક્ષમ દેહ સો કોને કહીએ ?

उत्तर—પાંચ તત્વ ને પાંચ મહાતત્વ, લિંગ શરીરમાં રહ્યા છે તે લિંગ શરીરમાં પાંચ પ્રાણ છે, તેનાં નામ. પ્રાણ, અપાન, ઊદાન, સમાન, વ્યાન, એ પાંચ પ્રાણ માહાપવનની સાથે મળેલા છે.

प्रष्न—માહાપવનના પાંચ નામ કેમ પડયા ?

उत्तर—મહાપવને જેવા કામ કર્યા, તેવા નામ પડયા, દ્રષ્ટાંત-જેમ કે એક માણસને નિશાળિયાઓ મેહેતાજી કેહે છે, તે માણસ જ્યારે દવા આપે ત્યારે તેને વૈદ્ય કેહે છે, તે પ્રમાણે જે જે જેવાં કામ કરે છે તેવા નામ પડે છે.

प्रष्न—અંતઃકરણ કોને કહિયે ?

उत्तर—સ્થુળ દેહમાં મન, બુદ્ધી, ચિત્ત ને અહંકાર, એવી ચાર મોટી ઇંદ્રીયો રહે છે. તેમજ લિંગ શરીરમાં પણ રહે છે, તે ઇંદ્રિયોનાં નામ તથા તેના દેવ. મનના દેવ ચંદ્રમા છે, બુદ્ધિના દેવ બ્રહ્મા છે, ચિત્તના દેવ વાસુદેવ છે, અહંકારના દેવ રૂદ્ર છે.

प्रष्न—અંતઃતકરણનું કારણ કોણ હશે ?

उत्तर—મનનું કારણ પવન છે, કેમકે બન્ને ચંચળ છે, બુદ્ધિનું કારણ અગ્નિ છે, કેમકે બન્ને પ્રકાશ રૂપે છે, ચિત્તનું કારણ જળ છે, જેમકે જળમાં જેવો રંગ નાખીએ તેવો રંગ રૂપે થાયછે. તેમ ચિત્તને જ્યાં ચોટાડીએ ત્યાં ચોટે છે, તેમ ચિત્તનું કારણ જળજ છે, હંકારનું કારણ પૃથ્વિ. હવે વિચાર કરતાં સ્પષ્ટ માલમ પડે છે કે તે સર્વે સ્વપ્ન અવસ્થાને ભોગવે છે અંતઃકરણરૂપી આ દેહમાં ચોક છે, તે ચોકમાં બેસવાથી જેમ અંદરનો ભાગ માલમ

પડે છે તેમ દેહનો અંતઃકરણ ચોક છે, તેમાં બેશીને જોવાથી અંદરનો ભાગ માલમ પડે છે. તે લિંગ શરીરને દેખે છે, તે લિંગ શરીર તે તું નહી, તું તો તેનો દ્રષ્ટા છે.

इति श्री बेहेर बुद्धि भानू प्रकाश तृतीयकला समाप्तः ॥ ३ ॥

## ॥ अथ चतुर्थकळा प्रारंभः ४ ॥

प्रप्न—કારણ દેહ કોને કહીએ?

उत्तर—સ્થુળ સુક્ષ્મનો લય થાય છે, ત્યાં હૃદયસ્થાન પ્રાજ્ઞન આત્મા છે તેનો અનુભવી કારણ શરીરને જાણે છે.

प्रष्न—સ્થુળનો આનંદ જણાય છે અને વળી સુક્ષ્મનો આનંદ જણાય છે પણ કારણ શરીર હું નથી જાણતો.

उत्तर—દ્રષ્ટાંત=એક ઝવેરી સમુદ્રમાંથી મોટા રત્ન કાઢવાને લોઢાની કોઠીમાં એક મજુરને ઊતાર્યો, તેના હાથમાં ઘણાં અમૂલ્ય રત્ન આવ્યાં, તેથી તેને શેઠની પાસે વધામણી ખાવાનું ઘણું મન થયું, પણ વાક ઇંદ્રી બંધ છે, તેથી બોલાયું નહી. તેમ કારણ શરીરનો આનંદ કેહેવાતો નથી. હવે શુદ્ધચૈતન્ય આકાશવત જ્ઞાનરૂપ તેમાંથી પરપંચ પરતીતી કોને કેહેવી. જેમ ઠુંઠા વિષે પુરૂષ પરતિતી થાય છે, અને સાક્ષી વિષે સ્વપ્ન પરતિતી થાય છે, મથુળ વિષેજળ પરતિતી થાય છે, આકાશ વિષે લીલતાપ્રતિતી થાય છે, રજ્જુમાં સર્પપ્રતિતી થાય છે, દર્પણમાં નગરપ્રતિતી થાય છે, તેમ શુદ્ધ ચૈતન્યમાં માયા પ્રતિતી થાય છે, તે માયાથી આકાશ ઊત્પન્ન થયું, આકાશથી પવનઊત્પન્ન થયો, પવનથી અગ્નિ ઊત્પન્ન થયો, અગ્નિથી જળ ઊત્પન્ન થયું, જળથી પૃથ્વિ ઊત્પન્ન થઈ. તે પૃથ્વિ જડચૈતન્યરૂપ થઈ અને તેમાંથી દેવથી કે કીડી કુંજર વીગેરે ઊત્પન્ન થયા, તે વિશ્વાનર શુદ્ધ સતોગુણ જાણો તેવુંજ જ્ઞાન સમજશે તે વિશ્વાનરનો દ્રષ્ટા થશે.

प्रष्न—હિરણ્યગર્ભરૂપ કોને સમજવું?

उत्तर—પાંચ તત્વ પ્રગટ થયા તેને હિરણ્યગર્ભરૂપ જાણવું. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, એ સકળ વ્યાપક રહ્યા છે, ત્યાં સૂત્રાત્મા અભિમાની રજોગુણી છે, તેના દેવ પ્રજાપતિ બ્રહ્મા કહીએ આજ્ઞાન જાણવાથી હિરણ્યગર્ભ તે તું નહી.

प्रश्न—મુળ આ માયા તે કારણ શરીરને કેમ ભોગવે છે?

उत्तर—જ્યારે વૈરાટને હિરણ્યગર્ભનો લય થાય છે તેને તમો ગુણ કેહે છે, તેના દેવ રૂદ્ર કેહેતાં માહાદેવ છે, આજ્ઞાન સ મજવાથી અવ્યાકૃતનો દ્રષ્ટા થઇશ, જ્ઞાનરૂપ આકાશવત શુદ્ધ ચૈતન્ય છે, માયાનો શાક્ષી છે, દ્રષ્ટાંત–જાણે એક ઇમારતમાં દીવો બળે છે, તે પોતાનો પ્રકાશ ચોતરફ સરખો આપે છે, તેમ શાક્ષી આત્મા દેહરૂપી ઇમારતમાં પ્રકાશ આપે છે.

प्रश्न—તુંપદ ને તત્વપદ બે કેવી રીતે એકઠા સમજીએ?

उत्तर—આ બ્રહ્માંડમાં પૃથ્વિ અને આપડી દેહમાં પૃથ્વિનો ભાગ છે તે સળંગ છે, તે સ્થુળને બ્રહ્માંડ એકજ જાણે અને પૃથ્વિમાંથી અન્ન ઊત્પન્ન થયું તે આપણા પિતાએ ખાધું તેનું વિર્ય બંધાયું તેની આ દેહ બંધાઈ તે પ્રતક્ષ પ્રમાણ છે. બ્રહ્માંડમાં જળ છે, તે સળંગ છે, કેમકે શરીરમાં નરમાશ ભાગ છે તે જળનો છે, માટે જળ પણ એકજ છે, એવી રીતે અગ્નિ પણ એકજ છે, આપણા શરીરમાં રૂપ છે તે અગ્નિ છે, આપણે દીવાના સામું અગર સુર્યના સામું જોઇએ છીએ, ત્યારે તેમની જ્યોત, અને આપની આંખની જોત એક તાર માલમ પડે છે, તે પવનને માહાપવન એકજ રૂપ છે, એકવીસ હજાર છસે શ્વાસ કરે છે તે માહા પવનની સાથે મળેલા છે જીવની જાગ્રત અવસ્થા અને ઇશ્વરની ઊત્પત્તિ અવસ્થા એક રૂપ છે, આ વિચારથી જોશો તો વૈરાટરૂપ તું નહી, તું તેનો દ્રષ્ટા છે.

प्रश्न—લિંગ શરીરનું અને હિરણ્યગર્ભનું એકતાપણું કેમ સમજાય?

उत्तर—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ પાંચ લિંગ શરીરના

તત્વ છે, તે બ્રહ્માંડનાં તત્વ સાથે મળેલાં છે, સ્વપ્ન અવસ્થાને સ્થિતિ અવસ્થા એક રૂપ જાણ, આવું જ્ઞાન સમજશે ત્યારે હિરણ્યગર્ભ તું નહી તું તેનો દૃષ્ટા છે, કારણ શરીરને અવ્યાકૃત એક રૂપ છે. આપણે જ્યારે સુષુપ્તીરૂપ થઇએ છીએ, ત્યારે પ્રલે જણાય છે, માટે તે બંનેમાં તારૂં તત્વ છે. પ્રાજ્ઞા અભિમાનીને ઇશ્વર ચૈતન્ય સળંગ છે, તે જ્ઞાન સમજવાથી અવ્યાકૃત તો તું નહી તું તેનો દ્રષ્ટા છે, જેમ સોનાના ઘાટ સોનારૂપે છે.

प्रष्न—કુટસ્થને માયાનો સાક્ષી તમે એક કહોછો, ત્યારે જીવ ઇશ્વર મને કલ્પિત માલમ પડે છે?

उत्तर—વ્યાપકતા અને અવ્યાપકતા ત્યાં નથી, દ્રષ્ટા દ્રષ્ટ પણ નથી કાર્ય કારણ પણ નથી, કાર્ય કારણ જે નજરે પડે છે. જેમકે એક સમુદ્રમાંથી લેહેરો, ફેણ, તરંગ ઊઠે છે, તેમ આ બ્રહ્મ તત્વ કારણ રૂપે છે, તેમાંથી આ જગત કાર્યપરૂ માલમ પડે છે ઝીંણી નજરથી જોઇશું તો કાર્ય કારણમાં ભિન્નતા નથી, માટે આ જગત બ્રહ્મતત્વ રૂપ છે, તેથી આપણી દ્રષ્ટી આગળ ચાલતી નથી. દ્રષ્ટાંત -જેમ મૃગ દાણા પાછળ મેલીને ચારાને ખાવા જાય છે તેથી તેનું પેટ ભરાતું નથી, તેમ આપણે સત્યતત્વ મેલીને ચૈતન્ય જુદુ કલપીએ છીએ તેથી જીવનમુક્તિ પ્રાપ્ત થતી નથી, ચૈતન્ય તત્વથી જુદુ માનીએ તો સર્વજ્ઞપણાને બાધ આવે છે.

इति श्री बेहेर बुद्धि भानू प्रकाश चतुर्थकला समाप्ताः ॥ ४ ॥

## ॥ अथ पंचमकळा प्रारंभः ५ ॥

प्रष्न—શુદ્ધ ચૈતન્ય સકળ વ્યાપક જે બ્રહ્મ છે, તે કેમ નથી જણાતું, અને આ જગત કેમ માલમ પડે છે?

उत्तर—પચાસ જોજન પૃથ્વિ પણ તેનો પાર આવે છે, પૃથ્વીથી જળદશ ઘણું છે. જળથી તેજ દશ ઘણું છે, ને તેજથી વાયુ દશઘણો છે, વાયુથી આકાશ દશઘણું છે, આકા-

શથી માયા દશધણી છે. તે માટે એક દેશી કેહેવાય અને પરમાત્મા કેવારૂપે છે, તેના બાર વિશેષણ છે. તે સમજ. સત્ય, ચિત્ત, આનંદ, અદ્વૈત, અચળ, અખંડ, અનંત, સો પ્રકાશ કુટસ્થ, અજ, ચિદાઆકાશ, એવા પરમાત્મા છે. માટે વેદે સર્વ દેશી કહ્યા છે. તેજ વસ્તુ ચૈતન્ય ભરપૂર છે, માટે વેદે બ્રહ્મ નામ પાડયું. અને નામ રૂપથી પર તેથી પરમાત્મા નામ પાડયું, વિચારવાનું એ છે કે પરમાત્માને નામ રૂપથી પર કેહેશો તો દોષ લાગશે. એક નામને એક રૂપ બે થાય છે, માટે અદ્વૈતપણું ન કેહેવાય. બીજું પર કેહેતાં વેગળું, એટલે સર્વ દેશીપણું ગયું, ત્યારે ભરપૂરને બાધ લાગ્યો, તેથી બ્રહ્મ ન કેહેવાય.

પ્રષ્ન—જ્યારે બ્રહ્મ ના કેહેવાય ત્યારે અતિ વ્યાપક ન કેહેવાય?

उत्तर—એક વસ્તુ રૂપ વિનાની એટલે રૂપથી પર કેહેવાય અને જેનું રૂપ નથી તેનું નામ પણ નથી વાસ્તે નામથી પર કેહે છે, હવે રૂપનો અંત નથી તો સર્વ દેશીપણું છેજ, એજ બ્રહ્મ છે, ભરપૂર છે, સર્વ વ્યાપક છે, વિચારથી જોઇશું તો સર્વ દેશી છે. માટે વેદ અદ્વૈત પણ કેહે છે, તેને માયાનું અંજન નહી, માટે નિરંજન પણ કેહે છે, કૈવલ્ય બ્રહ્મ શબ્દરૂપ ઈશ્વર છે. મૂળ શબ્દ તે અભેદ છે અને બીજા શબ્દ તે કલ્પિત છે.

પ્રષ્ન—બ્રહ્મને ઊપાધી કેમ લાગી, પરંતુ ઊપાધી લાગ્યાથી બહુ શબ્દરૂપ કેમ થયા?

उत्तर—બ્રહ્મને ઊપાધી લાગીજ નથી, એતો વિધીમાં કેહેવું પડે, જેમ સામાન્ય ચૈતન્ય અસ્તી ભાતીને પ્રીય, સર્વમાં સામાન્ય છે, તેમાં બોલવું ચાલવું સર્વ વ્યવહારમાં બને છે, એને અંતઃકરણની ઊપાધી લાગેલી છે, તે અંતઃકરણમાં ત્રણ દોષ છે. એક તો મળ, અને બીજું વિક્ષેપ, અને ત્રીજું આવ્રણ, તેથી તું બ્રહ્મને જાણતો નથી, એજ તારૂં અજ્ઞાન.

પ્રષ્ન—ઇંદ્રીઓને પોત પોતાના વિષયનું જ્ઞાન છે, પણ એક બીજાના વિષયને સમજે છે કે નહીં?

उत्तर—આંખ જોઈ શકે છે, પણ સાંભળવાનું કાનનું જ્ઞાન છે, તે તેને જાણી સકતી નથી, અને મનને તો પાંચે ઈંદ્રીઓના વિષયોનું જ્ઞાન છે; કેમકે ઈંદ્રીઓનું જ્ઞાન તેને છે, માટે મન મોટું કેહેવાય; તો પણ તે આત્માને જાણતું નથી; કેમકે આત્માનું જ્ઞાન તે ઈંદ્રીઓના જ્ઞાન જેવું નથી, અને કર્મ ઇંદ્રીઓનાં કર્મ જેવું નથી.

प्रष्न—ત્યારે આ ઠેકાણે એમ સમજાય છે કે આત્મા હશેજ નહિ?

उत्तर—આત્મા તો છે, પણ તે અરૂપી છે ને સત્ય છે, સર્વ દેશી છે, ચૈતન્ય રૂપ આનંદમે કૈવલ્ય જ્ઞાન રૂપ છે. જ્યારે જગત નહોતું, ત્યારે તે ઈંદ્રીયો પણ નહોતી તથા તેને જાણવામાં આવે તે વસ્તુ પણ નહોતી, અને જ્યારે જગત લય થશે, ત્યારે ઇંદ્રીયો નહી, અને ઇંદ્રીઓના જાણવામાં આવે તે વસ્તુ પણ નહી હોય, ત્યારે એક અરૂપી અને આકાશવત બ્રહ્મ રહેશે. વિચાર કરતાં સિદ્ધ થાય છે કે જગત ભૂતકાળમાં અને ભવીષ્યકાળમાં છેજ નહિ, અને વર્તમાનકાળમાં કલ્પેલું છે; કેમકે આદ્ય હતું નહી, ને અંતે રેહેવાનું નથી, મધ્યે સાચુંમાલમ પડે છે.

प्रष्न—ત્યારે આ સ્થાવર જંગમ દેખાય છે તે શું?

उत्तर—એક પર્વત છે, તેને વચ્ચે અવાંતર આવવાથી જેમ તે પર્વત જણાતો નથી, અને તેની છાયા દેખાય છે, તેમ ચૈતન્ય બ્રહ્મની વચ્ચે અવિદ્યારૂપી અવાંતર આવ્યાથી છાયારૂપી જગતનો ભાસ માલમ પડે છે તે મિથ્યા છે, બ્રહ્મ સત્ય છે, જેમ દોરડીમાં આદિ અંત ને મધ્યે સર્પ નથી. પણ અજ્ઞાનને લીધે સર્પ ભાસે છે, તેમ બ્રહ્મને વિષે આદી અંત ને મધ્યમાં જગત નથી એતો મિથ્યા ભાસે છે.

प्रष्न—ત્યારે નામરૂપ બ્રહ્મને વિષે કેમ આરોપ્યા?

उत्तर—હવે અરૂપી બ્રહ્મ છે તેનું રૂપ હતુંજ નહિ, માટે એકજ છે અને તેની ઊપજ નથી, તેમ લય પણ નથી, તેનો પાર પણ નથી અને ચૈતન્યરૂપ સર્વ દેશી છે. જેમ અગ્નિમાં ઊષ્ણતા, ને જળમાં શીતળતા સદાય છે તેમ

બ્રહ્મ અરૂપી સદાય છે અને વિકાર રહિત છે અને જ્યાં વિકાર નથી ત્યાં દુઃખતો હોયજ નહિ, એતો આનંદ રૂપેજ છે અને જે તને દુઃખ માલમ પડે છે તે તારા નામ રૂપનો અધ્યાસ.

प्रष्न—ત્યારે તે મારા નામ રૂપનો અધ્યાસ શાથી ટળે?

उत्तर—પૃથ્વી પૃથ્વીથી ઊત્પન્ન થઈ કેમકે આ શરીરરૂપી પૃથ્વિ છે, અને અન્મેકોશ નામ છે તે પૃથ્વી પૃથ્વીને પ્રકાશે છે. તે અગ્નિથી ઊત્પન્ન થએલી અગ્નિ અગ્નિને પ્રકાશે છે, તેવીજ રીતે, જળથી થએલું જે જળ, તે જળને પ્રકાશે છે. વાયુથી થએલો જે વાયુ તે વાયુને પ્રકાશે છે. અને આકાશથી થએલું જે આકાશ તે આકાશને પ્રકાશે છે. તેવી રીતે તત્વ તત્વને અન્યો અન્ય પ્રકાશે છે. જળ જળને રસ આપે છે. વાયુ વાયુને સ્પર્શ આપે છે. અગ્નિ અગ્નિને ઊષ્ણતા આપે છે. પૃથ્વિ પૃથ્વિને સ્થિરતા આપે. ને આકાશ આકાશને અવકાશ આપે છે. પણ અરૂપી જે બ્રહ્મ તેની ઊત્પત્તિ નથી અને પ્રલે પણ નથી. નામ રૂપમાં આનંદ છે તે બ્રહ્મના સંગે કરીને છે. જેમ રંગમાં લાલાશ સદાય રેહે છે, પણ પાઘડીમાં જે લાલાશ આવે છે, તે તેના સંગથી. માટે અરૂપી ચેતન્ય બ્રહ્મ તે સત્ય માટે સત્ ચિત આનંદ કેહે છે તેને અસ્તી ભાતી ને પ્રીય પણ કહે છે. અસ્તી એટલે સદાય છે. ભાતી એટલે જુઓ આ તત્વ ભાસે છે. પ્રીય એટલે આ તત્વ વહાલું છે, માટે આ જગત છેજ નહી. જેમ છીપમાં રૂપુ નથી ને દેખાય છે. વળી દોરડીમાં સર્પ નથી, તેમ થાભલામાં ચોર નથી, પણ અવીદ્યાયમાં છે તે માટે એવો ભાસ થાય છે તેમ જગત તો નથી પણ તત્વ સત્ય છે માટે જગતનો ભાસ થાય છે.

प्रष्न—ત્યારે તો એમ માલમ પડે છે કે આ તત્વ છે તેજ પરમાત્મા રૂપેજ છે તેમ માલમ પડે છે.

उत्तर—જેમ આપણા અંતઃકરણમાં અવિદ્યા માયાનું અજ્ઞાન છે, ત્યાં સુધી પોતાના સ્વરૂપનું ભાન ભુલ્યો છે; તેમ ચૈતન્ય બ્રહ્મ ચરાચર વ્યાપક છે, તેના વિના બીજુ કાં-

ઈ નથી, પણ માયામાં જુઠું જે જગત તેને માની સાચાને જુઠું દર્શાવે છે, તેમ થાંભલામાં મુદ્દલ ચોર નથી, પણ અજ્ઞાનતાને લીધે તે ચોર ભાસે છે, તેમ સાચુ જે બ્રહ્મ તે ભાસવું જોઇએ તે નથી ભાસતું, ને જુઠું જે જગત ના ભાસવું જોઇએ એ ભાસે છે. જેમ એક નિંદ્રામાં ભરેલો માણસ સવારમાં ઊઠીને પૂર્વ તરફ જવા નિકળ્યો, તે પૂર્વ ભુલીને પશ્ચિમમાં ગયો, સૂર્ય ઊગ્યો નથી, તેથી તે નિંદ્રાને લીધે પૂર્વ માને છે, તેમ આપણે બ્રહ્મમમાં છીએ, અવિદ્યાના ઘેનથી જગતને સાચુ જોઇએ છીએ, લવણની પૂતળી સમુદ્રનો ત્યાગ લેવા ગઈ, તો તે પણ સમુદ્ર રૂપ થઈ ગઈ, તેમ આ દેહના તત્વને માહ્યા તત્વ તે એકજ છે, ફકત દેહના અભ્યાસથી મિથ્યાભાસ થાય છે, જેમ એક બગિચો છે, તે નાના મોટા ઝાડને લીધે છે, હવે તેમાંથી ઝાડ ઝાડ જુદા કરીએ તો બગિચો નામ મિથ્યા થઈ જાય છે, વળી એક ગામ અગર શહેર છે, તેમાંથી ઘર ઘર જુદા કરીએ તો ગામ શેહેર બંને મિથ્યા થાય. એમ તત્વનો વિચાર કરશો તો તે ગામ શેહેરની પેઠે મિથ્યા છે, ને વળી ઘટઆકાશ, મઠ આકાશ, મહાઆકાશ સળંગ છે, તેમ મરવું ને જન્મવું એ અધ્યાસથી માલમ પડે છે, જેમ ઘટ ફુટે સળંગ આકાશ થાય છે, તેમ આ દેહે છુટેથી તત્વ સળંગસૂત્ર થાય છે, માટે દેહેનો અધ્યાસ છોડીને તત્વ ઊપર વૃત્તિ ઠરાવીએ તો સંશય રહે નહી.

प्रष्न—લક્ષણા જ્ઞાન કોને સમજીએ?

उत्तर—દ્રષ્ટાંત-એક ભણેલો પોપટ રાજા પાસે ગયો, તે રામ રામ ઘણી સારી છટાથી વારમવાર બોલતો, તેથી રાજાએ તેને પાંજરામાં પુર્યો, તેથી તે કબજે થઈ ગયો તે ઘણું મુઝાવા લાગ્યો એવામાં એક સાધુનો શિષ્ય વગડામાંથી ભીક્ષાને અર્થે આવ્યો અને જે શ્રીરામ બોલતો ત્યારે પોપટે કહ્યું ભાઈ મુવા તારા રામ, મને કબજામાં નાખ્યો, માટે તમારા ગુરૂને કહી છુટવાનો ઈલાજ પુછી લાવો. હું છુટું તો તમારૂં સારૂં થશે. આ વાત શીષે જઈ

ગુરૂને કહી તે સાંભળીને ગુરૂ જમીન પર પડયા ને બો-લાવ્યા તો બોલે નહિ, બીજે દીવસે શિષ દરબારમાં ગયો, ત્યારે પેલા પોપટે પુછયું કે ભાઈ, કાંઈ ગુરૂ પાસેથી સમાચાર લાવ્યા કે? તે સાંભળીને ચેલો બોલ્યો ભાઈ બળ્યા તારા સમાચાર, મારા ગુરૂ તારી વાત સાંભળીને તે વખતથી જમીન પર પડયા છે, તે હજી ઊઠયા નથી, આ ગુરૂની સાન પોપટ સમજી ગયો, તેજ વખતથી લાંબો થઇને પડયો, રાજા પોપટને ખાવા મેલવા આ-વ્યો; પણ પોપટ હાલતો નથી, ત્યારે તેને બાહાર કાઢી હાથમાં લીધો તેવોજ તે પોપટ ઊડી ગયો, આવી રીતે તે પોપટની ચતુરાઈ પોપટ સમજીને બંધથી છુટયો, તેમ સારા જ્ઞાન ગુરૂને એની લક્ષણા સમજનાર શાણા શિષ બંને બરોબર હોય તો, તત્વ જ્ઞાન પ્રગટ થાય. આ ઠેકાણે રામ રામને ઠેકાણે વેદ પુરાણ છે, ને પોપટને ઠે-કાણે તેના ભણનાર છે, તે જો ઊંડા અંતઃકરણ જ્ઞાન વિના વાંચે તો તત્વનો ભેદ તરત સમજે, હવે સાનમાં પોપટને સમજાવનાર જેવા ગુરૂ ને પોપટને જેવા સમ-જનારા શિષ હોય તો, આ જ્ઞાન વડે ચૈતન્ય તત્વનું પ્રતક્ષ પિછાન પડે.

प्रष्न—ત્યારે આ જ્ઞાન સમજે તેને મરણ જનમનો ભય ખરો કે નહિ?

उत्तर—પાપ, પુન્ય, સ્વર્ગ, મૃત્યુ, સર્વ મિથ્યા છે, ભુત ભવિષ્ય ને વર્તમાન એ ત્રણે કાળમાં જ્ઞાનિ જગત મિથ્યા જાણે છે, અને કેવળ એકે ચૈતન્ય બ્રહ્મ સત્ય ચરાચર સમજે છે, જનમ મરણ એતો વિધિમાં કહ્યેલું છે, જયાં સુધી બ્રહ્મ-જ્ઞાનનનો ભેદ બરાબર કોઈ નથી સમજતું, ત્યાં સુધી અ-જ્ઞાતાને લીધે જગત સાચુ જણાય છે, અજ્ઞાનતારૂપી અંધકાર ટળી જ્ઞાન ભાનૂપ્રકાશ થાય છે, ત્યારે જગત જુઠું છે, ચૈતન્ય બ્રહ્મ સત્ય છે. એક છોડી નાની હતી ત્યારે રમતમાં ઢીંગલાનો ધણી માનતી, પણ જયારે તે પરણીને મોટી થઇને સાસરે ગઈ ત્યારે ઢીંગલાનો ધણી જુઠો જ-ણાયો, તેમ અણસમજણમાં આપણે ઢીંગલારૂપી જગ-

તને સત્ય માનીને બ્રહ્મનો વિચાર કરતા નથી, જ્યારે ઊંડી નજરથી જોઇએ છીએ ત્યારે ચૈતન્ય બ્રહ્મ સત્ય માલમ પડે છે, ને જગત જુઠું જણાય છે, જેમ ચૈતન્ય આત્માના સત્ય, ચિત્ત ને આનંદ એવા ત્રણ વિશેષણ છે, તેમ અસત્ય, જડ ને દુ:ખ એવા માયાના ત્રણ વિશેષણ છે.

प्रष्न—સત્ય, ચિત્ત ને આનંદ એ ચૈતન્યબ્રહ્મના ગુણ છે કે રૂપ, જો ગુણ કહીએ તો ગુણી ભાવનો બ્રહ્મને દોષ લાગે. કેમકે ગુણ વડે ચૈતન્યગુણી કેહેવાશે?

त्तरउ—બ્રહ્મ સદાય નિત્ય નિર્ગુણીને અરૂપી છે, અને આકાશવત્ છે, અને આકાશ ચૈતનઘન રૂપે છે. માટે નિર્વય ચરાચર વ્યાપક અને સૌથી ન્યારા છે, એ પ્રત્યક્ષ પ્રમાણ અને વસ્તુ ગતે નિરાકાર છે, આનંદને જ્ઞાન રૂપે છે.

प्रष्न—માયા અસત્ય, જડ અને દુ:ખરૂપ કહીએ તે સત્ય ચૈતન્ય ને સુખરૂપ કેમ ભાસે છે?

उत्तर—અજ્ઞાને કરી ઊલટુ ભાસે, ચૈતન્યબ્રહ્મ સત્યવડે જગત અસત્ય ભાસે છે, જેમ દર્પણમાં તડકો નથી, પણ સૂર્યમાં છે, તેથી તેની સામે ધરવાથી ભીંત ઊપર પડે છે, હવે એ તડકો દર્પણમાં નથી, પણ સૂર્યનો છે, વળી તૃષાતુર માણસ ઝાઝવાના નીરને જળ જાણે છે, અને ઘણો દોડી ધાય છે, પણ જળ દેખતો નથી. ત્યારે અજ્ઞાન મનમાં સમાઈ જ્ઞાન ઊત્પન થાય છે, ત્યારે જાણે છે કે આતો ખોટું જળ દીઠું. તેમ આ ચૈતન્ય પ્રત્યક્ષ છે તે વડે જગત અસત્ય લાગે છે, અને ઝાઝવાનાં નીર નથી, તેમ તૃષ્ણા તુટે તો જગત નથી, સંકલ્પ વિકલ્પ થાય, પણ એતો અંત:કરણનો દોષ છે, તેમ જગતના સંકલ્પ વિકલ્પ અજ્ઞાનતાને લીધે થાય છે, પણ અંતે મિથ્યા છે.

प्रष्न—પુન્ય વડે સારા ભોગ તથા સ્વર્ગ પામીએ પાપ અને કરીએ તો ચોરાશી ભોગવવી પડે ને અધોગતી થાય.

उत्तर—એવા સંકલ્પ જગતના ખોટાપણામાં થાય, પણ અંતે જગત નથી ત્યારે કરમ ક્યાં છે, બ્રહ્મરૂપને કાંઈ પણ નથી.. સમુદ્રમાં જેમ તરંગ ઘણા થાય છે, પણ તે તમા-

મ જળ છે, તેમ અખંડ બ્રહ્મ આકાશવત્ તત્વ સ્વરૂપ-માંથી દેહ કાર્યરૂપ તરંગ છે, એ વીના બીજું કાંઈ નથી. માટે બ્રહ્મને જગતમાં જુદાપણું નથી.

इतिश्री बेहेर बुद्धि भानू प्रकाश पंचमकला समाप्तः ॥ ५ ॥

## ॥ अथ षष्ठकळा प्रारंभः ६ ॥

प्रष्न—હવે તત્વની ઈચ્છા શક્તિ છે, તે અવ્યાકૃત હોય ત્યારે વૈરાટ ને હિરણ્યગર્ભનો લય થાય છે, ત્યારે પ્રલય અવસ્થા તમોગુણરૂપે થાય છે તેનું શું કારણ?

उत्तर—એક જનમ વિનાના માતા પિતા હતા તેને જનમ વિનાનો પુત્ર થયો. તે ઝાંઝવાના નીરમાં તરવા પડયો, અને ગાંધ્રવનગરનું રાજ્ય લીધું.

प्रष्न—ગાંધ્રવ નગર કયાં છે?

उत्तर—તેનો જવાબ ગાંધ્રવ નગર નથી, તેમ પાધર ધરતીમાં મૃગ તૃષ્ણાના જળ નથી, ને જન્મ્યા વિનાના માત પિતા નથી, તેમ જન્મ્યા વિનાનો છોકરો પણ નથી, એતો બધું મિથ્યા છે, માયા માતા નથી ને ઇશ્વર પિતા નથી, ને બ્રહ્મમાં માયા થઈજ નથી.

प्रष्न—જ્યારે બ્રહ્મ વિના બીજું કશું નહોતું ત્યારે માયા કોણે કરી? અને માયા અસત્ય તો પ્રતિબિંબ સેમાં પડે?

उत्तर—માયા અસત્ય છે માટે છેજ નહી, માયા માતા નથી, ને ઇશ્વર પિતા નથી, ત્યારે ત્રણ ગુણ પણ નથી, તેમ જીવને પચીસ પ્રકૃતિ સ્થાવર જંગમ સૃષ્ટિ નથી, અને બધુ વૈરાટ પણ નથી, તેમ અધ્યારોપ કરીને અવ્યાકૃતયનું પ્રતિપાદન કર્યું, હવે જ્યારે જગત નહોતું ત્યારે ચૈતન્યઘન તત્વઆકાશ બ્રહ્મ હતું, તે બ્રહ્મના એક અંશમાં માયા કલ્પિ, પણ તેને માલમ નથી. જેમ હાથીની ગુદા ઊપરનો તલ તેને માલમ નથી, તેમ ચૈતન્યના અંશમાં જે માયા પડી માટે તે ચૈતન્ય જાણવી, કેમકે માયા ઉંચી થઈ, ત્યાં પણ ચૈતન્ય રહ્યું, ને હેઠી રહી, ત્યાં પણ

તે રહ્યું, અને પોહોળી થઈ, ત્યાં પણ ચૈતન્ય રહ્યું તો પણ ચૈતન્ય માયા માંહિ નિર્વિકાર છે, માયા બાહાર પણ નિર્વિકાર છે તે નિર્વિકાર ચૈતન્ય સબળ બ્રહ્મમાં પ્રતિબિંબ પડ્યું, માટે એનું નામ ઇશ્વર ચૈતન્ય થયું, માયા અને બ્રહ્મનું પ્રતિબિંબ જોગે કરીને ઈશ્વરનું અવ્યાકૃત રૂપ સ્વરૂપ બંધાયું, જેમ જળના ભરેલા માટીના કુંડામાં સૂર્યનું પ્રતિબિંબ પડીને તેનો ચિદાભાસ સામી ભીંતે પડયો છે, તેમ તત્વરૂપી દેહેના કુંડામાં બ્રહ્મરૂપી સૂર્યનું પ્રતિબિંબ પ્રકાશ્યું છે, અને તેનો ચિદાભાસ જીવ રૂપે થયો છે.

પ્રશ્ન—અવ્યાકૃત તે શું ?

ઉત્તર—જેમ ઝાડમાં બીજ અવ્યાકૃતરૂપે છે, તેમ અવ્યાકૃત ઇશ્વરમાં જગત અવ્યાકૃત રહેલું છે, જેમ દાણાના નાકામાં ઊગવાની શક્તિ સમાઈ છે, તેમ શક્તિમાં છોડ રહ્યો છે, તેમ બ્રહ્મમાં બ્રહ્માંડ, સત્યમાં અસત્ય રહેલું માયા જગત અવ્યાકૃત છે. વળી દાણો ને પૃથિવ અને ઈશ્વર એ સર્વ દેશી છે અને ઈશ્વર માયા ને અવ્યાકૃતથી ઇચ્છા ઊત્પન્ન થઈ, જયારે આમ કહીએ અથવા માનીએ તો શંકા ઊત્પન્ન થાય છે, ચૈતન્ય તો એક અકર્ત્તા, અભોક્ત, અને અરૂપી છે, ત્યારે તેને ઇચ્છા હોય નહી. તેમ માયા જડ છે, તેને પણ ઇચ્છા ના હોય, વળી પ્રતિબીંબ તો કલ્પિત છે, ત્યારે ઇચ્છા શી રીતે થઈ? એનો ખુલાસો એમ છે કે એક ચકમક એકાંતમાં પડયો છે, ને જોડે લોઢું પણ પડ્યું છે, હવે એ લોઢાને જો કે ઇચ્છા નથી કે હું ચકમકને વળગું તો પણ અનાયાસે ચકમકને લોઢાનો સંજોગ થયો, અને ઇચ્છા વિના લોઢું જેમ કુદવા મંડયું તેમ ચૈતન્ય અરૂપી અને અકર્તા છે, તેને જગત કરવાની ઇચ્છા જો કે નથી. તેમ માયા જડ છે, તેને પણ ઇચ્છા નથી, તોપણ ઇશ્વર બ્રહ્મને માયાનો સંયોગ થયો, તેથી ઇચ્છા શિવાય જગત ઊત્પન્ન થયું. વળી બીજો દાખલો એ છે કે-સૂર્ય સર્વને પ્રકાશ આપે છે, એને અગ્નિ પાડવાની

ઇચ્છા નથી; તોપણ આગિયો કાચ પડયો, અને તેની પાસે જો રૂ હોય તો એ ત્રણને સંયોગે જો અગ્નિ પ્રગટ થાય છે, તેમ એ તત્વ બ્રહ્મને જગત કરવાની ઈચ્છા નથી, તથા માયા જડ છે, તેને પણ ઇચ્છા નથી. વળી પ્રતિબિંબ કલ્પિત છે, તો તેને જીવ થવાની ઇચ્છા નથી. તોપણ માયાને પ્રતિબિંબના સંયોગે ઇચ્છા શિવાય જક્ત ઊત્પન્ન થયું.

इतिश्री वेहेर बुद्धि भानू प्रकाश षष्ठकला समाप्तः ॥ ६ ॥

## ॥ अथ सप्तंमकळा प्रारभः ७ ॥

प्रष्न—અવ્યાકૃત ઈશ્વરનો તમોગુણ તે પ્રલે અવસ્થા છે, તે શુદ્ધ પ્રલે કેમ જણાય ?

उत्तर—ઇચ્છાશક્તિ માયા, તેનો તમોગુણ પ્રલે અવસ્થા, અને જગત, ને અવ્યાકૃતનું સ્વરૂપને તેમ જ્ઞાનચૈતન્ય, તે અવ્યાકૃત ઈશ્વર જાણ, હવે મૂળ ઇચ્છા માયા બહુરૂપ થવાની વર્તિ થઈ, પ્રથમ શબ્દરૂપ થઇ, શબ્દમાંથી સ્પર્શ રૂપ થઈ, સ્પર્શમાંથી રૂપરૂપા થઇ, અને તે રૂપમાંથી રસરૂપ થઇ, અને રસમાંથી ગંધરૂપ થઈ, જેમ એક દીવાથી અનેક દીવા થાય છે, તેમ તત્વથી અનેક રૂપ માયા દીસે છે.

प्रष्न—હવે પાંચ તત્વ શુદ્ધ રજોગુણ થયા, તે જાણવામાં કેમ આવે ?

उत्तर—પાંચ તત્વ સર્વ લિંગરૂપ થયા, ત્યારે રજોગુણ હીરણ્ય ગર્ભરૂપ બંધાયું, હવે જ્યારે કારણરૂપ થાય છે, ત્યારે ઊત્પત્તિ સ્થિતિ ને લય એ કાંઈ જાણવામાં આવતું નથી, પાંચ તત્વ લિંગરૂપ થયા તેનો રજોગુણ કારણ રૂપે થયો, હવે સર્વ લિંગમાંથી વર્ત્તિને રૂપ જોવાની ઇચ્છા થઈ, તેજ લિંગમાંથી શબ્દ સાંભળવાની ઈચ્છા થઈ, અને તેજ લિંગમાંથી રસ ભોગવવાની ઇચ્છા થઈ, તેમ સ્પર્શ લેવાની ઇચ્છા થઈ, અને ગંધ લેવાની ઈચ્છા થ-

ઈ, તે લિંગમાંથી આનંદ ભોગવવાની ઇચ્છા થઈ, માટે રજોગુણ છે, તે અંતઃકરણમાં રહીને સ્થિતી અવસ્થાને ભોગવે છે, જેમ એક દોરી બધા મણકાને સ્થિર રાખે છે, તેમ હિરણ્યગર્ભ છે તે સર્વ શરીરમાં વ્યાપીને બધા વૈરાટને સ્થિર રાખે છે, પાંચ તત્વ, રજોગુણ, સ્થિતિઅવસ્થા મળીને હિરણ્યગર્ભનું સ્વરૂપ થયું.

प्रप्न—હવે હિરણ્યગર્ભનો આત્મા શુદ્ધ ચૈતન્ય અવ્યાકૃતમાં સળંગ છે કે નહિ ?

उत्तर—હિરણ્યગર્ભમાં સળંગ છે, તેમ હિરણ્યગર્ભની બાહાર સળંગ છે, જેમ પૃથ્વિની નિચે જળ સળંગ છે, તેમ અવ્યાકૃત ને હિરણ્યગર્ભમાં ચૈતન્ય સળંગ છે. તેનું કારણ એ છે કે જો હિરણ્યગર્ભ સંકોચાયું, તોપણ બ્રહ્મ રહ્યું, હિરણ્યગર્ભ ફેલાયું પણ નિર્વિકાર ચૈતન્ય છે તેમાં સબળ બ્રહ્મનું પ્રતિબિંબ પડયું છે, તે પ્રતિબિંબ સાતે વાનાને પ્રકાસે છે, માટે તેનું નામ સૂત્રઆત્મા છે, તે હિરણ્યગર્ભ સૂક્ષમ બ્રહ્મ છે.

इतिश्री वेहेचर बुद्धि भानू प्रकाश सप्तमकला समाप्ताः ॥ ७ ॥

## ॥ अथ अष्ठमकळा प्रारंभः ८ ॥

प्रप्न—સુદ્ધ ચૈતન્ય આકાશવત છે તેમાંથી.એક દેશી માયા કેમ કલ્પિ?

उत्तर—માયા મૂળમાં છેજ નહિ, પણ વિધિમાં કેહેવી પડે છે, પ્રથમ આકાશ બન્યું આકાશથી પવન, પવનથી અગ્નિ, અગ્નિથી જળ, જળથી પૃથ્વિ, અને પૃથ્વિથી સ્થાવર જંગમ ઊત્પન્ન થયા, તે તત્વ બ્રહ્મ બહુ રૂપે થયા છે, જેમ સોનાના અનેક ઘાટ થાય છે, તેમ દેવ, દાનવ, માનવ, ગાંધર્વ, ને કીડી, કુંજર, અને ચૌદ લોક એ તત્વના સ્વરૂપે છે, તે ઇશ્વરનું વૈરાટ સ્વરૂપ જાણ, તેનું નામ વિશ્વાનર અભિમાની છે, ત્યાં શુદ્ધ સતોગુણ એટલે વિશ્નુ ભગવાન વૈરાટરૂપ જણાય છે, હવે શબ્દ વૃદ્ધિને પામતા આકાશ બન્યું અને સ્પર્સ વૃદ્ધિને પામતા વાયુ સ્વરૂપ થયુ, તે રૂપ વૃદ્ધિને પામતા તેજ

રૂપ થયું, અને રસ વૃદ્ધિને પામતા જળરૂપ થયું, ગંધ વૃદ્ધિને પામતાં પૃથ્વિરૂપ થયું, હવે તેના ગુણ–આકાશનો ગુણ આનંદ, વાયુનો ગુણ ચંચળ, પ્રથ્વિનો ગુણ કઠણ, તેજનો ગુણ પ્રકાશ, જળનો ગુણ શિતળ.

प्रश्न—હવે તેના ગુણ તો કહ્યા, પણ તે તત્વના રંગ કેવા હશે, તેના રંગ–આકાશના શ્યામવરણ, વાયુનો લીલો, તેજનો રાતો, જળનો સપેત, પૃથ્વિનો પીળો. હવે તેજ મૂળ ઇચ્છા માયા હતી તે તત્વરૂપે થઈ, તે તત્વ તત્વ એકઠાં થયાં, અને મહાતત્વ મળ્યું તોપણ માયા ઘટી નહી. એવાં માયાનાં લક્ષણ છે?

उत्तर—પાંચ તત્વની પ્રકૃતિ માયા, તેનો ભેદ એવો છે કે પ્રથમ આકાશના ચાર ભાગ થયા, તેમાંનો એક ભાગ પોતાના સ્વાધિનમાં રાખ્યો. અને રહેલા ભાગના ચાર ભાગ કર્યા. એક ભાગ વાયુમાં આપ્યો, એક ભાગ તેજમાં આપ્યો, એક ભાગ જળમાં આપ્યો, તેમ વાયુના ચાર ભાગ થયા, તેમાંનો એક ભાગ પોતાના સ્વાધિનમાં રાખ્યો, તેમાંનો એક ભાગ આકાશમાં આપ્યો, એક તેજમાં આપ્યો, એક જળમાં આપ્યો, એક પૃથ્વિમાં આપ્યો. એવી રીતે તેજના બે ભાગ થયા, એક ભાગ પોતાના સ્વાધિન રાખ્યો, તેના બીજા ચાર ભાગ પાડીને તેમાં આકાશ, વાયુ, તેજ, ને પૃથ્વિ, એકેક ભળ્યો. જળ હતું તેના બે ભાગ થયા, તેમાંનો એક પોતાના સ્વાધિન રાખ્યો, બાકીના ચાર રહ્યા તેમાંનો એક આકાશ, વાયુ, તેજ, ને પૃથ્વીમાં મળ્યા. તે પૃથ્વિ પ્રથમ બે ભાગ થઈ એક ભાગ પોતાના સ્વાધિન રહ્યો, ને એક રહ્યો તેના ચાર ભાગ થઇ, જળ, તેજ, વાયુ ને આકાશમાં મળ્યા તેમાં પાંચે તત્વ પચીસ પ્રકૃતિરૂપે થયા, તેથી સ્થાવર જંગમ સૃષ્ટિ થઇ તે વૈરાટનો આત્મા શુદ્ધ ચૈતન્ય સર્વ વ્યાપક આકાશવત્ છે, તે અવ્યાકૃતમાં સળંગ છે, ને હિરણ્યગર્ભમાં સળંગ છે, તે વૈરાટ બહાર ચૈતન્ય સળંગ છે, એવા નિર્વિકાર બ્રહ્મનું પ્રતિબિંબ પડયું છે, તેનું નામ વિશ્વાનરઅભિમાની તે સકળ વિશ્વને પ્રકાશ આપે છે, પાંચ તત્વ ને પાંચ મહાતત્વ તે સ્થુળ શરીરમાં છે

ને દશ ઇંદ્રીયો મોટી તે જાગ્રત અવસ્થાને ભોગવે, તેને નેત્રસ્થાન હોય છે, ને તે સ્થુળ ભોગને ભોગવે છે, માટે તે વિશ્વાભિમાની કેહેવાય છે, હવે સ્થુળ શરીરના તત્વ પાંચ ભાગે રહેલા છે. પૃથ્વી છે તેમાં ગંધ મહાતત્વ છે, જળમાં રસ માહાતત્વ છે, અગ્નિમાં રૂપ મહાતત્વ છે, વાયુમાં સ્પર્શ માહાતત્વ છે, આકાશમાં શબ્દ મહાતત્વ છે.

આ સ્થુળ દેહનાં તત્વ છે.

| પૃથ્વી. | જળ. | તેજ. | વાયુ. | આકાશ. |
|---|---|---|---|---|
| અસ્તિ. | શુક્ર. | ક્ષુધા. | વલણ. | કામ. |
| માસ. | શ્રોણિત. | તૃષા. | ચલણ. | ક્રોધ. |
| ત્વચા. | લાળ. | આળસ. | ધાવણ. | શોક. |
| નાડી. | મૂત્ર. | કાત. | પ્રસારણ. | મોહ. |
| રોમ. | પરસ્વેદ. | નિદ્રા. | સંકોચરણ. | ભય. |

प्रष्न—દશ ઇંદ્રીઓના નામ કીયા હશે?

उत्तर—આંખ, નાક, કાન, જીભ, ત્વચા, મુખ, હાથ, પગ, ગુદા, ઊપસ્થ, તે તેના દ્વાર છે, એ પ્રમાણે પાંચ તત્વ, મળીને વિશ્વાનરનું આ સ્થુળ શરીર બંધાયુ, તે જાગ્રત અવસ્થામાં રહીને નેત્રસ્થાને ભોગ ભોગવે છે, તેનું નામ સ્થુળ ભોગ છે, આ સૃષ્ટિમાં રહેલા રૂપ તથા સ્પર્શ અને મુખવાણી વદે તે તથા હાથ કામ કરે તે, પગ ચાલે છે તે, ઊપસ્થ આનંદ લે. અને ગુદામળ વિષય કરે. તે તમામ સ્થુળ ભોગ અને તેના ભોક્તા વિશ્વાનર અભિમાની છે, તે ત્રીપુટીસ્થાને છે, ચૌદ ઇંદ્રીઓ ને ચૌદ દેવ. ચૌદ વિષય ને ચૌદ વૃતિયો. એ બેતાલીસ તત્વ [illegible] અવસ્થા ભોગવે છે, નેત્ર, કાન, નાસિકા, ને જી[illegible], ને ત્વ[illegible] [illegible] ઇંદ્રીયો છે, બાહુ, ચરણ, મુખ, ઊપસ્થ, [illegible]

હવે ચૌદ ઇંદ્રીયો સ્થુળ દેહની છે, અને ચૌદ ઇંદ્રીયોના ચૌદ દેવ, તથા ચૌદ વિષય છે તે નિચે પ્રમાણે.

| અધ્યાત્મ. | અધિદેવ. | અધિભુત. | |
|---|---|---|---|
| નેત્ર. | સૂર્ય. | રૂપ. | ૧ |
| જીવ્હા. | વરૂણ. | રસ. | ૨ |
| મુખ. | અગ્નિ. | વાણી. | ૩ |
| કાન. | દિગપાળ. | શબ્દ. | ૪ |
| હાથ. | ઇંદ્રિ. | કામ. | ૫ |
| ચરણ. | વિભુ. | ચાલવું. | ૬ |
| ઊપસ્થ. | બ્રહ્મા. | આનંદ. | ૭ |
| ગુદા. | યમ. | મળ. | ૮ |
| મન. | ચંદ્ર. | સંકલ્પ વિકલ્પ. | ૯ |
| ચિત્ત. | વાસુદેવ. | ચિંતવન. | ૧૦ |
| બુદ્ધિ. | બ્રહ્મા. | નિશ્ચે, | ૧૧ |
| હુંકાર. | રૂદ્ર. | ગર્વ. | ૧૨ |
| નાસિકા. | કુમારપાળ. | સુગંધ. | ૧૩ |
| ત્વચા. | વાયુ. | સ્પર્શ. | ૧૪ |

इतिश्री बेहेचर बुद्धि भानू प्रकाश अष्टमकला समाप्तः ॥ ८ ॥

## ॥ अथ नवमीकळा प्रारंभः ९ ॥

प्रष्न—ઇંદ્રીઓ, દેવતા અને તેના વિષય તે કોનું કારણ હશે ?

उत्तर—ઇંદ્રિ અધ્યાતમ રજોગુણી છે, ને દેવતા અધિદેવ સતોગુણી છે, ને વિષય અધિભુત તે તમોગુણી છે. હવે તેના વરણ-રજોગુણ લાલ, સતોગુણ સપેત, અને તમોગુણ શામ. એ પ્રમાણે ઇંદ્રીઓ, વિષયને દેવતા એ ત્રણને યોગે કરીને કામ થાય છે, માટે તેનું નામ ત્રિપુટી પડયું છે. જેમ કાથો, ચુનો ને પાન, એ ત્રણને યોગે કરીને લાલાશ આવે છે તેમ આંખ, સૂર્યને રૂપ, એ ત્રણ હોય તો વિષય થાય. તેમાંથી એક ના હોય તો તે ના બને, તેવી રીતે ચૌદ ઇંદ્રીઓને અન્યોઅન્ય દેવ તથા વિષયને સંબંધ છે.

प्रष्न—ત્યારે ઇંદ્રીઓ રજોગુણી હશે કે તમોગુણી ?

उत्तर—કાન રજોગુણી છે તે શબ્દ સાંભળવાની ઇચ્છા કરે છે. ને દિગપાળ સતોગુણી છે તે શબ્દ ઓળખે છે. બાહારના શબ્દો સતોગુણી નથી માટે તમોગુણી કેહેવાય છે. નાક ગંધ લેવાની ઇચ્છા કરે છે. માટે રજોગુણી અશ્વનીકુમાર સતોગુણી છે તે ગંધને ઓળખે છે. ને બાહારની ગંધ જાણતો નથી માટે તમોગુણી છે. વળી જીવ્હા રસ લેવાની ઇચ્છા કરે છે માટે રજોગુણી છે, તેમ ત્વચા સ્પર્શ લેવાની ઇચ્છા કરે છે માટે રજોગુણી છે, તેમ વરૂણ રસ લેવાને, વાયુ સ્પર્શ લેવાને ઓળખે છે માટે સતોગુણી છે. બહારના રસ તથા સ્પર્શને વરૂણ તથા વાયુ ઓળખતા નથી, માટે તમોગુણી છે. એ પ્રમાણે ચૌદ ઇંદ્રીઓનું સમજી લેવું. એમ સ્થુળ શરીરનું ને સ્થુળ ભોગનું જાગ્રતમાં રહીને વિશ્વાભિમાની બધા વિશ્વના ભોગનું અભિમાન કરે છે. જેમ એક વનમાં ઋષી રેહેતાતા. તે વન ઋષીનું કેહેવાતું. તેમ વિશ્વાનર નખથી તે શિખા સુધી મારૂં શરિર છે, તેમાંની ચૌદ ઇંદ્રીયો મારી છે, ને ચૌદ દેવતા મારા છે, એવું અભિમાન કરે છે.

प्रष्न—જેમ દીકરો રળીને બાપને આપે છે, તેમ ચૌદ દેવતા ભોગ લેઇને વિશ્વાઅભિમાનીને આપે છે તેનું શું કારણ?

उत्तर—જે રાજા હોય તેના કહ્યામાં સર્વ રૈયત ચાલે છે. તેમ સૂર્યરૂપ, અશ્વનિકુમાર ગંધ, વરૂણરસ, વાયુ સ્પર્શ, અને કર્મ ઇંદ્રીઓના દેવતા કર્મ, પોતે લેઈ વિશ્વાઅભિમાનીને પહોંચાડે છે. અને તેનો તે નિશ્ચે કરે છે. માટે વિશ્વાઅભિમાની નામ પડયું છે. આ પ્રમાણે સૂલાદિક ત્રીપુટી પુરી કરી, હવે વૃતિઓ ત્રીપુટી રહી. તેની અંદર કોઈ એમ કેહેશે કે શ્રોત્રાદિકે કરીને ઇંદ્રીઓના દેવતા, તેના વિશ્વાઅભિમાનીને ભોગ પહોંચાડે છે, તો હવે વૃતિઓની ત્રીપુટીનું શું કામ છે. તેનો ખુલાસો એ છે કે વૃત્તિઓના દેવતા એકલા ભોગને જાણતા નથી. ભોગનું જ્ઞાન બંનેના સંયોગે થાય છે. જાગ્રતમાં કોઈ વાત કરતો હોય, ને વૃત્તિ કાંઈ ગઈ હોય તો તે વાત સાંભળવામાં આવતી નથી. તેમ કોઈ આગળ થઇને જતું માણસ વૃતિ બીજે હોવાથી ઓળખાતું નથી, તેમ વૃતિ વિના ઇંદ્રી અને તેના દેવથી સરતું નથી. સુષુપ્તીમાં જ્યારે વૃતિઓ સમિપ થાય છે. ત્યારે દેવ પણ છે. અને વિષય પણ છે. તે જાણતા નથી, તો સાંભળે શું? વૃતિઓની ત્રીપુટીના દેવતા ભોગ જાણતા નથી. નેત્રમાં સૂર્ય બેઠા છે, અને રૂપ પણ છે. અને વૃતિ જો સમિ છે તો, રૂપ જણાતું નથી, તેમ કાનમાં દિગપાળ બેઠા છે, અને શબ્દ છે, તો પણ વૃત્તિ સમીપ છતાં શબ્દ સંભળાતો નથી. તેવી રીતે નાસિકા, જીવ્હા, મુખ, બાહુ, ચરણ, ઊપસ્થ, ગુદા, વીગેરેથી દેવ અને વિષય છતાં તેનું કામ થતું નથી. તેમ દેવતા વિના વૃતિઓથી પણ કામ થતું નથી.

प्रष्न—આ પ્રમાણે દેવતાની ત્રીપુટી જે કહી, તેમ વૃતિઓની ત્રીપુટી કેમ કેહેતા નથી.

उत्तर—સાંભળ. કર્તા, ક્રિયાને કર્મ. માતા, માન ને મે. એમ ધાતા, ધ્યાનને ધે, છે. ઇંદ્રીમાંથી નેત્ર સુધી વૃતિ આવી તેનું નામ કર્તા. જેણે રૂપ જાણ્યું તેનું નામ ક્રિયા. અ-

ને જે રૂપાકાર થઈ તેનું નામ કરમ. એ પ્રમાણે દશે ઇંદ્રીઓના કરમ છે. એ પ્રમાણે ઇંદ્રીઓને વિષય છે તે પ્રમાણે અધો સંસાર જાણવો.

प्रष्न—આ ઠેકાણે એવો સંશય થાય છે કે વૃતિઓ જડ, અને વિષય પણ જડ, ત્યારે જડ પોતાના સ્વરૂપને જાણે છે, એ કેમ મનાય?

उत्तर—જેમ એક ઘટ છે, પોતાના સ્વરૂપને નથી જાણતો, કે હું રૂપાળા રંગવાળો છું. એમ તે શી રીતે જાણે. તેમ રંગ પણ જડ છે, તેથી હું રાતોછું, એવું તે પણ શી રીતે જાણે. બીલકુલ ના જાણે, એવી રીતે વૃતિઓ જડ છે પણ રૂપને આવીને આંખની વૃતિ અડી. શબ્દને આવી કાનની વૃતિ અડી, સુગંધને આવી નાકની વૃતિ અડી, રસને આવી જીબ્હાની વૃતિ અડી, સ્પર્શને આવી ત્વચાની વૃતિ અડી, એ માનવામાં કેમ આવે.

प्रष्न—કેમકે વિષયને વૃતિઓ બંને જડ છે, તે પોતાના સ્વરૂપને નથી જાણતીઓ તો વિશ્વના સ્વરૂપને શી રીતે જાણે?

उत्तर—એનો ખુલાસો એમ છે કે એ બધું જ્ઞાન ચૈતન્ય છે, અને ચૈતન્યમાંથી વૃતિઓની ઊત્પતિ છે, માટે તેને જાણ્યું તે તેમણેજ જાણ્યું સમજવું. તે માટે ચિદાભાસની ત્રીપુટી છે તે સાંભળો, પેહેલી સુષુપ્તીમાંથી વૃતિ આવી, તેને ચૈતન્યઆકાશ જ્ઞાન ઇંદ્રીથી વિષય સુધી ગઈ ત્યાં દશે ક્રિયા વૃતિ છે, ત્યાં દશે આકાશજ્ઞાન છે, પ્રથમ વૃતિ ઇંદ્રીમાંથી આંખ સુધી આવી, તે કર્તા, તે આકાશ જ્ઞાન ચૈતન્ય. બીજી આંખ તે રૂપ સુધી ગઈ તે ક્રીયા. ત્રીજી જેણે જેવા હતા તેવા રૂપ જોયા તે કરમ વૃતિ થઈ. એમ કર્તા ક્રીયાને મળી, ને ક્રીયા કરમને મળી, ત્રણે એકલ થઈ, એક વૃતિ થઈ, તેમ જ્ઞાતા જ્ઞાનને મળ્યો, અને જ્ઞાન જ્ઞેને મળ્યો, એ ત્રણે મળીને એક ચૈતન્ય થયું, હવે જ્ઞેએ જેવા જેવા રૂપ જોયાં તેવા તેવા ચિદાકાશને પોહોંચાડયા, તેનો ચિદાકાશે નિશ્ચય કર્યો, માટે તેનું નામ વિશ્વાઅભિમાની પડયું. અંતરમાંથી નાક સુધી તથા કાન સુધી ને રસના સુધી, જે વૃતિઓ આ-

વી તે કર્તા, તે જગ્યાએ જ્ઞાનઆકાશ ચૈતન્ય છે, તેણે પોતપોતાનો વિષય ઓળખ્યો છે, તે ક્રિયા વૃતિઓ થઈ તે ઠેકાણે જ્ઞાનચૈતન્ય પછી તે પોતપોતાના રસાકાર થઈ તે કર્મ તે ઠેકાણે જ્ઞેચૈતન્ય છે, એવી રીતે દસે ઇંદ્રીઓનું સમજવું, એ રીતે જ્ઞાતા જ્ઞાનને મળયો. ને જ્ઞાન જ્ઞેને મળયો, ને જ્ઞેએ નિશ્ચે કરી ચિદાકાશને પોહોંચાડયો, જેમ એક માણસ નાતમાં પીરસવા ચાલ્યો તેને લાડુ પીરસતી વખતે લાડુવાળો, શાક પીરસતી વખતે શાકવાળો, અને ભાત પીરસતી વખતે ભાતવાળો, એમ જુદા જુદા નામ પાડયા. તે ઘટાકાશ મઠાકાશ, ને મહા આકાશ, જુદા પણ એકજ છે. તેવીજ રીતે જ્ઞાનચૈતન્ય, જ્ઞાતાચૈતન્ય, અને જ્ઞેચૈતન્ય, ચિદાકાશ રૂપેજ છે, પણ જે જેવા સ્થાનમાં રહ્યા તેવા નામ પડયા, જાગ્રતના પેટામાં તો વૃતિઓ અનેક થાય છે, તેના કાર્યભેદ નામમાં પણ ફેર પડે છે, જે વૃતિ જે ધ્યાન કરવાની ઇચ્છા થઈ તેનું નામધ્યાતા, ત્યાં પ્રમાતા આકાશચૈતન્ય અને બીજી વૃતિ સ્વરૂપ સાથે ધ્યાન કરે છે, તેનું નામ ધ્યાતા, અને ત્રીજી ધે વૃતિ ત્યાં પ્રમે આકાશ ધે સ્વરૂપ થાય છે, એવી એક અનુમાનની ત્રીપુટી છે, જે દીઠા સાંભળ્યામાં ના આવે, ડોળાએલા જળ ઊપરથી વરસાદનું અનુમાન થાય, અને ધુમર ઊપરથી અગ્નિનું અનુમાન થાય, તેવી અટકળ ત્રીપુટી છે.

प्रष्न—હવે ચિદાકાશ સકળ દેશી બ્રહ્મરૂપે છે, તેમાં માયા કેમ કલ્પાણી, ને બ્રહ્મનું નામ ઇશ્વર કેમ પડયું ?

उत्तर—તે માયા માહાત્વરૂપે થઈ, ત્યારે ચિદાકાશનું નામ સુત્રાત્મા પડયું, અને માયા વૈરાટરૂપે થઈ. ત્યારે ચિદાકાશનું નામ વિશ્વાનરઅભિમાની પડયું, તે માયા સ્થુળ રૂપે થઈ, ત્યારે ચિદાકાશનું નામ વિશ્વ પડયું, ને માયા લિંગરૂપ થઈ, ત્યારે ચિદાકાશનું નામ તેજસ પડયું, તે માયા જ્યારે કારણ રૂપ થઈ, ત્યારે ચિદાકાશનું નામ પ્રાજ્ઞ પડયું, અને માયા કર્તા, કર્મ ને વૃતિરૂપે થઇ, ત્યારે ચિતાકાશનું નામ જ્ઞાતા જ્ઞાન પડયું. હવે ચિદા-

કાશમાં જગત કલ્પેલું તેનું નામ સગુણબ્રહ્મ છે, અને ત્રીપુટી રહિત જે આકાશ જ્ઞાનચૈતન્ય તે નિર્ગુણ બ્રહ્મરૂપ છે, તે સાંભળો.

इतिश्री बेहेचर बुद्धि भानू प्रकाश नवमीकला समाप्तः ॥ ९ ॥

## ॥ अथ दशमीकळा प्रारंभः १० ॥

प्रष्न—નિર્ગુણ અને સગુણ બ્રહ્મ તમે કહ્યા છે તેમાં મારૂં સ્વરૂપ તે શું હશે?

उत्तर—સ્થુળ, સુક્ષમ ને કારણ, એ ત્રણ દેહ તારી નહી. ને જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તે, એ ત્રણ અવસ્થા તારી નહી. જનમ, મરણાદિક વિકાર છે તે તારા નહિ, તે દેહેના છે. આ બધુ જગત ત્રિપુટીમાં માલમ પડે છે. જેમકે સ્વપ્નામાં અનેક નગર પ્રતિત થાય છે, પણ તે નથી. સાક્ષીની કલ્પના છે, તેમ ચિદાકાશની ત્રીપુટી કલ્પના છે. અને વળી ચૈતન્ય સર્વે વિશ્વને પ્રકાશ આપે છે. તેના વચમાં જે હુંપણું તેં માનેલું છે, તે તારૂં અજ્ઞાન, તેને પાપ, પુન્ય, લાગે છે. માટે આ દેહને જે માહારૂં તાહારૂં માને છે, તેને પાપ પુન્ય લાગે છે. ને જેણે દેહેનો ત્યાગ કર્યો છે તેને કાંઈ પણ દુઃખ નથી. જેમ વાઘ પાંજરામાં સૌને સ્વાધિન રેહે છે. પણ છુટો થયો, તે સૌને સ્વાધિન કરે છે. જેમ શરીરમાંથી અળગા થએ, કામ, કર્મ, ધર્મ, અધર્મ, એ સૌ સાધન થાય છે, પણ દેહેને માહારી માનવાથી તે સૌને સ્વાધિન તું થાય છે.

प्रष्न—મુળાજ્ઞાન તે કોને સમજવું?

उत्तर—જેમ સમુદ્રમાં સમાન્ય પાણી છે, તેને મુળાજ્ઞાન સમજવું. અને તરંગને પરપોટા રૂપે થાય છે, તે તુળાજ્ઞાન સમજવું. માટે ચિદાકાશના એક દેશમાં મુળાજ્ઞાન છે, તે જુદી જુદી સુષુપ્તી રૂપે અને જુદા જુદા અંતઃકરણ કારણરૂપે રેહે છે, તેનું નામ તુલાજ્ઞાન કેહેવાય. તેમાં સ્થુલ અને સુક્ષમનો લય થાય છે, તેવી રીતે તે વર્તિઓ વળીને દ્વારમાં આવી ત્યારે દસ થઈ, તે જયારે પાછી કંઠમાં આવી ત્યારે એક થઈ, તે વખતે સ્થુળ શરીર, જાગ્રત અવસ્થા, ને સ્થુળ ભોગ, ને વિશ્વાભિમાની. એ બધા સ્થુળ શરીરનો લય લિંગ શરીરમાં થયો. હવે કંઠમાં જે અનેક વર્તિયો રેહે છે, તે સૂક્ષ્મ ભોગ કરે છે. અને વળી અનેકની પાછી

એક થઇ ને સૂક્ષ્મ ભોગ કરે છે. ને પાછી એક થઇને અજ્ઞાનમાં લય થાય છે. એટલે લિંગ શરીર, સ્વપ્ન અવસ્થા, સુક્ષ્મ ભોગ, અને તેજસ અભિમાની. એ બધા સ્થુળ તથા લિંગનો લય અજ્ઞાનમાં થાય છે. એ અજ્ઞાન તે તારૂ શરીર, ને સુષુપ્તી તે તારી અવસ્થા, અને હૃદય તે તારૂં સ્થાન, અને પ્રાજ્ઞાઅભિમાની રૂપે તું ભોકતા હવે અજ્ઞાન અને આનંદ તેનો તું અનુભવ કરે છે. જ્યારે તું જાગ્રતમાં આવ્યો ત્યારે સ્મરણ થાય છે. આજ હું સુખે સૂતોતો, મેં કાંઈ જાણ્યું નહિ, એ પ્રાજ્ઞાઅભિમાની રૂપે અજ્ઞાનને આનંદ ભોગવે છે.

प्रष्न—અજ્ઞાનનો આનંદ સુષુપ્તીમાં કેમ માલમ પડતો નથી, ને જાગ્રતમાં આવ્યાથી માલમ પડે છે તેનું શું કારણ?

उत्तर—આ ઊપરથી કાંઈ કાંઈ સમજવું. પણ બ્રહ્મનો આનંદ જાણવામાં આવતો નથી. તેથી વધારે ખુલાસો એ છે કે, જાગ્રતમાં જેટલું સુખ આવે છે તેટલું જ્ઞાન જાણીએ. અને જ્યારે સુષુપ્તીરૂપ થયા, ત્યારે જાગ્રતના સુખ દુઃખ નથી જાણતા, અને સ્વપ્નાના પણ નથી જાણતા. ત્યાં એક અજ્ઞાનપણું રેહે છે. તે મધે જે સુખ થાય છે, તે સુખ ચિદાકાશનો ભાગ છે. જાગ્રતમાં અનેક જાતના વાજા વાગતાં તથા ભાત ભાતના ચિત્રામણ જોતાં જે આનંદ થાય છે, તે આનંદ પુરૂષનો જાણવો, તે સુષુપ્તીમાં જાણતા નથી. બ્રહ્મનો આનંદ સુષુપ્તીમાં છે. પણ ત્રીપુટીનો બાધ છે, માટે વિષયનો આનંદ જણાશે. પણ તે ચિદાકાશનો આનંદ વિષયમાં હોયજ નહિ. કેમકે જડ અને દુઃખરૂપ છે. જેમ પકવાનમાં ગળપણ છે. પણ તે હું નથી, ગળપણ ખાંડનું છે. ઘીને લોટ તેતો મોળા છે. તેમ વિષયમાં આનંદ નથી, પણ ભાસે છે, તે તમામ ચિદાકાશના છે. પણ ત્રિપુટીનો બાધ છે, તે ત્રીપુટી લિંન થઈ જાય છે, તે સુષુપ્તીના આનંદને લીધે જાગ્રતના અને સ્વપ્નના દુઃખો નાશ થાય છે. જેમ શરીરમાં શુળ વાગી હોય, તથા ઘા વાગ્યા હોય, અગ્નિ સળગી હોય, અથવા ભયંકર સ્વપ્નુ આવ્યું હોય, તે તમામ જાણવામાં નથી આવતું, તે સુષુપ્તીના આનંદને લીધે જાગ્રતમાં સ્વપ્નનાં સુખ દુઃખો નાશ થાય છે. ફકત ચિદાકાશનું સુખ ભોગવે છે. તેથી તું જાણતો નથી ને આપોઆપ રૂપે છે, ત્યાં બીજાપણું નથી. ફકત બીજાપણું જા-

ણુવાનું નામ આપણું અજ્ઞાન છે. જેમ દર્પણ આપણાથી વિમુખ રાખીએ, તથા બીજા પદારથોના સામુ ધરીએ તે તે સઘળાં દેખાવને આપણે જણાઇએ નહી ને વળી તે દર્પણ પદાર્થોથી વિમુખ કરી, આપણા સામુ ધરીએ તો આપણે જણાઇએ ને બીજા પદાર્થ જણાય. તેમ વૃતિઓ આનંદથી વિમુખ થઈ, વિષયની સનમુખ થાય, ત્યારે માંહિ વિષય ભાસે. રૂપ, રસ, સ્પર્શ, ગંધ. એવા વિષયો વૃતિઓ સાનિધ થવાથી જણાઈ આવે છે. તે વૃતિઓ વિષયથી વિમુખ થઈ, ને આનંદની સેનમુખ થાય, ત્યારે આનંદ ભાસે. જેમ જેમ આનંદની નજીક આવે. તેમ આનંદ વધારે ભાસતો જાય. ને આનંદને મળી જાય ત્યારે આનંદને કાંઈ જાણવામાં આવતું નથી, તે પ્રાજ્ઞાઅભિમાની તારૂં રૂપ, ને આનંદ તારો ભોગ.

प्रष्न—ત્રણ શરીરનાં નામ, સ્થુળ, સૂક્ષ્મ ને કારણ, એ જીવના કે ઇશ્વરના તે કહો?

उत्तर—સ્થુળ ને સૂક્ષ્મની સંધીમાં વ્યાપી રેહે છે, તથા સૂક્ષ્મને કારણની સંધીમાં વ્યાપી રેહે છે, વળી જાગ્રત, સ્વપ્ન, ને સુષુપ્તી એ ત્રણ અવસ્થામાં બાહાર સરખું વ્યાપી રેહે છે, સ્થુળ શરીર ને જાગ્રતઅવસ્થા પ્રકાશે છે તથા વિશ્વના સ્થુળ ભોગને પ્રકાશે છે. એ માટે તેનું નામ વિશ્વાભિમાની છે. સ્વપ્નઅવસ્થા રજોગુણી છે, તે સામાન્ય નિર્મળ છે, તેમાં ચિદાકાશનું પ્રતિબિંબ સામાન્ય પડે છે, આ સાથે સૂક્ષ્મ શરીર, સ્વપ્નઅવસ્થા, તથા સૂક્ષ્મ ભોગ માટે તેજસ અભિમાની કેહેવાય છે. કારણ શરીર તમોગુણી છે તે મેલો છે, તે ચિદાકાશનું પ્રતિબિંબ મેલુ પડે છે, તેમાં અજ્ઞાન ને આનંદ બે ભેળા રેહે છે, માટે પ્રાજ્ઞાઅભિમાની નામ પડયું, એ પ્રાજ્ઞાઅભિમાની રૂપે તું આનંદ ભોગ ભોગવે છે, તથા સુષુપ્તીમાં ચિદાકાશનો આનંદ થાય છે.

प्रष्न—જે સુષુપ્તીના સુખ જણાય છે, તે નિદ્રા આવ્યા પછી કે પેહેલાં?

उत्तर—એમ નિકળશે કે નિદ્રા આવ્યા પેહેલા પણ એમ નથી, નિદ્રા આવ્યા પેહેલાં તે સુખ ભોગવીએ, તે તમામ વિષયના, પણ તે પછી જે સુખ વૃતિઓ નીકળે છે, તે સુખ ચિદાકાશનું છે, તે સુખ સૌકો ભોગવે છે, સુખ સુષુપ્તીમાં હોત તો

વૃતિયો બાહુાર નિકળે નહિ, એમ સંદેહુ આવે છે, પણ એમ નથી, આનંદ તો સુષુપ્તીમાં ને વિષય બંનેમાં છે, પણ તે વિષયમાં થોડો, અને સુષુપ્તીમાં વધારે છે, જ્યાં આવ્રણ છે તેને લીધે ત્યાં થોડો છે, જેમ શેર દુધમાં શેર પાણી મેળવીએ અને બીજા શેર દુધમાં પાશેર પાણી મેળવીએ, ને ત્રીજા શેર દુધમાં પાણીવિના રાખીએ, હુવે તેની મીઠાશમાં, પાણીમાં પ્રમાણુનો ફેર પડે છે, ને પાણી વગરનું દુધ સોથી વધારે મીઠું, તેથી પાશેર પાણીવાળું ઓછું મીઠું ને તેથી શેર પાણીવાળું ઓછું મિઠું લાગે છે, તે જાગ્રતમાં ચિદાકાશનો આનંદ વિષયને મળ્યો છે, માટે કમતી છે, અને થોડા આવ્રણને લીધે ચિદાકાશનો આનંદ સુષુપ્તીમાં વિષેશ, કેવળ અજ્ઞાન ત્યાં રહેલું છે, વૃતિઓ સુષુપ્તીમાં સુખ મળવાની આશાએ વિષયનો ત્યાગ કરી ગઇઓ, ત્યાં તેને ખરો આનંદ મળ્યો, તેમ જાગ્રતમાં નિકળી ત્યારે આનંદ ભરેલી નીકળી, જે બ્રહ્મરૂપ થયો, તેને વિદ્યા અવિદ્યાનો સંદેહુ નથી, તેમ જન્મ, મરણ, બંધન, મોક્ષ ઇત્યાદિથી તે અળગો રહી, સર્વમાં આનંદ કરે છે, તે પોતાના તત્વસ્વરૂપનેજ ઓળખે છે, તે શિવાય કાંઈ જાણતો નથી, સુષુપ્તીઅવસ્થામાં જીવને કાંઈ ભાસતું નથી, એક આનંદરૂપે થાય છે, નાના ધાવણા બાળકને પણ ધાવ્યાનું પુરૂ જ્ઞાન નથી હોતું, તોપણ તે અવસ્થા છોકરાને મહુા સુખી છે, તે સુષુપ્તીમાં ચિદાકાશનો આનંદ ભોગવે છે, તે વખતે બહુારના, ને માંહીના, વિષયો તે સાંભળતાં નથી, કેમકે તે જાગ્રત, તથા સ્વપ્નના જે સુખ હુતા, તે ભોગવીને સુષુપ્તીમાં ગયો, જેમ સમુદ્રમાંથી અમ્રત કાઢી કળસમાં લીધું, ત્યારે આનંદ થયો, અને તે જીભ્યાએ મેલ્યું ત્યારે મહુા આનંદ થયો, તેમાં ચિદાકાશ પોતાના આનંદરૂપ છે, ને તે સુષુપ્તીમાંથી મહુા આનંદરૂપ થાય છે.

इतिश्री बेहेचर बुद्धि भानू प्रकाश दशमीकला समाप्तः ॥१०॥

---

## ॥ अथ अगीयारमीकळा प्रारंभः ११ ॥

प्रश्न—કારણ શરીર તે હું નહિ, સુષુપ્તીઅવસ્થા તે હું નહિ, ને પ્રાજ્ઞાઅભિમાની હું નહિ, ત્યારે મારે શો લાભ થયો?

उत्तर—પાપ, પુન્ય, નર્ક, સ્વર્ગ જન્મ, મરણ, મોક્ષ, વિદ્યા, અવિદ્યા વીગેરે માનવારૂપી વિકારો જેમ રોગ ઔષધથી નાશ પામે છે, તેમ એ તમામ વિકાર જ્ઞાન ઔષધીએ સમી જાય છે, પછી સ્થુલ શરીર ને સૂક્ષ્મ શરીર તે હું નહિ ને હું એ ત્રણેથી અળગોછું. એવો જે બ્રહ્મરૂપ થયો, તેને જ્ઞાન પ્રગટ થાય છે. માટે જીવનું પરમારથ સ્વરૂપ જાણવું જોઇએ, જેમ કુટસ્થ સર્વેને પ્રકાશ આપે છે તે પરમારથ છે.

प्रश्न—ચિદાકાશનું કુટસ્થ નામ શાથી પડ્યું?

उत्तर—કુટસ્થ એટલે માયા, એટલે તેમાં તે રહેલો, માટે કુટસ્થ નામ પડ્યું. જેમ ઘડાની અંદરની જગામાં ઘટાકાશ છે, તેમ માયામાં ઘેરાયેલો ચિદાઆકાશનું નામ ચિદાકાશ થયું, માયા કપટી છે, તે સાચું જે બ્રહ્મતત્વ તેને જુઠું દેખાડે છે, અને જુઠું જે જક્ત તેને સાચું મનાવે છે, માટે તે કુટસ્થ નામે કેહેવાય છે, તે કુટસ્થ નિર્લેપ છે. કેમકે જે સ્થુળમાં તે રેહે છે તેના વિકાર તેને થતા નથી, તે સ્થુળને તાપે તપતું નથી, તેમ સ્થુળની વધઘટ પ્રમાણે તેનો વધારો ઘટાડો પણ નથી, ને સદૈવ સ્થુળમાં ભરપૂર છે, સ્થુળનો વિકાર ચિદાકાશને એકે સંભવતો નથી, તેવીજ રીતે તે લિંગમાં ભરપૂર છે, પણ લિંગનો વિકાર તેને લાગતો નથી, લિંગને હરખે હરખ, શોકે શોક, ક્રોધે ક્રોધ, ને કામે કામ, સુરે સુર ને જ્ઞાને જ્ઞાન, વિગેરે તેને કાંઈ બાધ કરી શકત્તાં નથી, કારણમાં ચિદાકાશ ભરપૂર છે, તે અભેદ અને અચળરૂપ છે, જેમ એરણ ઊપર ઘણા ઘાટ ઘડાય છે તેમાં કેટલાએક વધે છે, ભાગે છે, સાજા થાય છે, પણ એરણને કાંઈ થતું નથી, ને પોતાને સ્વરૂપે રેહે છે, તેમ ચિદાકાશ પણ પોતાને સ્વરૂપે હમેશાં રેહે છે, કુટસ્થના આશ્રયે કરી વૃતિઓ અંતઃકરણથી વધી બહાર આવે છે, તોપણ કુસ્થ વધતું નથી, તેમ અંતઃકરણમાં પાછી લિંન થાય છે, ત્યારે તે લિંન થતું નથી. વળી જાગ્રતમાં તે જાગ્રત નથી, અને સ્વપ્નામાં તે સ્વપ્ન નથી, માટે નિર્લેપ અને અચળ છે, અને દેહ છે તે સુન્ય છે, પણ તેને કુટસ્થ પ્રકાશ આપી દે છે.

इतिश्री बेहेचर बुद्धि भानू प्रकाश अगीयारमीकला समाप्तः॥ ११॥

## ॥ अथ बारमीकळा प्रारंभः १२ ॥

प्रश्न—પિંડ ને બ્રહ્માંડ બંને સળંગ સૂત્ર કેમ જણાય?

उत्तर—પિંડમાં તેજ, વાયુ ને આકાશ, પૃથ્વી અને અગ્નિ એ પાંચે તત્વ બ્રહ્માંડમાં છે. જેમ માટીથી ઘડો જુદો નથી, ને ઘડામાંહિ માટી ભરપૂર છે, તેમ સ્થુળ અને બ્રહ્માંડ એકજ છે, માંસ, અસ્થિ, ત્વચા, રોમ, એ બ્રહ્માંડની પૃથ્વીને ભાગે છે, પૃથ્વીમાં વનસ્પતિ, પર્વત, ધાતુઓ વિગેરે જે છે, તેની જગાએ ઊપર લખેલા માંસ, અસ્તિ, વીગેરે પિંડની પૃથ્વિમાં છે, શ્રોણિત, શુક્ર, પ્રસેવ, આંસુ, અમ્રત, લાળ, કફ, એ જળના ભાગે છે, ક્ષુધા, તૃષા, કાંતિ, એ મારૂં સર્વ રૂપ જાણવું. આંખ્યો છે, તે સુર્ય અને ચંદ્રને ઠેકાણે છે. વાયુ પિંડનો અને બ્રહ્માંડનો સળંગ છે. એ પાંચે તત્વ ચિદાકાશનું સ્વરૂપજ છે. બોલવારૂપે, સુણવારૂપે, સળંગ જળ, સળંગ તેજ, વિગેરે પાંચે તત્વો જે સળંગ પિંડથી તે બ્રહ્માંડ સુધીમાં છે, તે સઘળું માહારૂં સ્વરૂપ એટલે બ્રહ્મરૂપ ચિદાકાશ તેજ રૂપે છે. સ્થાવર જંગમ સૃષ્ટી થઈ તે માહારૂં સ્વરૂપ છે, સ્થાવર જંગમ મળીને જે વૈરાટ થયું તે હું છું. શુદ્ધ ચિદાકાશ જે અવ્યાકૃતમાં, હિરણ્યગર્ભમાં, અને વૈરાટમાં સળંગ છે જે નિર્વિકાર છે ને જેનું નામ વિશ્વાનર તે હું છું. લિંગ શરીર ને હિરણ્યગર્ભ એકરૂપે છે, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, સકળ વ્યાપક છે, સ્વપ્નઅવસ્થા, અને સ્થિતિ અવસ્થા, તે એકરૂપ છે, તેજસઅભિમાની ને સૂત્રાત્મા, સળંગ રૂપ છે, લિંગ શરીરમાં સ્પષ્ટ છે, તે હિરણ્યગર્ભમાં સળંગ છે, તેમ લિંગ શરીરમા રૂપ, રસ, ગંધ અને શબ્દ છે, તે હિરણ્યગર્ભમાં સળંગ છે. એ પાંચે તત્વ માહાભુત માયારૂપે થયા છે, અને સ્થિતિ તે માહારી અવસ્થા છે. જેમ માળાનો દોરો તમામ મણકામાં પરોવાઇને બધાને સ્થીર રાખે છે, તેમ હિરણ્યગર્ભ સર્વ શરીરમાં પરોવાઇને વૈરાટને સ્થિર રાખે છે, શુદ્ધ રજોગુણ છે તે મારો ગુણ છે, કેમકે પાંચે તત્વમાં કારણરૂપે રજોગુણ એકઠો રહેલો છે, માટે તે મારો ગુણ છે. સ્થુળ શરીરને વૈરાટ એક છે.

प्रश्न—ત્યારે સ્થુળને હાલતું ચાલતું દેખીએ છીએ. ને લિંગ શરીરને કલ્પના કરતું દેખીએ છીએ.એવા બે પ્રશ્ન.

उत्तर—એક શરોવર છે તેમાં જળ ભરેલું ઠેઠ મથાળા સુધી છે.

અને બીજુ વેહેળાનું પાણી તેમાં આવ્યું, તેના વેગથી પેલું હાલતું માલમ પડે છે. તેમ વૈરાટના પાંચ તત્વ સળંગ છે. પણ આ સ્થુળ શરીરના પાંચ તત્વમાં પ્રાણનો વેગ છે, એથી તે હાલતું દેખાય છે. તે જ્યારે પ્રાલબ્ધ થઈ રેહે છે, ત્યારે બંધ થાય છે. તેવી રીતે લિંગ શરીરના ને હિરણ્યગર્ભના મહાતત્વ તો સળંગજ છે. પણ લિંગ શરીરમાં પ્રાલબ્ધનો વેગ છે. તેથી પ્રાલબ્ધ કલ્પના કરતું દેખીએ છીએ, એ પ્રાલબ્ધ જ્યારે થઈ રેહેશે ત્યારે માહાતત્વ સ્થિર રેહેશે. તે સળંગના સળંગજ રેહે છે. એ પ્રમાણે કારણશરીર ને અવ્યાકૃત સળંગ છે. તથા એકરૂપ છે. તેમ તુળાવિદ્યા, ને મુળાવિદ્યા એ પણ એકજ છે. સુષુપ્તીઅવસ્થા, પ્રલેઅવસ્થા એકરૂપે છે. પ્રાજ્ઞાઅભિણાની ને ચૈતન્ય ઈશ્વર સળંગ છે. જાગ્રતઅવસ્થામાં રહી સુષુપ્તીના ભાવને વિચારીએ ત્યારે એક અજ્ઞાન રેહે છે, તે તું તુળા. જ્યાં તુળાની વૃત્તિઓ પણ એક છે, કારણ શરીર ત્યાં નથી. સુષુપ્તીઅવસ્થા નથી. આનંદ ભોગ નથી ને પ્રાજ્ઞા અભિમાની નથી.

प्रष्न—હવે મુળાજ્ઞાન તે માહારૂં સ્વરૂપ. ને પ્રલે તે મારી અવસ્થા, તે કેમ જાણીએ ?

उत्तर—બધુ જગત મૂળમાં પ્રલયરૂપ છે તેમાં તમોગુણ છે, કેમકે તે સમે કાંઇ ભાસતું નથી, તે મુળાજ્ઞાન છે. શુદ્ધચૈતન્ય સકળ વ્યાપક, આકાશવત ને અવ્યાકૃત મધ્યે સળંગ છે. અને અવ્યાકૃતની બહાર સળંગ છે. અને માંહિને બાહાર બે ઠેકાણે નિર્વિકાર છે. એ ચારે વાનાને પ્રકાશે છે, તેનું નામ ઈશ્વર ચૈતન્ય. તેજ માહારો આત્મા છે. એ પાંચે વાના મળીને અવ્યાકૃત માહારૂં સ્વરૂપ થયું. કુટસ્થ ને શુદ્ધચૈતન્ય સળંગ રૂપ છે. સર્વ પ્રકાશ માયાનો સાક્ષી છે, કાંઈ ભિન્નતા નથી. એવું બ્રહ્મજ્ઞાન પ્રગટ થાય, ત્યારે ઈશ્વરનું જ્ઞાન પ્રગટે. ઘટ્ટાઆકાશે પોતાનું સ્વરૂપ વિચાર્યું. ત્યારે ઘટ્ટ મહિ ને બહાર, તેમ ઘટ્ટમાં ને મઠમાં હું સળંગ છે. એટલે સળંગઆકાશ તે માહારૂં સ્વરૂપ છે. એમ જણાયું, તેમ કુટસ્થે સ્વરૂપ વિચાર્યું ત્યારે દેહ માંહિ અને બાહાર હું સળંગ છું. પિંડમાં ને બ્રહ્માડમાં પણ સળંગ છું. એમ જણાયું ત્યારે સળંગચૈતન્ય તે માહારૂં સ્વરૂપ સિદ્ધ થાય છે. જેમ સૂર્યને વિષે અંધારૂ નથી, તેમ માહારા વિષે જક્ત

નથી. આવું ઊત્તમ જ્ઞાન જ્યારે થાય, ત્યારે જીવ ઈશ્વરની વચ્ચે ભિન્નતાનો ભેદ છે, તે નાશ પામે. ને તેથી વ્યાપકતા નથી. ને દ્રસ્યતા નથી, કારજ નથી, કારણ નથી, તેમ આપપણું ટાળતાં આપ ઊગારો થાય છે. જેમ છીંપમાં રૂપુ તદ્દન નથી. છીંપ રૂપાને જાણતી નથી. તેતો પોતાને સ્વરૂપે છે, પણ પોતાના સ્વરૂપોને જાણતી નથી. કેમકે તેમાં વૃત્તિ નથી અને વૃત્તિ નથી ત્યારે જાણવાનો વિકલ્પ પણ થતો નથી. એવી રીતે વૃત્તિ ને વિકલ્પ વિના છું. મારા વિષે વ્યાપકતો મુળગુ નથી. તેમ જીવ પણ તદ્દન નથી, ઈશ્વર પણ નથી. હું માહારા સ્વરૂપે છું. એમ મને જાણતો નથી, વૃતિઓ માહારામાં નથી. ને વિકલ્પ પણ નથી, હું માહારા તત્વસ્વરૂપે છું, માહારે વિષે શાસ્ત્ર નહિ, ગુરૂ નહિ, શિષ્ય નહિ, જન્મ નથી, બંધ નથી, મરણ નથી, મુક્ત નથી, આત્મ નથી, પરમાત્મા નથી, ચિત્ત નથી, આનંદ નથી. ફક્ત હું માહારા તત્વ સ્વરૂપે સળંગ બ્રહ્મચૈતન્ય રૂપ છું.

इतिश्री बेहेचर बुद्धि भानू प्रकाश बारमीकला समाप्तः ॥ १२ ॥

## ॥ अथ तेरमीकळा प्रारंभः १३ ॥

प्रष्न—પ્રથમ એમ કહ્યું કે ત્રણ દેહ તે હું નહીં, ને વળી એમ કહો છો કે ત્રણ દેહ મારૂં સ્વરૂપ છે.

उत्तर—વીધી વાચકમાં કહેવું પડે ને વીધી કર્યા વીના નીષેધ થાય નહીં. માટે પ્રથમ દેહનો અધ્યાસ છોડાવા માટે તું દેહ નહીં, એમ કહ્યું છે. કારણ કે અંતઃકરણમાં ત્રણ દોશ છે. એકતો મલ અને વીક્ષેપ ને આવરણ. તે શુધ થયા પછી તારૂ સ્વરૂપ છે. તત્વરૂપ તું છું. જેમ માટીના ઘડા અનેક ભરી રાખ્યા હોય છે. તેમાં સૂર્યનું પ્રતીબીંબ સર્વમાં દેખાય છે.

प्रष्न—પણ સૂર્યનારાયણ પ્રતક્ષ છે તો પ્રતીબીંબ દેખાય છે.

उत्तर—તેમ આ તત્વબ્રહ્મ પ્રતક્ષ છે, તો જક્ત દેખાય છે.

प्रष्न—સૂર્યનારાયણ પ્રતક્ષ દેખાય છે, તો પરમાત્મા કેમ દેખાતા નથી.

उत्तर—આ તત્વ પ્રતક્ષ પરમાત્મારૂપ છે. તો જક્ત મીથ્યા

જણાય છે. વળી સુર્યને ઠેકાણે તત્વબ્રહ્મ છે. ને ઘડાના પ્રતીબીંબને ઠેકાણે જીવ આત્મા છે, ને ઘડાને ઠેકાણે સ્થુળ દેહ છે. અને સોનાના ઘાટ સોનાથી જુદા નથી, તેમ તત્વબ્રહ્મથી જક્ત જુદુ નથી. અને વળી લેહેરો તરંગ જુદા નથી, તેમ તત્વથી જક્ત જુદુ નથી. ને લહેરો ને તરંગ તો પવનના વેગે કરીને થાય છે, તેમ સંસ્કાર રૂપી વેગે કરીને કાર્ય કારણ રૂપ થાય છે. પણ કારણ કાર્યમાં ભેદ નથી, એ તો ઉપાધીમાં જુદા દરસાય છે. તે ઉપાધી મીથ્યા કલ્પના કરી છે.

प्रष्न—ત્યારે ઉપાધી કહેશો તો દ્વૈતપણું માલમ પડે છે.

उत्तर—સાચુ સમજવાને જુઠુ કહેવું પડે. ત્યારે સાચુ પદાર્થ દરસાય છે. વળી લક્ષના કરીએ ત્યારે તત્વબ્રહ્મનું યથાર્થ જ્ઞાન થાય છે. એને વળી દર્પણમાં મુખ માલમ પડે છે. તો આ પણ પ્રતક્ષ છીએ તો સામુ મુખ મીથ્યા દેખાય છે, પોતે છે તો મુખ છે. તેમ તત્વબ્રહ્મ છે તો જક્ત મીથ્યા દેખાય છે. મુખનું જ્ઞાન યથાર્થ થાય છે. તેમ તત્વનું જ્ઞાન લક્ષનાવડે પ્રતક્ષ માલમ પડે છે. દર્પણ તથા દેહ તો ઉપાધી છે તેમ આ તત્વને કેમ સમજી સકે માટે મીથ્યા માયાની કલ્પના કરી છે.

प्रष्न—મીથ્યા માયા કોને સમજવી?

उत्तर—જેમ સ્વપ્નામાં મીથ્યા પદાર્થ માલમ પડે છે, તેમ આ જક્ત મીથ્યા દર્શાય છે. ધ્યાતા ધ્યાન ને ધ્યે પણ નથી. માટે કાંઈ કહી શકાતુ નથી, જેમ સર્વે પદાર્થને આંખ દેખે છે. પણ આંખને જાણનાર બીજુ પદાર્થ નથી, તેમ સર્વ વસ્તુને માટે દીવો કરીને જોઇએ છીએ, પણ દીવાને જોવાને બીજો દીવો નથી, તેમ સૂર્યનારાયણ બધાને પ્રકાશ આપે છે. પણ સૂર્યને જોવા બીજો સૂર્ય નથી, તેમ તત્વબ્રહ્મને જોનાર બીજુ કાંઈ પદાર્થ નથી, એ લક્ષણાવડે તથા અતીપ્રશ્નથી સમજવાનું છે.

प्रष्न—લક્ષણા તથા અતીપ્રશ્ન કોને સમજવું?

उत्तर—જેમ સોનું છે તો ઘાટ છે, ને માટી છે તો વાસણ છે, ફુલ છે તો સુગંધ છે. તેમ તત્વબ્રહ્મ છે તો જક્ત દરશાય છે, તેમ રજ્જુનો સાપ, ઠુંઠાનો ચોર અને છીંપમાં રૂપું છે, તેમ આ જક્ત છે. પણ સાચુ રૂપું છે. ચાને સાચો ચોર છે. ને સાચો સરપ છે. માટે તેમાં દરશાય છે. રજ્જુને ઠેકાણે તત્વબ્રહ્મ જાણ, ને ઠુંઠાને ઠેકાણે તત્વબ્રહ્મ જાણ, ને છીંપને ઠેકાણે તત્વબ્રહ્મ

જાણ એમાં ત્રણ કલ્પિત છે. ચોર, સાપ ને રૂપું, તેમ જગત જુઠું છે. કલ્પના માત્ર છે. ને તમે કહો છો કે વળી સાપને ઠેકાણે જગત મીથ્યા કહો છો, પણ સાચો સાપ છે તો જુઠો દરશાય છે, તેમ આ જકત સાચું દરશાય છે.

इतिश्री वेहेचर बुद्धि भानू प्रकाश तेरमीकला समाप्तः ॥ १३ ॥

## ॥ अथ चौदमीकळा प्रारंभ. १४ ॥

प्रष्न—તત્વમસી મહાવાયક છે તે કેમ સમજીએ?

उत्तर—હે પૂરણ ભાગ્ય! તેં મહાવાયકનું પ્રશ્ન પુછ્યું છે. માટે સમજો કે ચારે સાધન સહિત હોય તે મહાવાયકનો અધિકારી થાય છે.

प्रष्न—ચારે સાધન સંયુક્ત કોને સમજવું?

उत्तर—વિવેક, વૈરાગ્ય, ખટ સંપતી, મુમુક્ષુતા, એવા જ્ઞાનના સાધન છે. તે પ્રથમ સમજીને અંતઃકરણ શુદ્ધ થાય છે. ત્યારે માહાવાયકમાં રૂચી ઊત્પન્ન થાય છે. જેમ વાંસણને કલઈ ચઢાવ્યા વિના છાસ તથા ઘી નાખીએ છીએ તો કટાઈ જાય છે, તેમ મળ, વિક્ષેપ ને આવ્રણ દુર થયા વિના માહાવાયકનું જ્ઞાન યથાર્થ વતું નથી. માટે બૈરંગ સાધન મેલીને અંતરંગ સાધન કરે, ત્યારે આત્મજ્ઞાનનો અધિકારી થાય છે.

प्रष्न—આત્મજ્ઞાન સમજવાનું શું ફળ હશે?

उत्तर—જીવણ મુક્તિરૂપ અપરોક્ષ બ્રહ્મ તું છે, એ એવું મોટું અમર ફળ છે. માટે સર્વ વસ્તુ સુલે મળે છે, પણ આત્મ સુખ સમજણ વિના મળતું નથી. અને સમજણ સર્વનું મુળ કારણ છે, માટે જગતના બંધનથી છુટવાનું ચાહ્ય તો, સર્વથી ઉત્તમ સત્સંગત છે, તે તું વારંવાર વિચાર કરે તો, મહા આનંદરૂપ થાય છે. અને સત્સંગતનું ફળ તો શિવપુરી, વિષ્ણુપુરી, લોક કર્તા વધારે છે, અને સત્સંગતનું ફળ કહી શકાતું નથી. અને એક પલકમાં મુક્તિનો લાહાવો મળે છે. દેવ, બ્રહ્મા, ઇંદ્ર, કુબેર, ચંદ્ર તે દેવલોક પણ ભરતખંડમાં મુનષ્યા દેહ પામવાને સત્સંગત ચાહ્ય છે. એ મોટો મનુષ્યાદેહનો લાહાવો છે. માટે વેદાંત તથા જ્ઞાન સર્વથી ઉત્તમપદ છે. અને જગતની મોહોરૂપી ફાંસી છે. તે અનેક ઊપાય કરવાથી મટે એમ નથી, પણ સત્સંગત એક પલકમાં

તથા થોડીવારમાં જીવન્મુક્તિનું સુખ આપે છે. જેમ કે કામધેનુનું સેવન કરવાથી સુખ મળે છે. તેમ સત્સંગતમાં અખંડરૂપ થાય છે, અને વળી કલ્પતરૂ પાસે બેસવાથી વાંછિત ફળ પ્રાપ્ત થાય છે, તેમ સત્સંગતમાં સુખ મળે છે. જેમ પારસમણીરૂપી સત્સંગત છે અને અવિદ્યારૂપી લોહું છે, એમ પારસમણી મળવાથી લોહું સોનું થાય છે. તેમ સત્સંગત મળવાથી બ્રહ્મરૂપ થાય છે. અને વેદની વિધિ સહિત જપ, તપ, તિરથ, વ્રત કરે, પણ તે સર્વથી ઊત્તમ સત્સંગ છે માટે પગલે પગલે કોટીયજ્ઞનું ફળ લખે છે. અને દયા, દિનતા, સર્વ, ધર્મ શ્રેષ્ટ છે. પણ જપ, તપ, દાન ને તિરથ. પણ ઊત્તમ સત્સંગ વેદમાં પ્રમાણ છે. જેમકે જપ, તપ, તિરથ, સકામ બુદ્ધિથી કરે છે. તે ઊલટો બંધનમાં પડે છે. અને નિષ્કામ કર્મ કરવાથી અંતઃકરણ શુદ્ધ થાય છે. રામકૃશ્નાદિક દેવનું સ્મરણ કરવાથી ફળની પ્રાપ્તી થાય, પણ સત્સંગ કરવાથી સેહેજ વાતમાં મુક્તિ મળે છે. અને વેદ, વ્યાકારણ, ઊપનિષદ ભણવાથી ફળ છે. તોપણ સતગુરૂ તથા સત્સંગ મળે તો થોડીવારમાં ફળની પ્રાપ્તી થાય. અને વળી બધા જ્ઞાનનું સાધન સત્સંગત છે શ્રુતિ, સ્મૃતિ, ભાષ્યકાર અને સૂત્રકારે કહી છે. પણ સત્સંગતમાં જગત અસત્ય અને તત્વબ્રહ્મ સત્યનો વિચાર દર્શાય છે. માટે ઊત્તમ સર્વથી તત્વજ્ઞાન છે.

इति श्री बेहेचर बुद्धि भानू प्रकाश चौदमीकला समाप्तः ॥१४॥

## ॥ अथ पंदरमीकळा प्रारंभः १५ ॥

प्रष्न—કર્મ ઊપાસના કરવાથકી મનની શાંતિ થતી નથી, માટે મનની શાંતી શાથી થાય છે?

उत्तर—તિરથ, ગંગા ફરીને ઘેર આવ્યા પણ મનની શાંતિ તો થઇ નહિ. પછી અમારા મનમાં એવો વિચાર આવ્યો કે, આ જગતનુ મૂળ કારણ કોણ હશે. એવું પ્રશ્ન કરૂ. જો ભાઈ ફાંસ કાળની અમારા મનમાં ખુંચી રહેલી છે, અને એ કાળનો ત્રાસ અમોને બહુ લાગે છે. કેમકે સર્વનો ગ્રાસ કરવાનો છે. તે માટે અમો બંધનમાં પડયા છઇએ. માટે દેહાઅભિમાન કરે છે તે કાળનો ગ્રાસ રૂપ છે.

प्रष्न—માટે કાળનો ત્રાસને ત્રાસ કેમ છુટે એ પ્રશ્ન છે?

उत्तर—ત્રણ દેહને વચ્ચે ચૈતન્ય શાક્ષીવત છે, તેને જાણ્યા વિના હું દેહ એમ સમજે છે, તેનું નામ જીવ કેહેવાય છે.

प्रष्न—જીવનું રૂપ કેવું હશે?

उत्तर—જીવનું રૂપ તો જોયું નથી કે કાળુ છે કે ધોળું છે. પણ એ કેહેવા કેહેવી નામ પડયું છે. ત્યારે રૂપ નથી તો નામ કેમ પાડયું. એ પણ કેહેવા કેહેવી પડયું છે. ત્યારે એમ સંભવે છે કે દેહના પ્રાલબ્ધ સોંપી કરી જો સુખ દુઃખ છે તે ઊપર આપણે પ્રતિત ન રાખવી. અને ઊપરાંમ વૃત્તિ રેહેવું. અને જીવ નામ અધ્યાસ છે. ક્ષુધા, પિપાક્ષા શરીરનો ધર્મ છે. તેને સોંપીને આપણે આત્મશુદ્ધ અવિનાશી છે, એવું જાણવાથી તરત કાળનો ભય નાશ પામે છે.

प्रष्न—આત્મા શરીરથી જુદો કેમ સમજાય?

उत्तर—પંચીકરણનો વિચાર કરવાથી તત્વ દર્શાય છે. અને દેહનો અધ્યાસ છુટી જાય છે. અને કારણ કાર્ય જુદા સમજાય છે. અને વળી અનાદીનું અજ્ઞાન તે તરત મટી જાય છે.

प्रष्न—તમે કોહો છો કે ખરૂં તત્વજ્ઞાન તે કેમ સમજીએ?

उत्तर—પરમાત્માને ઓળખવા માટે કાંઈ જોઈતુ નથી. મૂળ અહંકારનો ત્યાગ કરવો. અને અહંકાર નાશ પામ્યો કે પછી આપેઆપ આત્મારૂપ છીએ. એમાં સંદેહ નહી.

प्रष्न—આપણે આનંદરૂપ છીએ ત્યારે હુંપણું કેમ થાય છે?

उत्तर—બાળક રમતાં રમતાં ફેર ખાય છે. ત્યારે તે બાળકને મન એવું આવે છે. કે આ બધા ઘર ફેર છે. તે ત્રાસ પામીને પોતાની માની કને નાશી જાય છે; કેમકે તે બાળકને પુરી સમજણ નથી. તે બાળક ફેર ફુંદડી ખાય છે, તેના વેગે કરી ઘર ફરતાં દેખે છે. એમ સર્વત્ર પરમાત્મા પૂરણ જાણ્યા વિના દુખી થાય છે. આપણે વચમાં કાંઈ ચિજ નથી. માટે સર્વ ઠોર પરમાત્મારૂપ છે. અંતરને બાહાર ચિદાકાશ રહેલું છે. તેને નિશ્ચે કર.

प्रष्न—આ પ્રમાણે સમજીએ તો બંધન નથી તમારૂં વચન અમૃત જેવું લાગે છે?

उत्तर— હવે હે ભાઈ કાંઈ સંદેહ રાખીશ નહિ. જીવ, ઇશ્વરને જગત એ મનની કલ્પના છે. વળી રાગ, વૈરાગ્ય ને દોષ

ને અદ્દેષ. એ સર્વ વસ્તુ મનનો ધર્મ છે, ને તું વિચાર કરે તો અખંડ, અતોલ, અમાપ, નિરાકાર વ્યાપકરૂપે તત્વ બ્રહ્મ છે. એવો વિચાર કરવાથી જગત તે તું નથી. કેમકે સોનું છે તો ઘાટ છે. અને ઘાટની સાથે સોનું છે, કાર્ય કારણ જુદા નથી. ઊપાધીથી જુદા માલમ પડે છે, જેમ અજ્ઞાન નિદ્રામાં જગત માલ પડે છે, એમ જ્ઞાનથી જાગે ત્યારે દ્રષ્ટાદ્રષ્ટ ને દ્રશ્ય એ મિથ્ય છે. ક્ષુધા, પિપાક્ષા, હરખ અને વળી શોક, પુન્ય અને વળી પાપ, એ ઊર્મિ દેહની છે, અને તું જ્ઞાનરૂપ આત્મા અખંડ છે. સોહં પ્રકાશરૂપ છે, અને વળી ચિદાકાશ અદ્વૈત અમલ, સતચિત્ત આનંદરૂપ છે, અને જન્મ મરણ તારે વિષે સંભવતું નથી. અને તું નિરહંકાર જ્ઞાનરૂપ છે. અને દેહ છે તે વિષય ભોગવવાનું સ્થાન છે. અને ઇંદ્રીઓ, અંતઃકરણ, મન, બુદ્ધિ. ચિત્ત ને અહંકાર. તે તું તેંનાથી પર છું એતો જડ પદાર્થ છે. અને અપ્રમાણરૂપ છે, અને તું તે ચૈતન્યરૂપ સાક્ષી સ્વરૂપ છે. જેમ કપાસના ફળમાંથી રૂ નીકળે છે, તે રૂનું સુતર બને છે. તે સુતરના વાણો તાણો થઇને વસ્ત્ર નામ પડે છે. એમ એવું શુદ્ધ સ્વરૂપ તત્વમાં જગત અસત્ય દર્શાય છે. જે વસ્ત્રની પુતળી બનાવીએ, અને તેને નાની જાતના અલંકાર પેહેરાવીએ, પણ સુતર વિના બીજુ કાંઈ નથી. તેમ તત્વ શિવાય બીજું કાંઈ જગતમાં નથી. અને વળી ખાંડનાં રમકડાં બનાવીએ છીએ, તેમાં ખાંડ શિવાય બીજું કાંઈ નથી. તે પ્રમાણે પરમાત્માનું શુદ્ધ સ્વરૂપ જાણવું. અને જેમ કુંડળમાં કનક છે. તેમ અપ્રોક્ષબ્રહ્મમાં ઊપાધી જક્ત કલ્પેલું છે. અને તે તંતુને તત્વરૂપ જાણવું. ને વસ્ત્રને જગતરૂપ જાણવું, જેમ વટોળીયો વાયુમાંથી બને છે, ને અગ્નિમાંથી તણખા બને છે. અને વળી બીજમાંથી ઝાડ થાય છે. તેમ માટીનાં વાસણ બને છે, અને અગ્નિમાંથી દીવા અનેક બને છે. ને આકાશમાં અનેક ઘટ, મટ, જુદા દેખાય છે, એ પ્રમાણે બ્રહ્મ જક્ત દર્શાય છે. અને વળી સત્ય કહુ તો દેખાતું નથી. અને મિથ્યા કેહેવાતું નથી. અને હનિલવચની માયા છે. ગુંગાએ સાકર ખાધી તે શું કહે.

इतिश्री बेहेचर बुद्धि भानू प्रकाश पंदरमीकला समाप्तः॥१५॥

## ॥ अथ सोळमीकळा प्रारंभः १६ ॥

प्रष्न—મોક્ષનું સ્વરૂપ કોને કેહેવું?

उत्तर—કારણ સહિત અજ્ઞાનની નિવૃત્તિ અને તત્વ બ્રહ્મની પ્રાપ્તી એ મોક્ષનું સ્વરૂપ છે. અને વળી શુદ્ધ મુમુક્ષ ક્યારે થાય કે, મોહોરૂપી બેડી તુટી જાય ત્યારે, અને સ્મરણ, મનન, નિધ્યાસનમાં ચિત્ત રાખે ત્યારે, સદગુરૂની કુંચી મળે છે, અને જે છીંપ સ્વાંતીનો વરસાત ચાહ્ય છે. તેમ જેને સદગુરૂ મળે, કોઈ મહા જ્ઞાની, ત્યારે શીષને મુક્તિનો લ્હાવો મળે છે. અને ઊપાદાન જગત જુદું માનીને ઘટમઠમાં આકાશ સળંગ સૂત્ર દેખે છે. તે શુદ્ધચૈતન્ય અશીપદ જાણ. અને વળી જીવ ઇશ્વરથી ન્યારો, કેવળ અખંડ બ્રહ્મરૂપ છે.

प्रष्न—ત્યારે બ્રહ્મનું સ્વરૂપ કેવું હશે?

उत्तर—પ્રપંચ રહિત અસંગ પરીપૂર્ણ ચૈતન્ય બ્રહ્મ સ્વરૂપ છે, અને તે વળી મહાવાયકમાં પ્રમાણ છે, અને વેદની સુરતી પણ કેહે છે, માટે ભાગ, ત્યાગ, લક્ષણા સમજી લેઈ, અને જહદાજહદ વિચાર કરે, ત્યારે દ્વૈતબુદ્ધિનો નાશ પામે, અને પરમાત્માને યથાર્થ ઓળખે, પછી કર્મનું બંધન છુટી જાય છે, આ વાત જનકરાજાએ સુકદેવને પણ કહી છે, અને રામજીને વશીષ્ટમુનિએ કહ્યું. વળી કૃષ્ણે અર્જુન પ્રત્યે કહ્યું છે, એવું મહાજ્ઞાન છે, તે ગુરૂ કૃપા વિના મળતું નથી. માટે સર્વ વિચાર કરતાં તત્વનો વિચાર કરે, ત્યારે તત્વ જ્ઞાનની સ્થીતિ થાય છે, અને વળી આ મનુષ્યા દેહનું દુર્લભ શરીર આવ્યું છે, માટે અવસ્થા કાળ ગમાવોછો, તેથી સમજીને માહાવાયકનું જ્ઞાન મેળવો. માટે તત્વમસી પદ એક છે, એમાં કોઈ વાતનો ભેદ નથી. એમાં મહાવાયકનો અરથ ચાર વેદમાં વિસ્તાર કરેલો છે.

प्रष्न—ચાર વેદના માહાવાયકમાં લક્ષણા કોને સમજવી?

उत्तर—તત્વમસી જો. માહાવાયકનું પ્રથમ પદ તત્વપદ છે. ને તુંમપદ માહાવાયકનું બીજું પદ છે. અને વળી તેમાં વાચાર્થ, અને લક્ષાર્થ સમજીએ, ત્યારે અભેદ જ્ઞાન થાય છે. અને વળી લક્ષણા ત્રણ પ્રકારની થાય છે.

प्रष्न—ત્રણ પ્રકારની લક્ષણા કેમ સમજાય?

उत्तर—જહદ, અજહદ, ભાગ્ય ત્યાગ્યનો અભેદ વિચાર કરવો, એવી ત્રણ પ્રકારની લક્ષણા છે. માટે સંપૂરણ વાચાર્થીનો ત્યાગ કરીને વાચ અરથનો સંબંધનો ગ્રહણ થાય છે. ત્યારે જહદ લક્ષણા જાણવી. અને વળી વાચ અરથનો ત્યાગ કરીને તેના સંબંધ ગ્રહણ થાય છે, ત્યારે અજહદ લક્ષણા જાણવી. અને વળી વિરોધીક શુદ્ધ વાચના ભાગનો ત્યાગ કરીને તેનો સંબંધ અવિરોધી કાંઈ વાચ ભાગનો ગ્રહણ થાય, ત્યારે ભાગ્ય ત્યાગ લક્ષણા જાણવી. એ પ્રમાણે માહાવાયકમાં યથાર્થ સમજે ત્યારે અખંડ બ્રહ્મતત્વ સ્વરૂપ માહારૂં છે. એવું અભેદ જ્ઞાન થાય, ત્યારે મનુષ્યાદેહ ધર્યાનું ખરેખરૂં ફળ તે પામે છે.

प्रष्न—ચાર વેદના માહાવાયક જુદા જુદા કેમ સમજાય ને આનંદ રૂપ કોને સમજવું?

उत्तर—કારણ સહિત જગતની નિવૃત્તિ જાણે તેને આનંદ રૂપ જાણવું. અને માહાવાયકના વચન રસાળ સાંભળીને મનને વિષયથી હઠાવે, ત્યારે શુદ્ધ સ્વરૂપ પામે છે. અને દેહ અને અદેહ બંને મટી જાય છે. વળી શુભ અશુભપણું રેહેતું નથી. અને જીવ અને ઈશ્વિરની ભ્રાંતિ ટળી, અને આશ્રમને વરણ પણ નથી. ગુરૂ અને લઘુ બંને એક રૂપ થયા. ધર્મ અને પાપ ગયું. માટે પૂરણરસ આત્મતત્વ એકરસ ભરપૂર છે. માટે ઘટ વધ અને માપ અમાપ કહી શકાય એમ નથી. અને વળી મન, બુદ્ધી પ્રાણ પણ નથી. જ્ઞાતા, જ્ઞાન, ને જ્ઞે પણ નથી. પૂરણબ્રહ્મ સ્વરૂપ એકરસ છે. એમાં જગત ઇંદ્રજાળ જેવું માલમ પડે છે. દેહને અદેહ નથી. મુક્તિ અને અમુક્તિ નથી. પૂર્વ, પશ્ચિમ, ઊર્ધ્વ, અર્ધ નથી. ઊત્પત્તિ અને પ્રલે નહિ, વળી રૂપ નહિ ને રંગ નહી. વળી યોગી નહિ ને ભોગી નહી. માટે સ્વજાતિ નહિ ને વિજાતી નહિ, ગુણ નહિ ને નિર્ગુણ નહિ, એવું આનંદ સ્વરૂપ છે.

प्रष्न—માહાવાયક વેદના ચાર છે, તે અકેક જુદા જુદા કેમ સમજાય?

उत्तर—તત્વમશી એતો શામવેદનું માહા વાયક છે. અને વળી પ્રજ્ઞાન આનંદબ્રહ્મ એ ઋગ્વેદનો માહાવાયક છે. અને અેંગ આત્માબ્રહ્મ એ અથર્વેદનું માહાવાયક છે. અને અહંગ

બ્રહ્માસ્મી એતો યજુર્વેદનું મહાવાયક છે. માટે વેદ ધર્મ છે તે પ્રમાણ અને વેદ વિરોધી ધર્મ છે તે અપ્રમાણ છે. માટે પંથના વાડા બંધાઇને અનેક જાતના મત ચાલે છે. પણ વેદ ધર્મ અનાદીનો ચાલતો આવ્યો છે. માટે સર્વથી ઊત્તમ ધર્મ છે. અને વળી વેદ કાંઈ પદાર્થ નથી. એતો નારાયણનો પેહેલો સ્વાસ છે, માટે વેદનારાયણ હરી એવું નામ સુરતીમાં આપ્યું છે.

इतिश्री वेहेचर बुद्धि भानू प्रकाश सोळमीकला समाप्तः ॥१६॥

મનહર.

મારી બુદ્ધિમાં ઠરેલી, અતિ આનંદ ભરેલી,
તત્વજ્ઞાનથી કથેલી, અનુભવથી ગવાય છે;
નથી પામ્યો પંડીતાઈ, વાંચ્યું નથી પિંગળ ભાઈ,
ગુરૂ-ગમથી શીખાઈ, સતગુરૂએ બતાઈ છે;
રાખી કળા તેમાં સોળ, કરજો વાયકનો તોલ,
જ્ઞાન તેમાં છે અતોલ, બ્રહ્મજ્ઞાનમાં વટાવી છે;
ભુલચુક કરજો માફ, કવિજન મારા બાપ,
આ છે તમારો પ્રતાપ, બેહેચરદાસ સત્ય ગાઈ છે. ૧

દોહરો.

તત્વબ્રહ્મ રૂપ એક છે, માયા કલ્પિત જાણ;
તત્વમસી વિચારતાં, અપ્રોક્ષ બ્રહ્મ તું માન. ૧
મહાવાયક કલપ તરૂ, મોક્ષ ફળનું ધામ;
બુદ્ધીભાનૂ વિચારશે, તેનું પુરણ થાશે કામ. ૨
કલ્યાણસીંઘની કૃપા થકી, બેહેચર બુદ્ધિ પ્રકાશ;
વેદાંતશાસ્ત્રની વાત છે, તૃષ્ણાનો ટુટે લાસ. ૩

